# રવિભાણ સંપ્રદાયની વાણી.

ભાગ બીજો



છાપનાર

એલ. એમ. મોતી.

કમરશીયલ પ્રીન્ટીંગ વર્કસ

ઈસ્ટ સ્ટ્રીટ પુના.



પ્રસિધ્ધ કરનાર

મંછારામ મોતી.

ઠેકાણું:-૧૨, શોલાપુર રોડ, પુના.



સંવત ૧૯૯૨



કીંમત અમુલ્ય.

જેમ શક્તિશાલી પુરૂષ પોતાના નિવાસ સ્થાનથી હજારો કોસ પર આવેલા ઉત્તમ ક્ષેત્રોમાં રહી સત્સંગાદિદ્વારા અપૂર્વ યોગ્યતા મેળવી શકે છે. પરંતુ તથા અશકત પ્રાણીઓ પોતાના દેશમાં અથવા શહેરમાં રહી શાસ્ત્રીય ભાષાથી નહી પણ પ્રાકૃત-ભાષાદ્વારા વેદશિરોભૂષણ ઉપનિષદાદિ ઉત્તમ ગ્રંથોના ઉત્તમ રહસ્યને સમજી બીજાને બોધ આપે તો તે પુરૂષ જગતમાં વંદનીય ગણાય છે અને મહાદાની મનાય છે. વળી સુપુતપુત્રને તો સર્વ યોગ્ય બનાવી શકે છે. પરંતુ મંદબુદ્ધિવાળા પુત્રને યોગ્ય બનાવવો એજ પિતાનું કિંવા પુજ્ય પુરૂષોનું કર્તવ્ય છે

*　*　*　*　*　*

આજે ઘરોઘર મનુષ્યો પ્રાકૃત પ્રકૃતિના છે અને તેઓ સ્વકીય નિવાસસ્થાનમાં એવી ઉત્તમ યોગ્યતાના અભાવે ઉપનિષદાદિ રહસ્યને સમજી નથી શકતા એટલા માટે પરોપકાર દ્રષ્ટિએ મહાત્મા તુલસીદાસજી, મહાત્મા નાનક, મહાત્મા કબીર, મીરાંબાઈ નરસિંહ મેહતાદિ અનેક ભગવદ્‌ભકતોએ પોત પોતાની પ્રાકૃતભાષા દ્વારા પ્રાકૃત જનસમાજની અતિ ઉત્તમ સેવા કરી છે પરંતુ તેમાંના કોઈની વાણી પ્રધાન જ્ઞાનનેજ કહેછે તો કોઇની વાણી ઉપાસનાનેજ કહે છે. કોઇની વાણી શુભકર્મ વિષયનીજ હોય છે માટે જ્ઞાનયોગ, ભક્તિયોગ, તથા કર્મયોગ આ ત્રણેય યોગોને કહેનારી જેની પ્રાકૃત વાણી હોય તે તો સર્વજ્ઞજ ગણાય. પુર્વોકત તુલસીદાસજી પ્રભૃતિ મહાપુરૂષોએ જ્ઞાનયોગાદિ વિષયક વાણી બહુજ કરી છે પરંતુ ગુર્જર દેશના મનુષ્યોને યોગ ત્રયનું પાન કરાવવામાં અમારા પૂજ્ય શ્રી રવિરામસ્વામી એક મહાન પુરૂષ થયા કારણકે એમની વાણી પ્રાકૃત છતાં ઉપનિષદાદિ રહસ્યને સ્પષ્ટતાથી સમજાવે છે અને સાખ્યયોગ કર્મયોગ તથા ભક્તિયોગનેપણ પ્રદર્શીત કરે છે.

મહાત્મા રવિરામ સ્વામી વિ. સં. ૧૭૮૩ ના મહા સુદ ૧૫ ગુરૂવારે ગુર્જર દેશાન્તર્ગત કાનમ પ્રદેશમાં આમોદ નામના ગામે જન્મ પામેલા અને વિ. સં. ૧૮૦૯ ના ઉત્તર વર્ષમાં માઘ સુદિ ૧૧ ના રોજ બંધારપાડા ગામમાં તેઓશ્રીએ બ્રહ્મનિષ્ટ બ્રહ્મ શ્રોત્રિય શ્રી ભાણસાહેબ પાસેથી દીક્ષા લીધેલી તે વખતે ગુરૂ પ્રસાદથી પ્રાપ્ત થયેલ જ્ઞાનનું એક ભજન રચેલું :—

પ્યાલો મેં પીધો રે, લીધો લગન કરી ।
પરિબ્રહ્મ ભાળ્યારે, અદ્વૈત સુભર ભરી ॥

આવાં અનેક પદો લોક કલ્યાણાર્થ શ્રી રવિસાહેબે રચેલાં છે તેઓના એક એક પદ ઉપર વિવેચન કરવા બેસતાં એક એક નિબંધ લખાય તેમ છે. એ મહાત્માના રચેલ પદો સુજ્ઞજનો વાંચી સમજી તેનો યથાર્થ લાભ લે તેટલા માટે હાલ પુનાના ધર્મપરાયણ ભાઇ શ્રી મંછારામ મોતીરામ ભાઇએ પોતાના અમુલ્ય સમય તથા દ્રવ્યનો ભોગ આપી "શ્રી રવિભાણ સંપ્રદાયની વાણી ભાગ બીજો" પુસ્તકરૂપે પ્રકટ કરેલ છે તે માટે તેઓને અનંત ધન્યવાદ ઘટે છે.

લી. શ્રી મોરારસ્વામીની જગ્યાના મહંત
ઓધવદાસજી ગુરૂ શ્રી. રણછોડદાસજી મહારાજ.

---

# બ્રહ્મવેતા શ્રીસત્ગુરૂ

## ભાણસાહેબ તથા તેઓશ્રીની પરંપરાનુ ટુંક વૃતાંત

શ્રી ભાણસાહેબના પિતાશ્રીનું નામ ઠક્કર કલ્યાણ હતુ ચરોતર મધ્યે ગામ કીનખીલોડમા પોતાના કુટુંબ સહીત રહેતા હતા. શ્રી ભાણસાહેબના માતુશ્રીનું નામ અંબાબાઇ હતું તે અંબાબાઈ ના ઉદરથી પદ્માબાઈ તથા સોનબાઇ તથા લાલુબાઇ અને લાડુબાઇ નામે પ્રથમ ચાર દીકરીઉં જન્મી હતી. તે પછી કાના નામે પુત્રનો જન્મ થયો હતો. તે પછી સંવત ૧૭૫૪ના માઘ શુદ ૧૫ને મંગળવારે સવારમાં શ્રી ભાણસાહેબનો જન્મ થયો હતો. અને કલ્યાણ ઠક્કરને કીનખીલોડ ગામના લોકો સાથે અણબનાવ થવાથી પોતાના મુળ વતન વારાહીમાં કુટુંબ સહીત ગયા, ત્યાર પછી કલ્યાણ ઠક્કર તથા અંબાબાઇ થોડા કાળ પછી દેહાંતને પામ્યા. શ્રી ભાણસાહેબ સંવત ૧૭૮૦ના આશો સુદ પાંચમને મંગળવારે વારાહી શેહેરમાં ઠક્કર મેઘાની કન્યા ભાનબાઇના સાથે પરણ્યા. એને તે ભાનબાઇના ઉદરથી ખીમદાસ નામે બે પુત્રો થયા તેમાં એક પાંચ વરસની વયે ગુજરી ગયા ને શ્રી ભાણસાહેબ મહી રેવાના સેવકોના આગ્રહને લઇને શેરખી ગામમાં સંવત ૧૭૮૫ માં જગ્યા બાંધીને પોતાના મોટાભાઇ કાનદાસજી તથા તેમની સ્ત્રી કુંવરબાઇને શેરખીની જગ્યાના અધીષ્ઠાતા તરીકે રાખ્યાં થોડા

વખત પછે કાનદાસજીનું શરીર કાળ ધર્મને પામ્યું. તે ખબર વારાહીમાં શ્રી ભાણસાહેબને પડતાં તેમના પછવાડે ભદ્રોચ્છવ વારાહીમાં કરી પોતાના પુત્ર ખીમદાસજી તથા તેમની સ્ત્રી રામબાઈને વારાહીના મંદીરમાં રાખી શ્રી ભાણસાહેબ તથા ભાનબાઇ સહીત શેરખી પધાર્યા. થોડા કાળ શેરખી રહ્યા બાદ ભાન બાઇનું શરીર કાળ ધર્મને પામ્યુ ને તેમના પછવાડે શેરખી મુકામે ભદ્રોચ્છવ કર્યો.

* * * * * *

કાનદાસજીને શામદાસજી તથા જીવાબાઈ નામે બે સંતાનો હતાં. થોડો વખત જતાં શામદાસજી તથા કુવરબાઇ ના શરીરો કાળ ધર્મને પામ્યાં ને તેમના પછવાડે ભદ્રોચ્છવ કર્યો. પછી શ્રી ભાણસાહેબે કનોડી રવીસાહેબને જલદી શેરખી આવવા પત્ર લખ્યો ને ગામના લોકોને કહ્યું કે રવીદાસ મારૂં સ્વરૂપ છે એમ જાણશો. ને મારા ને રવીદાસ માં જરાપણ ભેદ રાખશો નહી એવી રીતે આજ્ઞા આપી ત્યાંથી નીકળી સંવત ૧૮૧૧ માં કમીંજડા નામે ગામમાં જીવંત સમાધીસ્થ થયા.

* * * * * *

### કમીજડા.

ભાણસાહેબ મહારાજ સંવત ૧૮૧૧ માં કમીજડા મુકામે જીવતાં સમાધિસ્ત થયા. તે સમાધિપર દહેરી બંધાવવામાં આવી. તે દેવાલય બંધાવવાનું કાર્ય રવિદાસ મહારાજે તથા ખીમદાસ મહારાજે મળીને કરેલું તેની પુજા આવતા જતા સર્વ સાધુઓ કરતા. આ વ્યવસ્થા લગભગ

સો વર્ષ સુધી ચાલતી રહી. ત્યારબાદ શાપરના શ્રી ભાણુ-સાહેબની શાખાના રામદાસજી કરીને એક સંત આવ્યા, અને કમીજડામા સમાધની પુજા કરવા રહ્યા. ત્યારપછી ગાસ દેવાણના ભક્ત જેઠાભાઈ દયાળજીએ સમાધિની આસ પાસ મંદીર બંધાવ્યુ. શ્રી રામદાસજીએ પોતાના શિષ્ય વાલદાસજીને સંવત ૧૯૪૨ ની સાલમાં કમીજડાની ગાદીએ બેસાડયા તે વાલદાસજી મહારાજ સંવત ૧૯૫૨ ની સાલમાં સમાધિસ્થ થયા. ત્યારપછી રવિભાણ સંપ્રદાયમાથી લાલ-દાસજી મહારાજના શિષ્ય વિષ્ણુદાસજી મહારાજ સં. ૧૯૫૨ ના માઘ સુદ ૧૫ ને દિવસે ગાદીએ આવ્યા. તેઓ સંવત ૧૯૬૬ ના વૈશાખ વદ ૧૩ને રોજ સમાધિસ્થ થયા ત્યારપછી તેમના શિષ્ય દેવીદાસજી મહારાજ સંવત ૧૯૭૦ ના વૈશાખ સુદ ૧૩ ના દીને ગાદીએ આવ્યા તેઓ સવત ૧૯૮૪ ના કાર્તિક સુદ ૧૧ ને રોજ સમાધિસ્થ થયા. તેમના ગુરૂભાઇ હીરાદાસજી સંવત ૧૯૯૪ ના કાર્તિક સુદ ૧૫ ને રોજ ગાદી એ આવ્યા. તેઓ શ્રી હાલમાં મંદિરની વ્યવસ્થા કરે છે.

*  *  *  *  *  *

ખીમદાસજી મહારાજ વારાહીમાં બીરાજતા હતા. તેમ ને ગંગારામજી તથા મલુકદાસજી નામે બે પુત્રો હતા. એક વખત ખીમદાસજી મહારાજ તળાવપર સ્નાન કરી પ્રાણાયમ ખેંચીને સમાધીમાં બેઠા હતા તે વખતે વારાહીના જતરાજી-ના પુત્રે તેમને જોઇ ઢાંગ કરે છે તેવું માની દેવતા લઈ જાંગ પર રાખી દીધો ને ત્યાંથી ચાલી ગયો. પોતે સમાધીમાં હોવાથી પોતાને ખબર પડી.નહીં. પછે સમાધી ઉતરવા પછે પોતે જાંગ પર જોયું તો દેવતા સાથળમાં એક તસુ ઉતરી

ગયેલા જોઇ, વારાહીનુ પાણી હરામ કહી ત્યાંથી સીધા શેરખી રવીસાહેબ પાસે પધાર્યા ને તેમની પાસેજ રહ્યા. તે ખબર ભાણુસાહેબને થતાં ભાણસાહેબ શેરખી ખીમદાસજીને તેડવા ગયા પણ પોતે લીધેલ ટેકથી ડગ્યા નહી. પછી રવીસાહેબની આજ્ઞાથી દેશ વાગડમાં ગામ રાપર મધ્યે સંવત ૧૮૩૭ માં ખીમદાસજી મહારાજ જગ્યા બાંધી રહ્યા. સંવત ૧૮૫૭ માં રાપરમાં ખીમદાસજી મહારાજ સમાધીસ્થ થયા ને ગંગારામજી મહારાજ ગાદીપર બીરાજ્યા ને પોતાના નાનાભાઇ મલુકદાસજી અંજારમાં જઇ જગ્યા બાંધી રહ્યા. સંવત ૧૮૩૩ માં ગંગારામજી મહારાજ રાપરમાં સમાધીસ્થ થયા. મલુકદાસજીના કેશવદાસજી તથા પરશોતમદાસજી તે બન્ને પરણ્યા હતા. કેશવદાસજીને સુંદરદાસજી તથા વલ્લભદાસજી થયા, તેમાં સુંદરદાસજી ગંગારામજી મહારાજ પછી ગાદીપર બીરાજ્યા. સંવત ૧૯૩૧ ના આશાડ વદ આઠમને રોજ ગંગારામજી રાપર મધ્યે સમાધીસ્થ થયા. સુંદરદાસજીએ શ્રી ભાણ પરચરીના છેલા ચાર વીશ્રામ શ્રી મોરાર સાહેબની આજ્ઞાથી બનાવ્યા.

પરશોતમદાસજીના લાલદાસજી, હરીદાસજી તથા મોહનદાસજી, તેમાં લાલદાસજી મોરારસાહેબ પાસે દીક્ષા લઇને દુધઇ જઇ જગ્યા બાંધી રહ્યા. ને મોહનદાસજી સુંદરદાસજી પછી રાપર જગ્યાની ગાદીપર બીરાજ્યા. તે સંવત ૧૯૪૬ ના ફાગણ શુદ ૪ ને રોજ રાપરમાં સમાધીસ્થ થયા, ને અમરદાસજી મહારાજ ગાદીપર બીરાજ્યા. તે અમરદાસજી મહારાજ સંવત ૧૯૮૭ ના પોષ શુદ ૮ ને શનીવારે રાપરમાં સમાધીસ્થ થયા. તેમના શીષ્ય રઘુવર-દાસજી ગાદીએ આવ્યા. રઘુવરદાસજી સંવત ૧૯૮૭ ના ચૈત્ર

શુદ ૬ને બુધવારે રાપરમાં સમાધીસ્થ થયા ને સંવત ૧૯૯૦ ના ચૈત્ર શુદ ૧૫ ને શનીવારે વીસરામદાસજી ગાદીએ આવ્યા. રાપરથી પરશોતમદાસજી સંવત ૧૯૦૯ માં શેરખી સમાધીસ્થ થયા.

## શેરખી ૧.

સંવત ૧૮૮૮ માં શેરખી રામદાસજી સમાણા ને વાલદાસજી શેરખીની ગાદીએ બીરાજ્યા. સંવત ૧૯૧૦ માં વાલદાસજી શેરખી સમાંણા ને રેવાદાસજી મહારાજ શેરખીની ગાદીએ બીરાજ્યા. સંવત ૧૯૨૮ ના ફાગણ સુદ ૭ ને રોજ રેવાદાસજી સમાંણા ને રાધીકાદાસજી મહારાજ શેરખીની ગાદીએ બીરાજ્યા. સંવત ૧૯૬૩ ના આશાડ સુદ ૧૦ના રોજ રાધીકાદાસજી મહારાજ નાસીકમાં પંચવટીમાં સમાધીસ્થ થયા ને રાઘવપ્રસાદજી મહારાજ સંવત ૧૯૫૯ ના અષાડ સુદ ૧૫ ને રોજ ગાદીએ બીરાજ્યા. મંદીરની સર્વ વ્યવસ્થા હાલમાં તેઓશ્રી કરે છે.

સંવત ૧૭૪૫ માં શ્રી ભાણુ સાહેબે શેરખીની જગ્યા બાંધી કાનદાસજીને ત્યાં રાખ્યા. તે કાનદાસજી નીરવાણુ પામતાં રવીસાહેબ મહારાજ ગાદીએ આવ્યા.

રવીસાહેબે શ્રી ભાણુ પરચરીના પ્રથમ દસ વિશ્રામ બનાવેલા છે.

રવીસાહેબ મહારાજ શેરખીથી ખંભાલીયે મોરાર સાહેબને ત્યાં સમાવાનું વચન આપેલ તેથી પોતાના શીષ્ય રામદાસજીને સંવત ૧૮૬૦ માં શેરખીની ગાદીપર બેસાડીને પોતે ખભાલીયા જવા પ્રયાણ કર્યું. તે વચમાં વાંકાનેર આવતા પોતાનુ શરીર બીમાર થવાથી કડીઆ ભગતને ત્યાં

નીરવાણુ પામ્યા ને મોરારસાહેબ સાથે હોવાથી મહારાજના શરીરને ખંભાલીયા લઇ જઇ ખંભાલીયા સમાધીસ્થ કર્યા. તે મહારાજની સમાધીપર હાલ શ્રી રામચંદજી મહારાજનું મંદીર છે.

## ખંભાલીયા

સંવત ૧૮૩૨ માં શેરખી મુકામે રવિસાહેબ પાસે મોરાર સાહિબે દીક્ષા લીધી. આઠ વરસ શેરખી રહી મહારાજ શ્રીની સેવા કરી મહારાજશ્રીની આજ્ઞાથી સંવત ૧૮૪૩ ની સાલમાં મોરારસાહેબ શેરખીથી ખંભાલીયા પધાર્યા અને સંવત ૧૯૦૨ ના ચૈત્ર શુદ ૨ ને રોજ ખંભાલીયામાં જીવતાં સમાધીસ્થ થયા. ને તેમના શીષ્ય અગ્રદાસજી ખંભાલીયાની ગાદીએ આવ્યા. અગ્રદાસજીના શીષ્ય ઓધવદાસજીએ અંદરના વીગ્રહને લઇ કચ્છમાં મચ્છકા ગામમાં જઇ જગ્યા બાંધી. અગ્રદાસજી મહારાજ પછી ચરણદાસજી મહારાજ ખંભાલીયાની ગાદીએ આવ્યા. સંવત ૧૯૨૭ ના ચૈત્ર શુદ ૯ ને રોજ રવિસાહેબની સમાધીપર દેવળ કરાવી શ્રી ઠાકોરજીની પ્રતીષ્ઠા કરાવી તથા જગ્યા ફરતો પાકો કોટ કરાવ્યો.

* * * * * *

## મોરાર સાહેબના શીષ્ય

મહારાજશ્રી શ્રી વાલજી રામજી જે વખતે મોરારસાહેબની પૂજ્ય ગાદીના મહંત શ્રી ચરણસ્વામી હતા તે વખતે મહારાજશ્રી શ્રી વાલજીરામે મુંબઇ મધે વડગાદીપર જગા જમાવી હતી. અને અનેક શીષ્યો કરી તેમનો ઓધ્ધાર કર્યો હતો. તેમના શીષ્યો પૈકી મુખ્ય શીષ્ય ભક્ત છોટાલાલ એમણે ગુરૂસ્તુતી તથા બીજા

અનેક અનુભવી પદો બનાવ્યા હતા. જેમાના થોડા પ્રથમના ભાગમાં છાપેલા છે. તથા બીજા શીષ્યો આસરફીપાળ, મોતી જગજીવન, વનમાળી શામજી, પરશોતમ રતનજી, આસર વીરજી, વીગેરે વીગેરે.

મહારાજશ્રી શ્રી વાલજીરામે સવત ૧૯૪૨ કારતક શુદ ૧૩ ને શુક્રવારે દેહનો ત્યાગ કર્યો. જે દીવસે દેહનો ત્યાગ કરવાનો હતો તેની આગલી રાત્રે બધા સેવકોને બોલાવીને જે ઉપદેશ કરવાનો હતો તે કર્યો

મહારાજ શ્રી દરવરસે એક વહાણભરી, લુગડા, સીધો, વીગેરે સામાન ગુરૂમહારાજ શ્રી મોરાર સ્વામીની જગ્યામાં મોકલતા હતા

એમની સમાધી મુંબઈ વાલકેશ્વર મધે દરીઆકીનારે સ્મશાન ભુમીમાં છે.

સંવત ૧૯૩૯ માં ચરણદાસજી મહારાજ સમાણા ને જેરામદાસજી મહારાજ ગાદીએ આવ્યા.

૧૯૫૫ માં જેરામદાસજી મહારાજ સમાણા ને રણછોડ દાસજી મહારાજ ગાદીએ આવ્યા.

સંવત ૧૯૬૪ ના ફાગણ શુદ ૧૫ ને રોજ રણછોડ દાસજી મહારાજ સમાણા ને સંવંત ૧૯૬૫ ના વૈશાખ શુદ ૩ ને રોજ ઓધવદાસજી મહારાજ ગાદીએ આવ્યા. જેઓ શ્રી હાલમાં મંદીર વીગેરેની સર્વે વ્યવસ્થા કરે છે.

---

તા. ક.—જયાં "કાળ ધર્મને પામ્યા" એમ છાપેલ છે તેને "સમાધીસ્થ થયા" એમ વાંચવુ

# શ્રી રવીરામ સ્વામીકૃત સપ્ત ભોમકા.

બુધે બુધ દીયો ગોવીંદા, ઇન્કે મુક્ત મીટે જગફંદા
હરીકો ભજન કથા ગુરૂ સેવા, પુજે ભક્ત નીરંજન દેવા
રામ મીલનસુ કરે સતસંગા, પ્રથમ ભોમકા ચઢત ઉતંગા ॥ ૧ ॥
ગુરૂ જ્ઞાની જે શબ્દ ઉચ્ચારે, તે સુણી વારંવાર વીચારે
સુક્ષ્મ દ્રષ્ટ લે અર્થહી જોઇ, નીતનીત વીવેકજ હોઈ
પ્રભુસે પ્રેમ સંસાર ઉદાસા, દુજી ભોમકા હે સતવાસા ॥ ૨ ॥
શુકેજીતી મન ઇદ્રી લાવે, શ્રીગુણ નીર્ગુણ સમાધ લગાવે
બાહીર વૃત્તી મીટે વીશેખા, અંતર પેઠકે આતમ પેખા
ભય તજી નીરભે પદ લલચાણા, ત્રીજી ભોમકા વેદ લખાણા ॥ ૩ ॥
સુણીહુ મગન ભયો બ્રહ્મ માંહી, ઓર સંગ કોઉ ભાવત નાહી
અદ્વૈત એક અખંડ સુખ પાયા, સ્વપ્ન સહીત સબ દ્વૈત વીલાયા
ત્વં પદ નામ ભયે સંયુક્તા, ચોથી ભોમકા જીવન મુક્તા ॥ ૪ ॥
આદીત અનુભવ અરક ઉજારા, તામે લીન ભયા ગુન તારા
સચ્ચીદાનંદમેં રહ્યા સમાઇ, ઓર દેહગુણ ઉઠે ન કાંઈ
જ્ઞાન બોધકા આર ન પારા, પાંચમી ભોમકા હે નીરધારા ॥ ૫ ॥
સુખમય સુખ સુસોપતી માંહી, બીના જગાયો જાગત નાંહી
જીતે દેખે તીતે બ્રહ્મજ દેખે, છઠી ભોમકા વીશ્વ ન પેખે ॥ ૬ ॥
મંગળ રૂપ હોઇ રહ્યો સોઈ, આપે બ્રહ્મ ઓર નહી કોઇ
શુધ્ધ ન દેહી સંકલ્પ [illegible] [illegible]રા અંગ જરા [illegible] [illegible]રે
બ્રહ્માનંદ ભયો રસ [illegible] [illegible] ન રહ્[illegible]
ભાવે ભોજન કોઇક [illegible] કોઈ
પ્રારબ્ધ જોગ રહે [illegible] દગ્ધ
કોઉ દીન [illegible] [illegible]યુ
સપ્ત ભે.

# શ્રી રવી સાહેબ કૃત

## વાણીની અનુક્રમણીકા.

---

શંકર હસ્તામલક સંવાદમાં પહેલો દોહો છે તે, તે ઠેકાણે ભુલથી છપાએલ છે. કારણ કે તે ભાંણુ સાહેબનો નથી.



ब्रह्मानंदं परम् सुखदम्
केवल ज्ञान मूर्तिम्
द्वंद्वातीतं गगन सदृश
तत्त्वमस्यादिलक्ष्यम् ॥
एक नित्यं विमलमचलम्
सर्वंदे साक्षीभूतम् ।
भावातीत त्रिगुणरहितम्
सद्गुरुस्तन्नमामि॥

# શ્રી ભાણ ગીતા.

## રવી સાહેબ કૃત.

ભર્મ મેટણ ભેદ હે, એસી ગીતા જાણ
રવીદાસ અભેદ અછેદ હે, અગીની ગી પદ નીરવાણ ॥ ૧ ॥
અણલી ગી પદ જે અનુભવે, જાકુ ગુરૂગમ હોય
રવીદાસ ગુરૂ શબ્દમે, નીર તર નજરે જોય ॥ ૨ ॥

### કડવુ પહેલું.

ચોપાઈ

પ્રથમ સમરૂ સતગુરૂ દેવજી, સમરણ કરતા ટળે અહમેવજી
સતગુરૂ આપે અ તર ભેદજી, તનમન અરપી કીજે સેવજી ॥ ૩ ॥

ઢાળ.

સેવા કરતા સાર પામે, વાગે સ_ગ દુ ખ દારૂણ
તાપ ટળે ત્રણ ભાગે, મટે આવા ગમણ ॥ ૪ ॥

ગુરૂગમથી ગુંજ આવે, ભી તર મરમ તુટાયે
જગ તાંતી તોડે ત ત પામે, સદગુર ચરણે વસાયે ॥ ૫ ॥
ગુરૂ ગોવીદ એક જાણો, માણો મરમ લહી સહુ
સીદ્ધાંતે કરી વારતા, તે સતગુરૂ પ્રતાપે કહું ॥ ૬ ॥
ભેદ છે જે બ્રહ્મનો, વેદમા કહ્યુ છે કથી
માયા સહીત વખાણીયુ, પણ સતગુરૂએ કાઢયુ મથી ॥ ૭ ॥
ભક્તી જોગ વૈરાગે કરી, વશ રાખીયે નીજ મન
ગુંજ જડે ઘર ભી તરે, સ ત થાયે પરમન ॥ ૮ ॥
સ સારના સુખ તુચ્છ જાણે, માયા રહીત નર થાય
અરક ઉગે તીમીર ભાગે, જો ગુરૂગમે ગોતાય ॥ ૯ ॥
તરણ તારણ છો ગુર, જેથી ગળે લી ગ વાસન
કાલ કંપે નવ કામ વ્યાપે, સુરત ન જાય આન ॥ ૧૦ ॥
એવો લક્ષ આવે લાભ થાગે, તે ગર્ભમા આવે નહી
જીવન મુક્ત જે થઇ રહે, તે પરિબ્રહ્મ પોતે સહી ॥ ૧૧ ॥
એવા સદગુરૂ દય ળ કહીયે, આપ સરખા કરે ખરા
શબ્દે કરી સંકટ ટાળે, પાપ પુન્ય કર પરા ॥ ૧૨ ॥
સતગુરૂ સ્યામ જાણવા, તમા અતર જરી
નવ રાખીયે
અરૂપ વસ્તુ આપ સતગુર, દુબ્ધા કાઢી નાખીયે ॥ ૧૩ ॥
માત સતગુરૂ તાત સતગુરુ, સગા કુટુ બ ગુર બાંધવા
ધણી સતગુર મણી સતગુર, એવુ જાણે જાયે દુઃખ
દંદવા ॥ ૧૪ ॥
પરતીત હોય તો પાર આવે, જાગી ઉઠે આતમાં
એક પલમાં પાર પામે, સતગુરૂ કેરી વાતમા ॥ ૧૫ ॥
આદ મુળના મર્મ લહે તો, સ સારના સુખથી ટળે
સતગુરૂ કેરા ભેદ જાણે, વસ્તુ વસ્તુમાહી ભળે ॥ ૧૬ ॥

મહા મંત્રનો મર્મ લહી, જો જાણીયે જુગતે કરી
ગુરૂગમ આપે અનુભવ, ચોર્યાંસી નાવે ફરી ॥ ૧૭ ॥
સતગુરૂ કેરી રીત એહવી, જેહવું તાવ્યું ઘ્રત
નામથી નીરમલ કરે, મનમાં ન આવે દ્વેત ॥ ૧૮ ॥
આદ્ય અંત મધ્ય ઓળખી, નીરખે કરો નીજ નામને
રવીદાસ કહે સત શબ્દ સમજી, સેવો સતગુરૂ શ્યામને ॥ ૧૯ ॥

દોહા

ગુરૂગમસે ગમ પાઇયે, અલખહી લેય લખાય;
રવીદાસ સતચીદાનંદમાં, જ્યો સાગર બુંદ સમાય ॥ ૨૦ ॥

---

કડવું ૨ જું.

હવે કહું અનાદી અલેખજી, ત્યાં નહી વરણા વરણ ને ભેદજી
તહાં નહી તીનુ ગુણ વીવેકજી, સકળ પસારા નહીં તહાં ટેકજી ॥ ૧ ॥

ઢાળ.

ટેક નહી તહાં સકળ પસારા, તહાં નહી અંતને આદ
નહી મધ્ય પાપ પુન્ય પરસ્પર, નહી તહાં નીંદા વાદ ॥ ૨ ॥
તહાં નહી નારી પુરૂષ હોય, તહાં નહી શત્રુ ને મીંત્રુ
અગમ નીગમ તહાં નહી, તહાં નહી જંતુ ને તંતુ ॥ ૩ ॥
મેર મંડળ યાં નહી, તહાં નહી ધરણ આકાશ;
નાદ બુંદ તહાં નહી, તહા નહી સ્વાસ ઉસ્વાસ ॥ ૪ ॥
નહી નાતી નહી જાતી, નહી કુલ વહેવાર;
દેવ દાનવ તહાં નહી, નહી છાયા માયા લગાર ॥ ૫ ॥

સીદ્ધ સાધક તહાં નહી, નહી મુનીશ્વર મહા મુન્ય
જોગ જપ તપ તહાં નહી, નહી હરખ શોક સગુન ॥ ૬ ॥
સ્થુલ સુક્ષ્મ યા નહી, નહી રાત દીવસ પરમાંણુ
નીરગુણ સગુણ ત્યાં નહી, સા નહી જાણુ અજાણુ ॥ ૭ ॥
રાજા પ્રજા ત્યા નહી, નહી ત્યાં કાજી કુરાન
પુરાણુ વેદ ગુણી નહી, તહા નહી ગધર્વ ગાન ॥ ૮ ॥
સુખ દુ:ખ દોનુ તહાં નહી, તહા નહી માન ગુમાન
ચતુરાઈ ત્યાં ચાલે નહી, તહા નહી ચોકા પાન ॥ ૯ ॥
પીર પેગમ્બર તહા નહી, નહી સન્યાસી સેવડો
જોગી ભોગી તહા નહી, તહાં નહી નાનો ને બડો ॥ ૧૦ ॥
જરા મરણુ તહાં નહી, રગત પીત નીલું નહી શ્વેત
નહી શ્યામ પચીસ પ્રકૃતિ, ત્યાં નહી હરખ ને હેત ॥ ૧૧ ॥
શીવ શક્તી તહા નહી, નહી વેકુંઠ કૈલાસ
મારગ ઉમારગ તહા નહી, તહાં નહી સ્વામીદાસ ॥ ૧૨ ॥
ધ્યાન જ્ઞાન વૈરાગ નહી, નહી જોગ સન્યાસ
ભગત જગત તહાં નહી ત્યા નહી રહીત નહી નાસ ॥ ૧૩ ॥
ધર્મ કર્મ તહાં નહી, તહા નહી આમ નીરાસ
ચૌદ લોક તહાં નહી, નહી ધરણુ ને આકાશ ॥ ૧૪ ॥
તેજ પવન પાણી નહી, એ પાચ તત્વ સા નહી
સતગુરૂ એકે ન રાહ રાખે, ઓર સકલ પરલે જાહી ॥ ૧૫ ॥
ભેદ અભેદ તહાં નહી, આસન વાસન નહી હોય
કર્મ અકર્મ તહા નહી, તહા નહી એક ન દોય ॥ ૧૬ ॥
અલેખ લેખામાં નહી, રૂપ રંગ અરૂપ નહી રામને
રવીદાસ કહે એહ વાવાધ જાંણુા, જો સેવો સતગુરૂ
શ્યામને ॥ ૧૭ ॥

દોહા.

નીરાકારકે પારહે, તન પારન કે પાર
રવીદાસ તામે સમાઇયાં, વામે કછુ ન વીચાર ॥ ૧૮ ॥

---

કડવું ૩ જું.

નીરખ્યામા રૂપ ન આવેજી, એ કથામાં કેમ કહાવેજી
પરપંચથી તે પાર રહાવેજી, મન પવન તહાં નવ જાવેજી ॥ ૧ ॥

ઢાળ.

મન વાણી તહાં છે નહી, તહાં નહી અજંપા જાપ
અખંડ બ્રહ્મ અકલ અરૂપી, એક આપે આપ ॥ ૨ ॥
નહી હેઠો ઉંચો નહી, નહી તે કહેર નામ
દ્રષ્ટાંતમાં એ કેમ આવે, નહી ગામ ને ઠામ ॥ ૩ ॥
અજોત જોયામાં નહી, તે વરણવ કેઇ પેરે થાય
અજર અમર અલોક છે, તે સહેજે રહીરે સમાય ॥ ૪ ॥
જેમ છે તેમનો તેમ છે, વધે ઘટે જરા નહી
ડાળ મુળ શાખા નહી, સ્વરૂપ અરૂપ તેતો સહી ॥ ૫ ॥
અપાર પાર પરીબ્રહ્મ છે, રસનાએ કેમ કહે કથી
અની દ્ર અવની માંહી નહી, આકાશમાં કબહું નથી ॥ ૬ ॥
ઉપમામાં આવે નહી, તો અવરમાં કેમ હોય રે
અનીલ અણુલીંગી અક્ષરી, અધીક છે એકલો હોયરે ॥ ૭ ॥
પરમ ગતી પરમાતમાં, અખંડ રહીત અનાદ છે
સુરત પોંચે નહી અદકે ઓછે, અમર નામ અગાધ છે ॥ ૮ ॥
અવનાશી પણ સેંજ નહી, તો કેમ આવે ગર્ભ વાસ
અમરમદ એવાણુ વોહોણું, જે ધ્યાતા નહી ત્રાસ ॥ ૯ ॥

ગેબ ગુપત છેજ પરગટ. પરસંધે સુઝે નહી
આદ્ય અંતને મધ્યે નહીરે, ચૌદ પરસમી સહી ॥ ૧૦ ॥
વસ્તુ ન હોય વીચાર મહી, વણુ દીઠે શું રે વખાણીયે
અગમ અગોચર અગોમ અલેખ, જાણનહારા જાણીયે ॥ ૧૧ ॥
મરમ મહોટો પરમ પદનો, મંત્ર જંત્ર વણુ જુગદીશ
સદા સદોદીત સચ્ચીદાનંદ છે, આકાશ આગે અદીશ ॥ ૧૨ ॥
અમોહ અગણીત બ્રહ્મઆપે, અક્ષરાતીત છે એક
પંડ બ્રહ્માંડથી ન્યારો રહ્યો, ઇંડ માંડવ વણુ ટેક ॥ ૧૩ ॥
અખંડ જ્યોત છે અધર પર, ઓળખી ન શકે કોઇ ધામને
રવીદાસ કહે એવું જાણો, જો સેવો સતગુરૂ શ્યામને ॥ ૧૪ ॥

સાખી

પંચ તત્વકે પારહે, અંકુર બીજ વીન એક
રવીદાસ બ્રહ્મ સત નામકુ. જાકુ રૂપ ન રેખ ॥ ૧૫ ॥

---

કડવુ ૪ થું.

એવો અકળ અનાદી કળ્યો નવ જાયજી, અટલ અભંગી
નહી ગુણ માંયજી
જગત નહી તો શું પરખાયજી, અબીજ વસ્તુ પંચ
પરાયજી ॥ ૧ ॥

ઢાળ.

પાર એ પંચ તત્વથી, પરમ આતમા એક અજીત
ધુંધકારે શુન્ય પારે, વાસના રહીત અદ્વૈત ॥ ૨ ॥
સળંગ સુત્ર અણુલીંગી સહુથી, છે વસ્તુ કેરો નાસ
અતોલ અડોલ ઇંદ્રીય જીત, આત્મા સદા ઉદાસ ॥ ૩ ॥

અકળ અકથ સહુ આપે, કથન મથનમા નહી મળે
પરબ્રહ્મ પર છાયા રહીત, અચીળ વસ્તુ નવ ચળે ॥ ૪ ॥
ઘટ મઠ પટને પાર છે, કવીજન લક્ષ તે શું લહે
પી ડ બ્રહ્માંડને પાર છે, નીગમ ગીતા એમ કહે ॥ ૫ ॥
ખાણુ વાણુને શબ્દ ન પહોચે, નહી મુદ્રા તે માંહીરે
પંચમે પદ પરમાતમા છે, સદા સદોદીત સોહીરે ॥ ૬ ॥
એહતો કહ્યામાનવ આવ્યું, એંધાણમા એ આવે નહી
પરબ્રહ્મ પકડમા કેમ આવે, જેને કોઇક જન સકે લહી ॥ ૭ ॥
નીરાધાર આધાર બીન, અવનાસી આવ્યો ખરો
અલેખ લેખ્યામાં ન આવે, બાવન અક્ષરથી પરો ॥ ૮ ॥
નીરાકાર પરમાતમા, અનીહન આવે વેદમાં
નીરંતર એક અખ ડીત, તે કેમ આવે ભેદમાં ॥ ૯ ॥
અગોચર ગોચર નહી જે, તે ઓળખો કાઢી માનને
રવીદાસ કહે ગુપ્ત રહો, જો સેવો સતગુરૂ શામને ॥ ૧૦ ॥

## સાખી

ગુપ્ત રહો કોઈ ગુરૂ ગમે, છતરાયા સખમાહી
અછતા રહે અધર્મસુ, રવીસંત સોહી કહાહી ॥ ૧૧ ॥

---

## કડવું ૫ મું

અસંખ જુગ વીસા એમ ધ ધુકારજી,
અલેખ અનાદીયે કર્યો વિચારજી
મનછા ધારી થઈ એક નારજી,
તેની શોભા તણો નહી પારજી ॥ ૧ ॥

ઢાળ.

પાર તેહુનો કોઇ ન જાણે, ચીદ શક્તિ તે સરસ્વતી
હસ્ત ત્રીસુળ મહાકાળી, આવી કરતી સ્તુતી ॥ ૨ ॥
ભગવતી ભવાની મોહ માયા, અનુલીત બળ કરે વિનતી
હું દાસી તમારી કહો સ્વામી, કારજ કરૂં જેહવી મતી ॥ ૩ ॥
અકલ અરૂપી આદ્ય સ્વામી, તારો પાર તે હુ નવ લહુ
બુધિ ન પહોચે માહરી, તારો વરણવ કેઇ પેરે કરૂં ॥ ૪ ॥
અનંત જુગ એમ વહી ગયા, વીનતી કરતાં ઇશ્વરી
પછે અલેખ માહેથી બોલીયાં, જાઓ કરો મંડાણ આદરી ॥ ૫ ॥
ઇશ્વરીએ એહવું સાભળી, કંઈ પુરૂષ ઉપજાડીયા
મસ્તક ઉપર હાથ મેલી, કંઈ પુરૂષ ભસ્મે કરી રનજાડીયા ॥ ૬ ॥
ઉપજાડતા સંઘારતાં, વહી ગયા દીન અગણીત
એકલી ખેલે આપ અબળા, મન માને નચીંત ॥ ૭ ॥
પુરૂષ જે પેદા કરે, તે માત જાણી નવ વરે
ક્રોધ કરી શબ્દ ઉડાડે, તુરત તેને પરલે કરે ॥ ૮ ॥
પ્રાક્રમતે પ્રકૃતિ કેરા, કોઇ જીવ નવ શકે કળી
ઉંચો ચડાવી નીચો પાડે, રમે રમાડે એકલી ॥ ૯ ॥
કલોલ કરે એમ ઇશ્વરી, વચન સંભાળી ભવાનીએ
ત્રણ પુરૂષ તતક્ષણ જનમ્યા, ઇશ્વરીએ એક તાળીએ ॥ ૧૦ ॥
ત્રણે પુરૂષોને કહે ભવાની, વરો મુજને દેવ
દેવે કહ્યું તમ કોણ છો, અમો નવ જાણું તમ ભેવ ॥ ૧૧ ॥
અમો કહાંથી આવીયા, તે કહો હમને વાત
કોણ સ્થાન છે તમ તણું, કોણ તમારી જાત ॥ ૧૨ ॥
મારા અંગથી તમો પ્રગટીયા, મારૂં સ્થાન બ્રહ્મ સદન
અમને ઇચ્છા તમને વર્યા તણી, માનો તમે વચન ॥ ૧૩ ॥
પછે બ્રહ્મા વીષ્ણુ બોલીયા, તુ છો હમારી માત '
અમો તુજને કેમ વરીએ, બહુ કમ થાય ઉતપાત ॥ ૧૪ ॥

પછી આદ્ય શક્તિ કોપીયાં, જાઓ પરલે થાઓ તમ દેહ
બળીને ભસ્મી થયાં, પ્રાક્રમી મોટા જેહ ॥ ૧૫ ॥
પછે શીવને શક્તિ કહે, તમો વરો જોગેશ્વર રાય
નહી તો જેવા બેય બાળ્યા, તેવા હાલ તમારા થાય ॥ ૧૬ ॥
શીવ કહે શક્તિ સાંભળો, એ ભ્રાત જે રાખોડી થયા
કરો તેહને જીવતા, તો તુજને વરીયે ઉમીયા ॥ ૧૭ ॥
અમ્રત ઈશ્વરીયે છાંટીયું, પછી ઉઠીને ઉભા થયા
ત્રણ સ્વરૂપ થયાં મામાતણાં, ત્રણે વરી સ્થાનકે ગીયાં ॥ ૧૮ ॥
એ ગુણુ તણો વીચાર કરતાં, આવી પહોંચે વીશ્રામને
રવીદાસ કહે એ સમજ સમજો, જો સેવો સતગુરૂ શ્રામને ॥ ૨૦ ॥
આદ ભવાની ત્રણ પુરૂપ, તેના કરતા નીરંજન જાણુ
પાંચે મળી રવીદાસ કહે, રચ્યુ તે સર્વ બ્રહ્માંડ

---

## કડવું ૬ ઠું.

### ચોપાઈ

પ્રકૃતી પુરૂપ મીલ ડંડ ઉપાયોજી, અંબુ માંહી ઇંડ તરાયોજી
આભ જમીં અદભુત રચાયાજી, ખાણુ તણો પરદેસ કરાયોજી ॥ ૧ ॥

### ઢાળ.

ઇંડજ ઉદ્ભીજ, સ્વદેજ જરાયુજ, ચાર ખાણુ વીસ્તાર
ત્રણુ ગુણુ પંચ તત્વ મળીને, કીધો સર્વ પસાર ॥ ૨ ॥
રાજસ ગુણુ બ્રહ્મા કેરો, તમો ગુણુ શીવ જાણુ
સતો ગુણુ વિષ્ણુ કેરો, એ ત્રણથી મંડાણુ ॥ ૩ ॥
રગતપીતને નીલ ઉજવલ, શ્યામ કહીયે રંગ
પૃથ્વી તેજ આકાશ વાયુ જળ, પંચ તત્વ તણો પ્રસંગ ॥ ૪ ॥

પંચ ભુત પ્રગટ કરી, માયા સહીત બ્રહ્મ પ્રવેશ
નાદ બુંદ મળી સમો જુગતા, કીધા જુજવા વેસ ॥ ૫ ॥
પ્રકૃતી પુરૂષની જુગત બનાવી, કર્યા લીલ વીહારજી
ચોરાશી લક્ષ જીવ પ્રથવી, માંહે આપે ખેલન હારજી ॥ ૬ ॥
સીદ્ધ સાધક જોગી જતી, કીધા સન્યાસી સેવડા
કાનફટા મલંગ બ્રાહ્મણ ક્ષત્રી, વૈશ્ય શુદ્ર તેહને ઘડયા ॥ ૭ ॥
ચાર વરણના જુજવા મતા, તે બાંધ્યા દ્રષ્ટાંતે કરી
ચારવેદ પુરાણ કરીઆં, એમ માયા સઉમાં પરવરી ॥ ૮ ॥
માયા મલીન મહા સાલી, જુગમાં કર્યો પ્રવેશ
સ્વર્ગ મૃત્યુ પાતાળ માંહી, માયા તણો ઉપદેશ ॥ ૯ ॥
મહાબળ માયા તણું, કલ્યુ ન જાણે એહ
ચૌદલોક એકવીસ બ્રહ્માંડ, જે માયામાં આવે તેહ ॥ ૧૦ ॥
બાજી સહુ માયા તણી, અનંત મારગ ચાલીયા
ધર્મ કર્મમાં ઘેરી રાખ્યા, અંત કાળે ઝાલીયા ॥ ૧૧ ॥
માયા કેરા મરમ લહી, છેદન કરી જે કાળને
રવીદાસ કહે પંથ પાર પહોંચે, જે સેવે સતગુરૂ સ્યામને ॥ ૧૨ ॥

## સાખી.

માયા જુગમાં છે નટી, તેહનો મર્મ ન જાણે શેષ
કહે રવીદાસ ગો જીતીયે, જે હોય સતગુરૂ ઉપદેશ ॥ ૧૩ ॥

---

## કડવું ૭ મું.

જેહને ભેટયા સતગુરૂ શામજી, માયા તહાંથી પરલે પામીજી
ઉત્પતી નાશ વેદના વામીજી, આંખ ઉઘડીને મટી ગઈ
ઝાંમીજી. ॥ ૧ ॥

ઢાળ.

ઝામી મટીને ઘર જડયું, ધીરજ આણી જે તરે
વહની રૂપ થયો શબ્દે, મામા તેહને શુ કરે ॥ ૨ ॥
જેમ કમળ જળમા રહે મળ્યું, સદા રહે તે ઉદાસ
તેમ સતને સંસારનો, કંઇ રતી ન ભેમે પાસ ॥ ૩ ॥
સંત લક્ષણુ સાળ કહીયેં, જેને હાણ કબહુ ન થાય
અટકે નહી આડયમાં, મટી ગઈ મન દોય ॥ ૪ ॥
અનુભવ જેને આવીયો, તેને કર્મ દોશ લાગે નહી
જેણે માયા માંહીં બ્રહ્મ ભાળ્યો, તે રૂપ અરૂપી છે સહી ॥ ૫ ॥
જેમ હેમ ધરતીમા રહ્યો, પણ મેલુ નવ થાય તેહ
તેમ સંત માયામા રહે, પણ રમે દેહ વીદેહ ॥ ૬ ॥
માયા બ્રહ્મનું રૂપ કાઢી, ખીરનીર જુજવા કરે
વેદ વાયક એમ કહે, ધીમત કોઈ મનમાં ધરે ॥ ૭ ॥
વેદનો ભેદ જાણ્યા વીના, વેદ દેખાડે કર્મ
શબ્દ સચે શુભ લક્ષ વીના, મુરખ કરે અધર્મ ॥ ૮ ॥
હરિની ગમથી ન્યારો રહે, માયા ન જાણે શુભ ધામને
રવીદાસ કહે નીરધાર પેખો, જો સેવો સતગુરૂ શ્યામને ॥ ૯ ॥

સાખી.

બ્રહ્મ કેરો વાસ જહાં, તેનો નીગમ ન જાણે ઠામ
સતગુરૂ શબ્દે પામીયે, રવીદાસ પરમ ધામ ॥ ૧૦ ॥

---

કડવું ૮ મું.

ચોપાઇ

હવે કહું પદ શીરામણી સારજી, જેહનો વેદ ન પામે પારજી
સૃષ્ટી સહુનો તે કરતારજી, જહાં ન પહોચે
વાણી ચારજી ॥ ૧ ॥

### ઢાળ

મનવણી પહોચે નહી, એહવો છે બ્રહ્મ પ્રકાશ
શીવ બ્રહ્માદીક ન જાણે કોઈ, લહે પરમ ઉદાસ ॥ ૨ ॥
કામ ક્રોધને લોભ માયા, રહીત જેહના મન
આળસ અહાર ની દ્રા નાઠી, તેહને સદા છે દરશન ॥ ૩ ॥
કલ્પના મનથી ટળે, તે જાણે વસ્તુ અગાધ
અવગુણ મન આવે નહી, જેહને દ્રોહ નીંદા નહી વાદ ॥ ૪ ॥
ઈર્ષા અંતઃકરણ નહી, જેણે છોડયા કુળ વહેવાર
કાળ કદી વ્યાપે નહી, તે રહીત સુખ સંસાર ॥ ૫ ॥
એહવા સંત શીરોમણી, કહીયે કોટીમાં કોઇ એક
બ્રહ્મ સ્વરૂપી થઇ રહ્યા, જેહને દ્રઢ જ્ઞાન વીવેક ॥ ૬ ॥
મહંત મહા પદને નહે, એવા મરજીવા થયા હોયરે
કરમ તેહને શું કરે, જે બ્રહ્મ પોત્યા સોયરે ॥ ૭ ॥
દીઠું અણદીઠું કરે, ઘોગ્ડ સહુ ભાગી પડી
ગુપ્ત રહે ગુસો નહી, તેને જાણજો વસ્તુ જડી ॥ ૮ ॥
ગેબી ગુણ રહીત છે પણ, ઓળખ્યા તેહ ગુણે કરી
અજીત જોયામાં નહી પણ, સ તે જોયા દેહ ધરી ॥ ૯ ॥
પ્રતિબીંબ સર્વે બ્રહ્મતું, માહી રમણ હારો એક
પાણી મધ્યે જેમ ચંદ્ર દીસે, તેમ વ્યાપક બ્રહ્મ અટેક ॥ ૧૦ ॥
એહવી જુગત છે જુગદીશની, માંહી ઠરી દેખો ઠામને
રવીદાસ કહે સીદ્ધાંત સુઝે, જો સેવો સતગુર શામને ॥ ૧૧ ॥

### સાખી.

સીદ્ધાંત મારગ સાર છે, પરતીતે કહે પરગટ
રવીદાસ વીકટ એહવો, જેવી વીદ્યા નટ ॥ ૧૨ ॥

---

## કડવું ૧૨ મું.

### ચોપાઈ

સીદ્ધાંત કળા તે સીધી પહીચાણેજી, તે સીદ્ધ નાવે ગાણે વાણેજી
સર્વે વસ્તુ વીગતે જાણેજી, ગગન મંડળમાંરે સુરતા તાણેજી ॥ ૧ ॥

### ઢાળ.

સુરત જેહની સુન્યમાં, સદા રહે નીશદીન
પ્રેમે પુરા પરપંચ દૂરા, મનમા રહે મગ્ન ॥ ૨ ॥
તે સાર વસ્તુને ગ્રહે, અનરથને અડકે નહી
ઉદાસી મન હોય નીરમળ, તે સીદ્ધ સાધક કહીયે સહી ॥ ૩ ॥
સમાધી અહોનીશ જેહને, સુરત ઉંચી શુન્યમાં
અમ્રત તે અહોનીશ પીવે, અખંડ બેસે ધુનમાં ॥ ૪ ॥
અજ્ઞાન મન અંગથી ટળ્યું, જેહને આહાર નીદ્રા નવ મળે
સાહેબ સનમુખ તેહને, જેહની શુન્યમાં સુરતા વળે ॥ ૫ ॥
દેહ દમન તે નવ કરે, ન ફરે પૃથ્વી ફેર
હથીયાર વીન હરખે કરી, મેવાસી કીધા જેર ॥ ૬ ॥
નીરબંધ રહે નીત નેહ સાચે, જપે અજપા જાપ
જેણે સબ્દ બ્રહ્મને ઓળખે, તેહનો ગયો સર્વ અદાપ ॥ ૭ ॥
પ્રત્યક્ષ તેહનુ પારખું, તેહનો શબ્દ ખાલી નવ પડે
પંડ બ્રહ્માંડ જાય તુટી, તોય વચન તેનું નવ ખંડે ॥ ૮ ॥
એહ શબ્દે શુરા જ્ઞાને પુરા, ભરમ કરમથી દૂર
ઉનમુનીમા ખેલ તેહનો, સદા છે ભરપુર ॥ ૯ ॥
મરમ કહુ હવે તેહનો, સતગુરૂવે કર્યો સહી તેહ
સીદ્ધાંત માંહી સમજીયે, ભાઇ સાર વસ્તુ જેહ ॥ ૧૦ ॥
મુળદ્વાર બાંધીયે, પવન ચઢે ગગન
નાદ બુંદ મળી એક થાયે, દેખે જોત રતન ॥ ૧૧ ॥

કુર્મ કપાટ ઉઘડે, જો આવે મુદ્રા ભેદ
તે સહી બ્રહ્મ સ્વરૂપ પોતે, મર્મ ન જાણે વેદ ॥ ૧૨ ॥
ખેચરી ભુચરી ચાંચરી, અગોચરી એ મુદ્રાય
ઉનમુની માંય કરે, તો સાચો સીદ્ધ કહેવાય ॥ ૧૩ ॥
નીસાંય નીરખે કહું, મુળ થકી મ ડાણ
પવન કેરો ભેદ છે, તે કહું સતગુર સાન ॥ ૧૪ ॥
પવન દસ શરીર વીષે, કહું ઠેકાણાં તેહનાં
જોગેશ્વર કોઈ જાણસેરે, સાર લક્ષણ જેહના ॥ ૧૫ ॥
પ્રાણવાયુ હરદે રહે, ક્ષુધા પીપાસા તે ગ્રહે
અપાંન રહે મુળ દ્વારામાં, મળ વીસરગ તે લહે ॥ ૧૬ ॥
સમાંન રહે નાભી વીશે, પોષણ રૂપજ તે કયે
ઉદાન વાયુ કંઠ રહે, કંઠ પત્ય કરે તે લયે ॥ ૧૭ ॥
વ્યાન સર્વ દેહી વીષે; બળવંત સર્વ થકો કહ્યો
અષ્ટ અંગ વરતે વ્યાન વાયુ, બળવંત કોઇ સંતે લહ્યો ॥ ૧૮ ॥
પંચ વાયુ પ્રાણાદીક છે, પ્રગટ કરી કહ્યાં નામ
પ્રત્યક્ષ વાયુ આ દેહમાં, તેથી ન્યારૂ ધામ ॥ ૧૯ ॥
નાગ વાયુ ઘ્રાણા રહ્યો. ગ્રહણ નાસકા ગ્રહે
કુર્મ વાયુ અખે વસે, મેષાન મેષે જે રહે ॥ ૨૦ ॥
કકલ વાયુ ત્વચા વીષે રહે, કહુવા કારણ તેહ
ઉસ્ણ સીત તે વાયુ જાણે, ત્વચાએ રહે જેહ ॥ ૨૧ ॥
દેવ દત્ત મુખમાં વસે, આળસ બગાસુ લસે
કારણ વીસે રહે ધંનજય, શબ્દે ગ્રહે હલુલસે ॥ ૨૨ ॥
ષણા મળી ધુન સમે નહી, ધનજય તે હનુમાન
નાગાદી પંચે કહ્યા, પણ તેથી ન્યારૂ ધામ ॥ ૨૩ ॥
દસ વાયુ પ્રગટ કહ્યા, ઘટ બાંતર તેહનો વાસ
સહેજ બાંધે તેહને તે પુરણ જોગ નીવાસ ॥ ૨૪ ॥

વાયુ સકળને જીતીયે, જો રસ ઈંદ્રી વસ થાય
તન ધન વીદ્યા જ્ઞાનીરે, માંહી સહુ મળી જાય ॥ ૨૫ ॥
હવે કહું દ્વાદસ દ્વાર માંહી, પ્રત્યક્ષ પંડમેં જાણુ
ઉર્ધ્વ સાત કે અધર છે, સ ત લહે પહીચાણુ ॥ ૨૬ ॥
કરમ કાળ કહીયે જીહાં, મન ક્રીડા તહાં કરે
ઉત્પતી લહે પોયસણાં દ્વારે, જોગેશ્વર જાણે સરે ॥ ૨૭ ॥
બીજ દ્વાર તન ઉપન્યું નાભી ગ્રહે રસ યંત્ર
ગગન દ્વારે મન રમે, પછે દેખે સલંગ સુત્ર ॥ ૨૮ ॥
દશમ દ્વાર ઉતપત તણું, દશમું નાભી સહી
માત ઉદર આહાર કરતો, એકાદશમું તે લહી ॥ ૨૯ ॥
દ્વાદશ અમ્રત તેમન, ગુપ્ત વરતે ગગન
સોળ કળા શશી શીવ વસે, તહાં નહી પાપ ને પુણ્ય ॥ ૩૦ ॥
મન લે પામે જહાં, પરમ પદ તહાં જોય
ઉત્પતા લેએ સુનધરા, દુબ્ધા દીલથી ખોય ॥ ૩૧ ॥
સુન્ય દ્વાર વીશે રહે તે, ગુરૂ ભેદ જે પામીયો
ગુરૂ વીના ઉપાય કર કોટીક, અલેખ ન જાય આંખીયો ॥ ૩૨ ॥
હવે કહુ નીરભે કરી, નાડી તણો જે ભેદ
નાસાંણ છે જે બ્રહ્મનું, જેણે થાય કરમ ઉચ્છેદ ॥ ૩૩ ॥
સતકોડી લગી સ્વત તર, મુર્ત વાયે તે વસે
નાના નાડ તણું જે સ્થાનક, મુખ પ્રધાન દસમું વસે ॥ ૩૪ ॥
સ્થાનક તેહના જુજવા, વરતે આપ આપે થાન
ઇગલા પીંગલા સુખમણા, ઉર્ધ્વ માર્ગ ચાલે જાન ॥ ૩૫ ॥
ગંગા જમના સરસ્વતી, ત્રીકુટીયે તેહનો ઠામ
કે પ્રગટ એક ગુપ્ત વહે, ત્રવેણીમાં રહી દેખીયેં ધામ ॥ ૩૬ ॥
ઇગલા પીગલા જહાં કહીયે, તપ લોક પરીય તે રહે
બ્રહ્મા રૂદ્ર અમર શેષ શશી, સત લોક સુખમણા સંત લહે ॥ ૩૭ ॥

ગંધારી જીવા હસીણી, તે ચાલી જાણે મલ ભણી
ગંધારી જીવા બેહું જાપ્યા, સમ પાતાલે અણી. ॥ ૮ ॥
હસ્તણી તે મુખમાં રહે, અલંખ માનન જ્યાં
દક્ષણાંગ શાવ રીમા સીતા, મહા પુરૂષે એમ લહ્યાં ॥ ૩૯ ॥
કુચ સાખ અનીસાર, એહની નામ ભાગે તેહ
દશ મુખ પ્રધાન કહીયે, નાડી સ્થાનક એહ ॥ ૪૦ ॥
નાડી દેહમાં અસંખ્ય રહે, સુક્ષમ નાડી અતી ઘણી
બહોતેર સહસ્ત્ર બરદ બાંકી, મહા પુરૂષે વીસી ગણી ॥ ૪૧ ॥
મહા જોગી જુગત જાણે, પંડની ખોજ જેણે કરી
શોધન કરીને વજ્યાં, જે નર જીવથી ગયા મરી ॥ ૪૨ ॥
બ્રહ્મ રૂપ પ્રાપ્ત થાય, એહવી ગીતા જાણજો
પરબ્રહ્મ કેર રૂપ કહે, હવે મર્મ લહીને માણજો ॥ ૪૩ ॥
જ્યારથી જેહવુ લહ્યું, સાંભળો કહું પરગટ કરી
પરબ્રહ્મ પોતે થાય નીરજો, જે સાંભળે એક મન ધરી ॥ ૪૪ ॥
વેદ સુક્ષમ જહાં રહે, ટાળ્યો કબહુ નહી ટળે
નામ જેહનું નીર તર, એ અસ્થાન સંધે નહી મળે ॥ ૪૫ ॥
વેદ તો તેને કહીયે, જેનું કોઇ ન જાણે ઠામ
સ્વરૂપ વીષે મન રહ્યું, વેદ એહવું ધામ ॥ ૪૬ ॥
બ્રહ્મ વિદ્યા ધરે જે કોય, વિપ્ર પંડીત વાદી વેદ
બ્રહ્મ વિદ્યા ધરી ત્યારે જાણીયે, જ્યારે કર્મ થાય ઉછેદ ॥ ૪૭ ॥
હું તુ ભર્મ ને કાળ નહી, તે નીરલંખી નીરાકાર
પરમ ધામ સદા અવીછન્ન, સહેજે હોવે પાર ॥ ૪૮ ॥
જીત ઈંદ્રી સમદ્રષ્ટ જેહને, બ્રહ્મ વિદ્યાનો ભાવ
પ્રાણી માત્ર માથે સમીપ્રીતી, જે એસે નરદાવ ॥ ૪૯ ॥
ચઉદ વીદ્યા સંગ્યા કહી, તે સંત ન ઝાલે હાથ
ધ્યાંન તહાં જપ છે નહી, જહાં રહે નીરગુણ નાથ ॥ ૫૦ ॥

ધ્યાન ધારણ જે કહીયે. તહાં નહી અંત ને આદ;
સહેજ ઘર જેહને જડયું, તહાં નહી કાંઈ ઉપાદ. ॥ ૫૧ ॥
નીરાકાર નીરાલંબજે, સંગ્યા થકી પર સોય;
પરબ્રહ્મ નીરાકાર નીરાલંબજે, મહા પુરૂષ ગ્રહી રહ્યા જોય ॥ ૫૨ ॥
સહેજ સુન્ય અકલ અખંડીત, ધ્યાન વર બ્રહેમંડ;
પરમ જ્યોત જહાં સકલ પસારા, માગ્યા તહાં નહી મંડ. ॥ ૫૩ ॥
ઉષ્ણ શીત ન પંચ તત્વ, ગુણ ત્રણે નહી સંચ;
કર્મ કાલને તહાં ગમ નહી, સાંસો ન આણીસ રંચ. ॥ ૫૪ ॥
ત્રણકાળ સમાયે જહાં, તેહનુ રૂપ કળે નહી કોય;
અનાદ અવીનાશી રહે તહાં, સમુઝી રહે સંત સોય. ॥ ૫૫ ॥
પરાત્પર પરીબ્રહ્મ કહીયે, ક્ષર અક્ષર કારણ તહાં;
દરશન કરો દર દશ બજાય, ક્ષરથી ન્યારો રહે જહાં. ॥ ૫૬ ॥
વ્યાપક રૂપ છે સર્વમાં, નીરંતર જે નીરધાર;
મહા ખીંબ નીરખ નીશદીન, તેજ પુંજ જ્યોતકાર. ॥ ૫૭ ॥
અનીર વચની જે કહીયે, બાહેર ભીતર તેહ ભર્યો;
અવલ અલખતું દેખ તેહનું, એહવો રસ
અચબ્યો નર્યો. ॥ ૫૮ ॥
મહા કાંતી તેહ તણી, હરદે તે ફાટીક મણી;
દીવસ રાત્રી નહી જહાં, ચંદ્ર સુરજ નગત નહી બણી. ॥ ૫૯ ॥
પ્રત્યક્ષ આકાશ કોઇ નવ લહે, જહાં નાદ બુંદ સમાય;
સ્થુલ સુક્ષમ વરણ જહાં નહી, મહા લક્ષ તહાં સદાય. ॥ ૬૦ ॥
માણુસ નહી તે દેવ નહી, એહવો અભેદ અછેદ;
કરે કરીને ગ્રહ્યો નવ જાય, સતગુરૂ દ્રષ્ટે કેદ. ॥ ૬૧ ॥
જેમ ગુંગો સાકરથી આપ રીઝે, કહેવા સરખી વસ્તુ નથી;
સીદ્ધાંત વાણી મહા પુરૂષ જાણો, વસ્તુ ભોગન
હોય કથી. ॥ ૬૨ ॥

નીગમ તણી પેરે થઇ રહે, હેમ ગળ્યાની ખબર નવ કહે;
વસ્તુ ભોગ લાગી ત્યારે સહી, જ્યારે ઉપરા જણ
સઘળું દહે. ॥ ૬૩ ॥
કથની વદની કહે સહુ, કહેસે સુણસે જે માંહી કહ્યું,
વસ્તુ ભોગ હશે જેહને, તેનુ મૃગવત મન થઇ રહ્યું. ॥ ૬૪ ॥
મન ઇંદ્રી એક ઠામ સ્થીર રહે, ઉર્ધ્વ રેતા તેહનું નામ;
અંતરકરણ અવીદ્યા નહી, રાગદ્વેશ રહીત કામ. ॥ ૬૫ ॥
એહવો અમર ન મને ઓળખે, તે શું કહે નર દામને;
રવીદાસ કહે સત નામ જાણો, જો સેવો સતગુર ચામને. ॥ ૬૬ ॥

---

## સાખી.

મર્મ લહ્યો જે પદ તણો, સો પામે વસ્તુ પાર;
કહે રવીદાસ સતગુર મળેતો, પલક ન લાગે વાર. ॥ ૧ ॥

---

## કડવું ૧૦ મું.

### ચોપાઇ

સતગુર શબ્દે સોહું ફળ પાંમેજી, જે વસ્તુ અલોકીક
ન મળે દામેંજી;
સો જન પોંચે તારે અખંડ ધાંમેજી, જે તેના સુખ દુઃખ
પરલે પામેજી. ॥ ૨ ॥

### ઢાળ.

સુખ દુઃખ પરલે થીયાં, જેહને મળ્યાં સતગુર દેવ;
ભેદ બતાવ્યો બ્રહ્મનો, સાચે કરતા સેવ. ॥ ૩ ॥

ત્રણ માસને સાત દીન, જપે અજપા જાપ;
માંહી રામ નામનું બીજ રાપે, તો પ્રગટ ઉઠે આપ. ॥ ૪ ॥
સતગુરૂએ સમઝાવીયો, આપ્યો પૂરણ ભેદ;
પ્રાપત હોય તો પામીયે, જે કુમા ટળે અહમેવ ॥ ૫ ॥
ઓહં સોહંના વીચમાં, રોપીયે રામનું બીજ;
ધુન ઉપજે સુન્યમાં, હોઈ સકલ કારજ સીદ્ધ. ॥ ૬ ॥
પછે ખેપ કરવી નહી પડે, ભવ તણી ભાવઠ જાય;
સેવા દેવા નવ રહ્યું, મો લાલમે લય થાય. ॥ ૭ ॥
એહવી જુગત છે જુગદીશની, કોઈ લહે સંત સુજાણ;
સંસાર તેહને શું કર, જે થાય જાણ અજાણ. ॥ ૮ ॥
બીજ બેય અક્ષર તણો, મહીમા કવીજન શું કહે;
પુરણ બ્રહ્મ થઈને રહે, એક રામનુ નામ લહે. ॥ ૯ ॥
નામ જે નર ઓળખે, સો નવ આવે જોન વીખે;
જમ તણો ભય નહી તેહને, વસ્તુ માંહી સમે સખે. ॥ ૧૦ ॥
નામ નંગ જેહને આવીયું, તે શું કરે નર દામને;
રવીદાસ કહે સત નામ જાણો, જે સેવો સતગુર શ્યામને ॥ ૧૧ ॥

## સાખી.

નામ તણો મહીમા ઘણો, ચઢે નામકે નાવ;
કહે રવીદાસ સાગર તરા, જીત લીયો જુગ દાવ.

---

## કડવું ૧૨ મું.
### ચોપાઈ

નામ પ્રતી તે ઉતરો પારાજી, નામ પ્રતી તે પથર તાર્યાજી.
નામજ નીરમે સાચુ નાણુ જી; નામ વીના સહુ ખોટુ
ગણુ જી. ॥ ૧ ॥

નામ વીના સહુ છે કગુતીજી,
નામ ન લહે ભામર ભુતીજી. ॥ ૨ ॥

ઢાળ.

નામ છે જે રામનુ, અહોનીશ જપીએ મુખ,
જેને પારાયણ પરી બ્રહ્મનુ, તેહનેજ મન દીયે દુ ખ. ॥ ૩ ॥
દુઃખ સુખ ભાગી ગયા, રસનાએ જેહને રામ,
ફરી ફેરા નહી તેહને, પહોચે અખ ડ ધામ. ॥૪॥
રામ રંગ માંહી ઓળખ્યો, ટાળી કુળ વહેવાર;
વીશવાસ રાખીએ હરી ભજી, જમ દુ ખ ન
દીયે લગાર. ॥ ૫ ॥
કોઇ કરે જોગ સાધના, કરે તપ દાન અપાર;
એક રામ કેરા નામ વીના, કબહુ નહી ઓધાર. ॥ ૬ ॥
કોઇ નાઇ ધોઇ ખટ કર્મ કરે, બહુ ધરેમન અચાર;
એક રામ કેરા નામ વીના, કબહુ ન ઉતરે પાર. ॥ ૭ ॥
જોગી જ ગમ સેવડા, સન્યાસી દરવેસ;
બ્રાહ્મણ ખટ દરશન જપે, પણ નામ વીના ઉપદેશ. ॥ ૮ ॥
ખટ દરશન ખટ પટે, પણ નામ મહીમા નવ લહે;
ફોગટ ફેરા તેહને, જે પુર વહેતામા વહે ॥ ૯ ॥
મત આપ આપણા ઝાલીયા, પણ મુળ વસ્તુ નવ મળી;
ભુલ પડી ગઇ ભર્મમા પણ, બીજ કોઇ નવ
સકયા કળી ॥ ૧૦ ॥
અરથાત આપણું ભુલીયો, કળા નવ લહી કારતારની
અજ્ઞાનમાં થીયા આધળા, બારી નવ જડી દ્વારની ॥ ૧૧ ॥
માયા કેરા ફંદમા, નામ મહાત્મ નવ જડયો
ભાર ચડીયો બહુ માથે, મારગ અધવચમા ખડો ॥ ૧૨ ॥

નીરદોસ થયો નર અભાગી, ભુલીન જાઓ સહુ ભામને
રવીદાસ કહે નીરાલંબ જાણી, સેવો સતગુરૂ સ્યામને ॥ ૧૩ ॥

સાખી

નામ મહાતમ સાર છે, સંત સંગે તે પામીયે
રવીદાસ કહે સતરામ મળે, મન ગાળી માથુ નામીયે ॥ ૧૪ ॥

---

કડવું ૧૨ મું

ચોપાઈ

રામનામ પામે સંત પ્રતાપેજી, અથર મનને થીર કરી થાપેજી
કોટ કોટ કર્મ તે પલમાં કાપેજી, કાળને ઝપે
કામન વ્યાપેજી ॥ ૧ ॥

ઢાલ.

કામન વ્યાપે સંત સંગે, રામ રંગે જેહનું મનવસ્યું
જેહને લેહ લાગી સંતસે, તેહનું મન ન જાય કયાંય ધસ્યું ॥ ૨ ॥
સત સંગત સાર છે, ભાઈ પાર પાવે તુરંત
રાંમસુ મન લીન થાય, જો હોય સંત સાથે રત ॥ ૩ ॥
સંતને સતગુરૂ એક જાણી, મન ગાળી કીજે સેવ
તીરથ મત કરે હરી ના મળે, એતો સંત પરગટ દેવ ॥ ૪ ॥
પરીક્ષતને શ્રાપ્યો રૂષીયે, ખાજે નાગ દહાડા સાતમે
શુક દેવે સમાધાન કરીને, પાર ઉતાર્યો એક વાતમે ॥ ૫ ॥
પાંચ વરસનો બાળકો ધ્રુ, ચાલ્યો વન મોઝાર
નારદે એક મંત્ર આપ્યો, તુરંત મળ્યા મોરાર ॥ ૬ ॥
મનીકમાં એક રહે ડોસી, અમુલા તેહનું નામ
રાત મધ્ય ગઇ ભામની, મનીને પડયો ભરમ ॥ ૭ ॥
મની કહે મારા બાળકાં, મરી જાસે માત
અમુલાં કહે નહી મરે, તે રાજાએ સાંભળી વાત ॥ ૮ ॥

રાજા પ્રભાતે ઉઠીયો, ગયો પ્રજાપતને મ દીર
નીભામાથી બાલ ચાલ્યા, રાજાને આવી ધીર ॥ ૯ ॥
પ્રહેલાદ પાર ઉતર્યો, સાભળી સ તનુ જ્ઞાન
પ્રભુ સાથ પ્રીત બાધી, મટી ગયું અભીમાન ॥ ૧૦ ॥
મોટો મહીમા સત સ ગનો, કોઇલહે વીરલા દાસ
પારસ સરખો કરે પારસ જો, મન આવે વીશ્વાસ ॥ ૧૧ ॥
સ ત બોલે અટપટુ, અટપટો ખેલે ખેલ
રીત આવે સ તની, તો રતી ન રહે મેલ ॥ ૧૨ ॥
ચટકો લાગ્યો સ તનો તો, કબહુ ન આવે ફેર
જ્ઞાન દીપ દીયો હાથમા, સનમુખ સ્યામજ ઘેર ॥ ૧૩ ॥
ભટકણુ સહુ ભાગી પડી, જેહને ઘેર સર્વ વસ્ત
ખુમારી નવ ઉતરે, હરા રંગમા રહે મસ્ત ॥ ૧૪ ॥
જુવો વીચારી વાત સાચી, ટાળી જુવો ચખ ચામને
રવીદાસ કારજ તો સીજે, જો સેવો સતગુર સ્યામને ॥ ૧૫ ॥

## સાખી

ભગવત ભગત એક છે, દુતીયા નહી લગાર
હવે અધ્યાત્મ અદ્વૈત ગત, રવી સત સ ગ સુત્ર વીચાર ॥ ૧૬ ॥
રસાત્મીક રૂપ વર્ણવું, ગીતા પુરે શાખ
વેદાંત વાત વીચારીને, રવીદાસ મો રસ ચાખ ॥ ૧૭ ॥

---

## કડવુ ૧૩ મું
## ચોપાઈ.

હવે કહું ઘટ મઠ પટ નીર તર ભેદજી,
તેની સાખી ગીતા ભાગવત વેદજી
સ તો સાભળી રસની વાતજી, જે દીસે તે રસ સાક્ષાતજી
હું તે કહુ સઘળી રસની વાતજી શુ કહું તુજને ઝાલી હાથજી ॥૧॥

ઢાળ

હાથાઝાલી શું કહું તુજને, એતો બ્રહ્મ રસ વીલસી રહ્યો
સકલ રૂપ વેદ રસ રૂપતા, એમ ગીતામેં ગોવીંદ કે ॥ ૨ ॥
રસ વીના નહી ઠામ ઠાલો, સકળ વસ્તુ છે ખરી
વિશ્વમાં રસ રૂપ જાણો, જેમ પેખે મધુરતા પરવરી ॥ ૩ ॥
રસનું ઘર જેમ રસે ભર્યું, તેને સાગર માંહી લઈ ધર્યું
તેમ પંડ બ્રહ્માંડ રસ રૂપનાં, તેને બાહેર ભીંતર રસ ભર્યું ॥ ૪ ॥
રસનાં પુતળાં રસે ભર્યાં, તેહનું રમણ રસમાં જાણજો
આદ્ય અંત સ્વરૂપ સર્વે, મધ્ય સંસે મત આણજો ॥ ૫ ।
રવીદાસ કહે રસ રામ સર્વે, વિશ્વમાં વીલસી રહ્યો
માંન સાચુ વેદ વાણી, ઉપનીશદમાં એમ કહ્યો ॥ ૬ ॥

સાખી

અદ્વૈત રસ અપાર છે, બ્રહ્મ રહ્યો ભરપુર
પરા પશ્યંતી મધ્યમાં. તેનું કહું મુળ મંડાણ
બોલે સો બીજો નહી, તે વેખરી વચન પ્રમાંણ

---

કડવુ ૧૪ મું.

ચોપાઈ.

સંતો સાંભળો રસની વાણીજી, મન વચ કાયા જેને પરખાણીજી
જાણણહારા જોણે કરી જાણીજી, શ્રુતી સ્મૃતી વેદે વખાણીજી ॥ ૧ ॥

ઢાળ.

વેદ વખાણીને વાણી ચાલી, તેતો પરાપારે પરવરી
જેમ ભોંય માંહી બીજ છે, અંકુર આવે નીસરી ॥ ૨ ॥

પરામાં અ કુર એહેનો, ખબર નહી હુતી ખરી
પસ્ય તીએ પરમાણુ કીધું, સુરનાભ સાખ નીસરી ॥ ૩ ॥
વીસ્તાર વાધ્યો મધ્યમા એ, તહા ઘડી બેસાડયો ઘાટ
વીગત વાધી વેખરી, પછે ગીરા ગુણ બહુ ઠાઠ ॥ ૪ ॥
જેમ ભોમ ભેદી નીસરી, તેનુ બીજ હશે વટ પરવર્યાં
આદ્ય અનુભવ જેહનો, તરૂ બીજ તરાવર પરવરે ॥ ૫ ॥
એમ પારા વારે પ્રીછવુ, તેની શાખ બોલે વેખરી
વેખરી વહોણી વેદ ગીતા, કહો કોણે ઓચરી ॥ ૬ ॥
પ્રણવ મંત્ર ગુણ ગાય ગાયંતરી, નાદ બુદ બહુ બુઝ
વેખરી કહે છે વાત સર્વે, સાખી વણુનહી સુઝ ॥ ૭ ॥
વેખરી વાણી સુન્ય સર્વે, કોણુ કહે ખોટી ખરી
વાણી બાર વસ્તુ દીસે જો, જુવે જન પાછો ફરી ॥ ૮ ॥
અવાજ અળગો સોચકી, ખોલી વહોણો બોખરો
રવીદાસ કહે મન વાણી વાળા, ધરી મહાતમ પરવરો ॥ ૯ ॥

સાખી

ચાર અવસ્થા ચાર દેહી, માહી ત્રીગુણનો વીસ્તાર
રવીદાસ કહે સમય સર્વ છે, જો પ્રીછે બોલણહાર ॥ ૧૦ ॥

---

## કડવું ૧૫ સું.

ચોપાઈ.

મનનુ મન તે નહી જાણેજી, બોધ બુધ્ધી કેરો ન માણેજી
વાકયમાં નાવે તેને શું વખાણેજી, બોલણહારો સર્વે પ્રમાણેજી ॥ ૧ ॥

ઢાળ

નિરવાણ વાણી બુધ્ધી દ્વારા, ધરી મહાતમ પરવરે
સોધ કરી ગોધનારે, જેહ જોગ પાકે નીસરે ॥ ૨ ॥

તે ભાવ ચૈતન જીવ વ્યાપક ત્રય દીશામાં પરવે
હરદે કંઠે નેત્રદ્વાર, દેશ તેહવો વેશ ॥ ૩ ॥
જેમરાય સભામાં પરવર્યો, તેહને સંઘે સન્યા જોગ
તેમ વીસે ઇંદ્રી દેવ મળી, વીશ્વ ભોગાવે ભોગ ॥ ૪ ॥
જેમરાય પાછો પરવરી, આવે પોતાને અવાસ
તેમ નેત્ર સંપુટ બીડતાં, તે કરે કંઠે નીવાસ ॥ ૫ ॥
તહાં ભોગ શુક્ષમ ભોગવે, તૈજસ તહાં મહારાજ
સુપન માંહી સત્ય એહવો, રજો ગુણનું રાજ ॥ ૬ ॥
જેમરાય પલંગે પોઢીયો, તે કરે નીંદ્રા જોગ
સુસોપતી તેમ સમતાં, લહી તેહનો ભોગ ॥ ૭ ॥
ભોગ સંપ્રાપ્ત ભોગવે, તમો ગુણછે તેહનું સ્થાન
ત્રીગુણ વરતી બુધ્ધી દ્વારા, તુરી પામે લે તાન ॥ ૮ ॥
જ્યારે રામ ચૈતન જાગીયો, જેણે અનુભવ્યું નીજ અંગ
પરજન સેના મહોલ આદે, અંગથી અત લીંગ ॥ ૯ ॥
તેમ તુરીયાદી પુર ચાર માંહી, અલ્પ આતમ અંગ
પ્રેરીક પ્રકાશીક સહુ તણો, તે આદી અત અભંગ ॥ ૧૦ ॥
રવીદાસ કહે સદૈવ સરખો, પરપંચ પહેલો નાથ
આદે અંતે સોય સમતા, રમે મધ્યે રઘુનાથ ॥ ૧૧ ॥

## સાખી.

આદ અંત મધ્ય રમી રહ્યા, પોતે તે પુરણ બ્રહ્મ
રવીદાસ કહે રામ સકળ વ્યાપક, સુણો સુલગો મરમ ॥ ૧૨ ॥

## કડવું ૧૬ મું.

### ચોપાઈ

તનની તંત તાતે ભીન કીજેજી, મનનુ મન તે ભીન કરી લીજેજી
જાણુણહારો જેણે જીવેજી, તન મય તન થઈ તે રસ પીજેજી ॥ ૧ ॥

### ઢાળ.

તન મય થઇ રસ પીજીયે, વળી ન જોયે વાચ
અજ્ઞાન તમ ઉડી ગયું, ઉગીઓ સુરજ સાચ ॥ ૨ ॥
જ્યારે સાચ સુરજ ઉગીયો, ત્રીગુણ તુરીયાતીત
ચીત સચ્ચીદાનંદ માંહી, નહી પરા પરતીત ॥ ૩ ॥
પરદેશમાં જેમ દેસ ન દીસે, તેમ રવી તમનો ત્યાગ
પુનરપી જનમ નહી તેહને, જ્ઞાન રવી તહાં જાગ ॥ ૪ ॥
જ્ઞાન રવી પરકાશ વીણુ, નહી અંધારૂ ઉલેચાય
નીજ બોધ અનુભવ પ્રગટીયો, ત્યારે ગયો તમ સમ સમુદાય ॥ ૫ ॥
છીપમાં કેમ સંભવે, રજત નહી ત્રય કાલ
મુક્તા હા સંવાદ માંડી, મથા મોહી બાલ ॥ ૬ ॥
તે શાસ્ત્ર ક્રીડે શોધતા, રમે રજની માંહે
રવીદાસ કહે નીજ બોધ પદમા, રવી રજની ત્યાં નાહે ॥ ૭ ॥

### સાખી.

રવી રજની તહાં નહી, નહી ધરતી આકાશ
રવીદાસ કહે પરીબ્રહ્મ પુરણ, વસ્યો વ્યોમાકાશ

---

## કડવું ૧૭ મું.

### ચોપાઈ

આળસ મેલી ઉદ્યમ કીજેજી, આપ સમેટીને આપ માંહી લીજેજી
જનમ કૃતારથ કરીને લીજેજી, અંતર ઉતરી નીજ
રસ પીજેજી ॥ ૧ ॥

## ઢાળ.

નીજ નાથ છે મુળ સહુનો, તમે જોજો જન પાછા ફરી
ચીત ચીદાનંદ માંહી મુકી, તે વળે નહી ઉલટે વળી ॥ ૨ ॥
જેમ પતંગ દીપે સીધુ સરીતા, નીસરે નવ નીર
તેમ સીધુ સચ્ચીદાનદ માંહીથી, વળે ન પાછા વીર ॥ ૩ ॥
તેથી વ્રત હીણા વળે પાછા, શીરગુણ શીવ જાણુ
શ્રેષ્ટ જે બ્રહ્મ વીદ માંહી, તાથે નહી જામે વાંણુ ॥ ૪ ॥
લવમેષ અરધ અરેસથી, નીસરે નહી બાર
શુક સનકાદીક એમ રહ્યા, રસ રૂપના અવતાર ॥ ૫ ॥
એક શુક્રાચાર્ય શુદ્ધ કહ્યા, કહું અપરોક્ષમા ઉપદેશ
નરવીર કોઈ નીદાન જાંણો, બીજા વળી દેખાડે વેશ ॥ ૬ ॥
વેશ દેખાડે વળી વળી, તે વ્રત હીણા વીર
રસ રૂપ થઈ રસ રામ માંહી, રતી ન લાગે ધીર ॥ ૭ ॥
તેને જોર કરી જેમ રાખીયે, તુંબડુ તોય મોઝાર
તેમ સુરાધણા સેંસે ભર્યાં, ઉભકી આવે બાર ॥ ૮ ॥
રવીદાસ કહે સમઝે ઘણા, બ્રહ્મ વારતાની વાટ
અંતર સુખ નહી અંતે, વણ મથ્યા મનના ઘાટ ॥ ૯ ॥

## સાખી.

ભીંતર ઠીક ઠર્યાં નહી, આડો મન અંતરાય
છાની સુખ રવીદાસ કહે, કોણુ કેમ સમાય ॥ ૧૦ ॥

---

## કડવું ૧૮ સું.

### ચોપાઈ

અંતર ગત અવી ચીત થીર થાયજી,
દીપ ન ડોળે થીર વણુ વાયજી

અન્યન ભાસે એક સુભાવજી, આવણ ટળીયું નહીં
અંનગાયજી ॥ ૧ ॥

ઢાળ.

આવણ અંતર જહાં નહિ, પરબ્રહ્મ પાધર ધામ
શાસ્ત્રનું શું કામ જ્યારે, સઘળે સરખો રામ ॥ ૨ ॥
અંતર પટ જ્યારે ઉઘડે, એકઠાં ફુટે ઇ ડ
નીજ પોત દીસે પાધરૂં પ્રગટ રૂપ પ્રચંડ ॥ ૩ ॥
અંધકાર સઘળું આથમ્યુ, થયો અર્કનો ઉદ્યોત
સાધન સર્વ સમી ગયાં, પ્રગટી બ્રહ્મ મય જોત ॥ ૪ ॥
ગીરીશીખર જેમ ગગન માંહી, નહી દુર જાતાં દેખાય
બ્રહ્માંડ એમ બ્રહ્મ ભાવ માંહી, આખરે જાય અક્ષપાય ॥ ૫ ॥
જ્યારે દ્રષ્ટા દ્રષ્ટીથી વેગળો, ત્યારે કોના ગાયે ગીત
વ્યોમમાં કોણ વાટ બાંધે, કહો કહાંની રીત ॥ ૬ ॥
એમ દેહ દર્શન વીસેર્યો તેને વદેહી શો વહેવાર
તેને દ્રષ્ટ ઓરૂ ધામ સરવે, સરખો ગગનાકાર ॥ ૭ ॥
એમ ગેબ થયા નર ગગન માંહી, જેમ ધૂપે સમરસ રુપ
રવીદાસ કહે રસ રામ માંહી, બોલે થઇ રસ રૂપ ॥ ૮ ॥

સાખી.

અનભે પદ જે અનુભવે, વણ સંવાદે સંવાદ
રવીદાસ રસમાં રસ ખસે, તહાં નહીં નીંદા વાદ ॥ ૯ ॥

---

કડવું ૧૯ મું.

ચોપાઈ.

વળી વખાણું રસની સીમાયજી. કોઇ જાણે રસની સીમાયજી .
અનંત અનાદી પુરણ બ્રહ્મ રાયજી, વેવ સુન્ય વરતી
વ્યતીરેક વ્યોમ માહીજી ॥ ૧ ॥

ઢાળ.

વ્યોમ વસુધા વાયે વાણુ, કોય નહી આકાર;
બુધ સીંધુ પ્રકાશે પુરણ, નહી પારા વાર. ॥ ૨ ॥
નાદ બુંદ ન અર્ક ઈંદુ, નહી વાદ વાણી વેદ;
ધરણુ ધારણુ નહી તહાં, કરણુ કરીયા ભેદ. ॥ ૩ ॥
રાગ ગીત છંદ કવીત, જીવ શીવ નહી જગ જાલ;
ત્રય તાપ થાપ ઉથાપ નહી, ધર્મ કર્મ નહી કાલ. ॥ ૪ ॥
નીજ બોધ સીંધુ સુભર ભર્યો, નીરાલંબ નીજ ધામ;
દીગપાલ દસ ભીન્ન ભેદ વર્જીત, નહી હમ તુમ હામ. ॥ ૫ ॥
બ્રહ્માંડ પીંડન લીંગ લખતા, ભેખ ટેક ન ભાર;
રવીદાસ કહે વણુપાર પુરણ, સીંધુ શોભા સાર. ॥ ૬ ॥

સાખી.

નીરગુણ દરીયા ભરી રહ્યા, વાર પાર નહી કોય,
રવીદાસ બ્રહ્મ સમુંદ્રમાં, પેહત બ્રહ્મ મય હોય. ॥ ૭ ॥

---

કડવું ૨૦ મું

ચોપાઈ.

શબ્દ વીચારે અરથ ન દેખેજી, શબ્દથી અર્થ ભીન્ન ન પેખેજી;
રસ સ્વાદમાં રૂછબ રીઝેજી, વાચ્ય વીલાસે મગન મન ભીંજેજી. ॥ ૧ ॥

ઢાળ.

વાચ અર્થમાં ઝીલતાં તે, કરે વીવાધ વીલાસ;
રસ સ્વાદ માંહી રસબસે, વણુ લહે ન લક્ષ લેપાસ. ॥ ૨ ॥

શબ્દ અર્થ કોયક કરી શકે, દીગે વાચમાં વહાય;
એળે ગઈ અવઘાતતી, જેમ તાંદુલ તુસમે જાય ॥ ૩ ॥
તાંદુલ તુસ કોઈ ભીન્ન કરે, જે ઝટકે અટકત નાહી;
ફોફાં ફોગટ ઉડ ગયે, રહે તાંદુલ નીજ ઘરમાહી. ॥ ૪ ॥
એમ શબ્દ અર્થ કોઇ ભીન કરે, તેણે લહે લક્ષ અવીનાશ;
શબ્દ સાખ ભુતલ રહી, અર્થ લક્ષ આકાશ. ॥ ૫ ॥
અર્થ રસના અનુભવી, ત સાચે શબ્દ રસાળ;
એક અર્થ રસને અનુભવે, બીજા શબ્દ સંચે બાળ. ॥ ૬ ॥
શબ્દ સંચીત તુસ વાદી, તેને તાંદુલ નાવે હાથ;
અર્થ રસનો સ્વાદ અનુભવ, તે નાવે નીરગુણ નાથ. ॥ ૭ ॥
નાથ નીરગુણ અર્થ અનુભવે, તેમાં શબ્દ સંમે નહી;
થતાં પ્રસ રસ રૂપ રસબસ, રમે થઈ રસ માંહી. ॥ ૮ ॥
તે રસ વ્યાપક ભુવન ત્રયમાં, ઉપનીશદનો અર્થ;
રવીદાસ કહે પરીબ્રહ્મ પુરા, કળા અર્થ સમરથ. ॥ ૯ ॥

## સાખી.

રસના બીબાં રસેં ભર્યાં, રસ પટ દીસે ભાસ;
ઓલખણહારો આપહી, રસ માંહી હે રવીદાસ ॥ ૧૦ ॥

---

## કડવું ૨૧ મું.

સત શાસ્ત્ર પ્રમાંણે સંચુ શુદ્ધ વાંણીજી,
અનુભવ જુગત માંહી બ્રહ્મ નીસાણીજી;
સત શબ્દ જાકુ દ્રઢ હોયજી,
સતગુરૂ કૃપા કર બડે સોયજી. ॥ ૧ ॥

શુદ્ધ લક્ષથી દ્રષ્ટી શોધેજી,
દોઉ નીશાની દ્રઢ કરી બાંધેજી;
સાધન ચારો સંપન્ન હોયજી,
શુદ્ધ મુમુક્ષુ કહીયે સોયજી. ॥ ૨ ॥
વૈરાગ આદી ખટ સંપત જુગતાજી,
પરમ મુમુક્ષી પ્રેમ સંજુગતાજી;
કરણધાર ગુરૂ સંચે મેલેજી,
દીલ દરીઆમાં ઉલટા ખેલેજી. ॥ ૩ ॥
પુરવકો નીર પછમ ઘેર લાવેજી,
ભીંતર દેખો તો પાર ન પાવેજી;
સરીતા સુરત સીંધુમાં સમાણીજી,
જહાં દેખે તહાં પુરન પાણીજી. ॥ ૪ ॥
ખલક ન દીસે ખાલક દરીઆજી,
ધરની જલવીન અંબર ભરીયાજી;
ખુલ ગયા પડદા ઉઘડયા તાળાજી,
પ્રગટી જોત ભયા ઉજીયારાજી. ॥ ૫ ॥
પરબ્રહ્મ સકલમાંહી ભરપુરાજી,
નીરાકાર માંહી બાજે તુરાજી;
તત્વ નીરંતર રૂપ ન રખાજી,
આદ અંત કોઈ પારન પેખાજી. ॥ ૬ ॥
અસેસ પુરણ નહી ખાલી હોયજી,
વ્યાપક કબહુ ન વીસરે સોયજી;
મરીગત જોગી જાહેર નાથાજી,
અષ્ટ રીદ્ધી સબ જોડે હાથાજી. ॥ ૭ ॥
ઉપજે ખપે વણસે માયાજી,
અનાદ નીરંતર જ્ઞાન આયાજી;

ભુલે ભરમ પડો મત કોઇજી,
કાજ્જ કારણ કહીયે સોયજી. ॥ ૮ ॥
ઘટ અર્થ એ શીરગુણ દેખ્યાજી,
મુખ અર્થ એ નીરગુણ વખેખાજી,
નીરગુણ સગુણ એક હોતાજી,
નેતા નેતા નીગમ નીત કહેતાજી. ॥ ૯ ॥
રૂપ નામ સબ પરલે હોયજી,
આપે મરે ન રોવે કોયજી;
નેતી નેતી અસ્થીત સીધ હોયજી,
એક વીના નહી દુજો કોયજી. ॥ ૧૦ ॥
નેતી કરતા રહે જે ગેપાજી
ઘે ધાના કોઇ બીન ન પેખાજી,
એ અદીત રસ તેજ અભાગજી,
આદ અત જાકે પાર ન વારાજી. ॥ ૧૧ ॥
ગીતા ગાયે અનુભવ અર્થ વીચારેજી,
પહોચ્યા ઘટ મઠ પટને પારાજી.

---

ઢાળ.

પોત્યા પાર ઘટ મઠ પટ તણે,
જે કોઇ અનુભવ આણસે;
તે નીરંતર નીરાધાર માંહી,
નીરભય થઇને માણસે. ॥ ૧ ॥
એકવીસ કડખા છબીસ સાખી,
ગીતા ગાઇ બ્રહ્મ પ્રકાશ;

ત્રણુશે ઉપર ત્રણ ચોપાઇ,
કથ્યો મહા બ્રહ્મ વીલાસ. ॥ ૨ ॥
શાસ્ત્રનુ ક્રષ્ટાંત માંહી,
વેદ ગીતાની કહી સાખ;
માંહી ન્યારો નીરંતર ખેલે,
ક્રષ્ટાંત દીલમાં દાખ. ॥ ૩ ॥
કહેનાર બ્રહ્મ બ્રહ્મ સાંભળે,
આપે અવાચા ઓચરે;
રવીદાસ નામ રૂપસે નહી,
આપે બોલે અગોચરે. ॥ ૪ ॥

છપે ૭૬

કર કૌતક કલ હુંતા સુપને સુતા જોગી જોતા મટ ગીયા થોથા
આપે દેખ્યા પારન પેખ્યા ધરણી જલથલ રૂપ ન રેખા પંડત પોથા
મટગયા થોથા પેખ્યા પુરણ જ્યોંકાત્યોંથા ચીત વીત થાકા
સોહી સાખી દેખનહારા દેખત થાકા સાખી સાખન બોલે ભાખા
રવીદાસ વીચારકે કેતના ગાવે ચાર વેદ જાકા પાર ન પાવે
વેદહી મુખસે સબ ઉચારા કહનહાર કહત હે ન્યારા
દેહી મુખ કરી દેહી ગાવે મુખે બોલે જયું દેહી બોલાવે
દેહીસો મુરત અમુરત દેહી મુરત અમુરત મીલે સ્નેહી
મુરત જાંમી હેમકો પાની કારન વ્યાપક વસ્તુ જાની
ગ્યાન રવીએ ગળીયા પાની પુરન ભઈ તબ બ્રહ્મ નીશાની
હું તું નહી કોઇ જગત જંતુ પટ વીના એક પુરન તંતુ
અરધ ઉરધ દમો દશા દેખો અનંતરેખો નીરખે એક નીરંતર પેખો
હોગન હાવો હરીવીન કોઈ વીદેહી વાકે સરનેહોઇ
નેતી નેતી કરી નીગમહી ગાગો બ્રહ્મ નીશાની બ્રહ્મહી પાગો.

શ્રી ભાંણ દેવગીના બ્રહ્મ પ્રકાશ રવીદાસજી કૃત સંપૂર્ણ.

શ્રી ગણેશાય નમઃ
શ્રી ગુરૂભ્યો નમઃ

## શ્રી સદગુરૂ ભાણ સત્ય છે.

# શ્રી રવી સાહેબ કૃત મનઃસંયમ.

પુર્વ છાયો
### શિષ્યો વાચ.

દોહા.

મનઃ સંયમ સ્વામી કહો, જેમ મન હોય તદરૂપ;
જનમ મરણ સંશય ટળે, ભાસે સત્ય સ્વરૂપ. ॥ ૧ ॥
મન નીજત પામ્યા તણો, સ્વામી કહો ઉપાય;
ત્રીવીધી તાપ છુટે સકળ, બ્રહ્માનંદ સુખ થાય. ॥ ૨ ॥

ચોપાઈ.

સતગુરૂ ભાંણ દેવપ્રસાદ, ભાખું સતગુર શિષ્ય સંવાદ;
સતગુરૂ ચરણ ભવ ભય ટાલણ, સેવક જનને સદા
પ્રતીપાલણ. ॥ ૩ ॥
સતગુરૂની આજ્ઞા મન ધરૂં, શ્રવણ સુખદાઈ ભાષા કરૂં;
જેમ છે તેમ વસ્તુ છાય, જીવ ભાવના મનથી જાય. ॥ ૪ ॥
નીરગુણ નેહ પ્રપંચ નીરાકૃત, નીરામય શાશ્વત
વ્યાપક નીત;
એવો જે પરમેશ્વર જાણ, પરમાત્મા ગુરૂ નીર્વાણ. ॥ ૫ ॥
એવા પ્રભુને નામુ શીશ, જગત કરતાં જે જગદીશ;
પરમ કારણ જે નીરવેર, ત્રીગુણ રહીતની સાંભળ પેર. ॥ ૬ ॥
સસ એહવો જે સાક્ષી દ્રીષ્ટ, નીરાકાર અખંડ અદ્રીષ્ટ;

અવેવ રહીત જે ઇ ક્રીયાતીત, પરમ ધામ આતમ અદ્રૈત. ॥ ૭ ॥
અતી એવ સુક્ષમ ચૈતન્ય, પ્રપંચ રહીત જે પાપ ન પુન્ય;
પ્રપંચ જે છે માયા ગ્રસ્ત, તે થકી રહીત છે વસ્ત. ॥ ૮ ॥
નીરાલંબ નીરામય રામ, દ્વૈતાદીક મલથી ની કામ;
નિરગુણ બ્રહ્મ નિરંજન રાય, શાશ્વત ને નિરંજન હોય. ॥ ૯ ॥
બહાર ભીંતર પ્રકાશીત જેહ, સ્વય પ્રકાશ જાણતું એહ;
વળી કેવો છે તે રામ, બાહેર ભીંતર પુરણ ધામ. ॥ ૧૦ ॥
પરમાત્મા રમે સર્વંત્ર, એકમેવ અદ્વીત નિરંત્ર;
સદા સર્વદા છે અવિછિન્ન, અવિનાશી નિરગુણ
નિરજન. ॥ ૧૧ ॥
સમસ્ત પ્રાણીને ધ્યેય સ્વરૂપ, સંવિભુ તત્વ તદરૂપ;
પરમ કારણ તે સર્વના હરી, તેનો ઉતર આપુ ફરી. ॥ ૧૨ ॥
કારજ કારણ બેહેનો સહેતા, પ્રકૃતિ પુરૂષ તણો નિયંતા;
અનિરવચની અતરક આનંદ, પરમ ગુરૂ જે ચિદાનંદ. ॥ ૧૩ ॥
તે સચ્ચિદાનંદને અહંનમામી, સર્વ માહે જે અંતર જામી;
તેહને પ્રસાદે મુકતાથ રહેસ, ગુરૂગમે સીદ્ધાત બોલેશ. ॥ ૧૪ ॥
સર્વાનંદ સત પુરૂપ નિરધાર, ગય દ સ ઘ રાજા અવીધાર;
તેહને સ વાદે કરી સઉ ગાયે, મન નિજતવા તણો
ઉપાયે. ॥ ૧૫ ॥
મન સ યમ અ થ નિજ સાર, આસં કરવા પરીહાર;
વળી સાંભળી કોય એમ પુછશે, એહ રાજા કીયે
દેશ વસે. ॥ ૧૬ ॥
સર્વાનંદ સ્વામી કેમ મળ્યા, રાજાના સંશય કેમ ટળ્યા;
તે કહુ સાંભળ તુજને શિષ્ય, વિધિ કરી કહું.
વિશવાવિશ. ॥ ૧૭ ॥

ત્રીવધ નામ એવો જે દેશ, છે દીશાનો જે રાજેશ;
અધીપતી મનવેગી જેહ, કરે રાજ અચલ ત્યાં તેહ. ॥ ૧૮ ॥
તે રાજાને બે છે સ્ત્રી, વિદ્યા ને અવિદ્યા ખરી,
બે પુત્ર રાજાને થયા, મહા બળવ તા જાય ન કહ્યા. ॥ ૧૯ ॥
વિવેક સેન મોહોટો રાજન, ધર્મ મોક્ષ એ બે પ્રધાન,
સતવૃત કુળનો કોઈક સમે, રાજાને પ્રધાન જઈ નમે. ॥ ૨૦ ॥
એકાંત બેઠા આનદ મહેલ, કથા ચલાવી બ્રહ્મકલોલ.
તવ પ્રધાન બોલ્યા તતસાર, રાજા સાભળો શુદ્ધ વિચાર. ॥ ૨૧ ॥
રાજા સંપુર્ણ સર્વ તમે કહ્યું, ખાધુ પીધું ને વાપર્યું;
રાજ પાટના ભોગવ્યા ભોગ, સર્વ વિધી સુખ
પામ્યા લોક. ॥ ૨૨ ॥
એક વચન મારૂં ઉરધરો, હવે આતમા સાધન કરો,
સદા પરમપદ પામો રાય, સકલ કલીમલ દૂર પળાય ॥ ૨૩ ॥

પ્રધાનોવાચ.

પ્રધાન કહે સાંભળો મહારાજ, જ્યેષ્ટ કુવરને આપો રાજ;
વિવેકસેન કુવરનું નામ, તેહને સોપો સર્વે કામ. ॥ ૨૪ ॥
સોપી સરવે સત સ ગત કરો, ધ્યાન હરીનું નેહચલ ધરો;
તથા ત્રીવેણી ઉપક ઠ, સુરત શબ્દની વાજો ગંઠ. ॥ ૨૫ ॥
વસીયે ત્યાં જઈ ભય નવ હોય, સદા પરમપદ પામે સોય.
ઉભય મિત્ર રાજા પ્રધાન, તિર્થરાજ જે પ્રયાગ સ્થાન. ॥ ૨૬ ॥
ત્યાં આવતા સુખી બહુ થયા, સર્વે પાતક સહેજે ગયા;
ત્રીવેણી માહે કર્યું સ્નાન, વળી કર્યું મુખ અમૃત પાન ॥ ૨૭ ॥
અનેક તણી જે આશ, નાહ્યા ત્યા બ્રહ્મજળ પામી નાશ.
રાજાનું ચીત્ત નિરમળ થયું, અહ કૃત માત્ર હતું તે ગયું. ॥ ૨૮ ॥
રાજાની બુદ્ધી થય ત્યાગ, ઉપજ્યુ મનમે શુદ્ધ વૈરાગ્ય,
પછી રાજા નીરાશી થયા, મુકી પ્રધાનને એકલા ગયા ॥ ૨૯ ॥

મગન થકો મહા પંથને વિશે, પછ્મ દીશા જાતા થકા સુખે.
કર્મભાન અસ્તાચલ થયા, નેહ કર્મ જ્યાં અર્ક ઉગીયા. ॥ ૩૦ ॥
પછી કલ્પ દ્રુમને તળે જાયે, સ્થીર આસન કરી બેઠા રાયે;
બાહાર વૃત્તી હતી તેટલી, મહા અરણ્યમાં શંખ
ધુન સાંભળી. ॥ ૩૧ ॥
ત્યારે વિસ્મય પામ્યો રાયે, મનસુખ વચન કરે શુદ્ધતાયે;
મહા અરણ્ય વિષે આધાદ, કોણે કર્યો શંખનો નાદ. ॥ ૩૨ ॥
રાજાએ બેઠે થઈ સાંભળ્યું, આધી ઘડી દ્રષ્ટે નીહાળ્યું;
તેહને જોવા લાગ્યો રહી, મેરૂ પર્વત એક દીઠો સહી. ॥ ૩૩ ॥
મેરૂની મધ્ય ભાગ વિવેક, ગુફા માંહી નર બેઠો એક;
સન્યાસી અદંડી અચંત, મહા તેજ તેહ નીકૃંત. ॥ ૩૪ ॥
તેનું દર્શન કરતાં આપ, આનંદ પામ્યો ગયો સંતાપ;
અચરજ પામ્યો આં કોણ સ્વરૂપ, દર્શન થયું થયો
તદરૂપ. ॥ ૩૫ ॥
થઈ દિગમુઢ રાજા રહ્યો, દર્શન થકી કૃત કૃત થયો
મહા આનંદ હુવો રાજન, ખોલી નેન કરે દરશન ॥ ૩૬ ॥
દંડવત પલ પલમેં કરે, પ્રેમ સહીત ઉરમાં ધરે
પ્રેમે પ્રણીપત્ય કરતે થકે, સન્યાસી બોલ્યો નૃપ વિષે ॥ ૩૭ ॥

## સર્વાનંદોવાચ:

સર્વાનંદ કહે સાધુ આવો, તેં સવળો પકડયો નિરદાવો
તુંને સદા સર્વદા કલ્યાણ, સત્ય કહું સત્ય વચન
કહું માન ॥ ૩૮ ॥
તું કોણ અર્થે આંહી આવ્યો ભાઈ, વર્ણવી વાત કહે
સમજાઈ
મુજને તુજપર આવી લેહેર, કૃપા નાથની થઈ સદા મહેર ॥ ૪૦ ॥

એવે રાજા બોલ્યો વાણ, નિરખે વાત કરી નીરવાણ
મન કમ વચને નામી શીશ, સંશય મારો ટાળો જગદીશ ॥ ૪૧ ॥

રાજાઉવાચ.

પુરવ છાયો.

ધર્મ કર્મ કોણ જોગ હે, કોણ સાધન કોણ દેવ
કોણ તીરથ કોણ પરમપદ, કહો સ્વામી મુજ ભેવ

ચોપાઇ.

કહો સતગુરૂજી કોણ જે ધર્મ, કેમ આચરીયે ભાખો મર્મ
કર્મ તે કોણ કેહી વીધી કીજે, કૃપાનાથ કહો જે ચીત દીજે ॥ ૪૨ ॥
જોગતે કોણ કહો કેમ ધરીયે, સાધન કોણ કેહી વીધી કરીયે.
કેમ સાધીયે સાધન સાધ, કેમ ટળે મનની ઉપાધ ॥ ૪૩ ॥
દેવ તે કોણ તે કેમ પામીયે, દરશનથી કળી મળ વામીયે
જથારથ કરી કહો સમજાઇ, જેણે અંતઃકરણ સ્થીર થાઈ ॥ ૪૪ ॥
તીરથ કોણ પરમપદ રામ, તે સમઝાવી કહો મુજ નામ
એ સર્વ સમજાવી કહો, મારા મનનો સંશય દહો ॥ ૪૫ ॥

સર્વાનંદો વાચ.

પુરવ છાયો.

અવિરોધ ચિંતા રહીત, સચરાચર સમ ભાવ
અહંકાર મમતા રહીત, મોઈ ધર્મ ઉરધાર

ચોપાઈ.

સર્વાનંદ કહે સુણરે સાધ, ધર્મ તણી છે કથા અગાધ
પરમ ધર્મતો છે નીજબોધ, કોઈ સાથે કરવો ન વીરોધ ॥ ૪૬ ॥
મનને વીશે નહી ઉદ્વેગ, સર્વ સગાથે રાખે નેગ
દીધે ચીંતા નહી મનમાંહી, ઓછુ અધીકું ઉપજે નાંહી ॥ ૪૭ ॥

સ્થાવર જંગમમાં સમ ભાવ, સદા સર્વદા એક સ્વભાવ
વેરી મીત્ર સરવે જાણે એક, પરમ ધર્મનો એહ વીવેક ॥ ૪૮ ॥
સઘળે બ્રહ્મ એક કરી જાણે, હેત ભાવ મનમાં નહી આણે
અહં મમત્વ તેહને પરીત્યાગ, વીદેહ રૂપ થયા વીતરાગ ॥ ૪૯ ॥
રાગ દ્વેષ રહીત જે જન, સર્વ પરમેશ્વર જાણે મન
સિદ્ધ પરમ ધર્મતાં એહેજ, ગુરૂધર્મ ત્યાં જાણે તેહેજ ॥ ૫૦ ॥
એ ધર્મ આચરતાં બાપ, જન્મ મરણનો ટળે સંતાપ
પરમપદ તે પામે સહી, સત સીધ્ધાંત વાત એ કહી ॥ ૫૧ ॥
સૌથી શ્રેષ્ટ કહું તુજ કર્મ, જેહ તણો છે મોટો મર્મ
કર્મ થકી તે છુટે કર્મ, કઠોર પણું છુટે થાયે નર્મ ॥ ૫૨ ॥

## પુરવ છાયો.

આત્મ જીતે ઇંદ્રીઓ, સર્વ સંગ પરીત્યાગ
નિષ્કર્મ કર્મ કરે સહી, શ્રેષ્ટ કર્મસુ લાગ

## ચોપાઈ.

મનસા વાચા કર્મણાએ કરી, હીંસા કોઈની ન કરે જરી
શ્રેષ્ટ કર્મ તાહીંસા રહીત, કોઈ સાથે ન આણે હેત ॥ ૫૩ ॥
અહીત કોઇનું નહીં વંછવું, સઘળે હેત જુનું નહી નવું
સઘળે એક આત્મા દેખે, પરમાત્મા સો સ્વતંત્ર પેખે ॥ ૫૪ ॥
અન્ય આશે સર્વથા થવું, કરવું મુખે નહી લવલવું
તે સુજે આ મીથ્યા આશ, કરવો નહી સંકલ્પ અભ્યાસ ॥ ૫૫ ॥
ઈશ્વરની ઇચ્છાએ વરતવું, નહી આવવું નહી કાઈ જવું
હર્ખ શોક તેહને સમાન, શ્રેષ્ટ કર્મનું એ છે જ્ઞાન ॥ ૫૬ ॥
જીવ બુધ્ધી સર્વે ટાળવી, આત્માની બુધ્ધી ઝાલવી
આત્મા થઇ અમૃત ચાખવુ, મને કરી મન સ્થીર રાખવું ॥ ૫૭ ॥

પામવા જગ વીષે તણી સાસન, ન ધરે તે કાંઇ વાસન
જુગ જીવના સર્વે વિષે, ઉભો થઇ કાંઈ એ ન લખે ॥ ૫૮ ॥
જુદી વાસના કરવી નહી ધરે, સત શબ્દથી નાંહી લરે
તે સંત ઇંદ્રીજીત કહેવાય, મન ઘર મુકી કયાંહી ન જાય ॥૫૯॥
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, વ્યોમાદીક ઈંદ્રી મહા બંધ
તેહને વીશે ન ધરે આસક્ત, ઇંદ્રી થકી તેરહે વિરક્ત ॥ ૬૦ ॥
આસકતે ઇંદ્રી ન જીતે સહી, ઇંદ્રી સર્વ વિષેમાં વહી
તે જીત ઇંદ્રીઆ રામ કહેવાય, આત્મારામ નહી તે થાય ॥ ૬૧ ॥
આત્મારામ સર્વ સંગ ત્યાગ, રહે એકાંત ખરો વૈરાગ્ય
સર્વ સંગ પરીસાગ કરે, મનમાં આશંકા કાંઈ નધરે ॥ ૬૨ ॥
મન્નત ટાળી રહે એકાંત, રહે લોલીન સદા મન શાંત
કોઇ મનમાં આશંકા ધરે, એકાંત સેવન તે કેઈ પેરે કરે ॥ ૬૩ ॥
તે તુજને સંભળાવું શીષ્ય, એક મને સુણ વીશવાવીસ
દેહ ઈંદ્રી નાના ભાવ, ઉંચ નીચ ટાળવા સ્વભાવ ॥ ૬૪ ॥
અહંકૃત સંગ ત્યાગજ કરે, બાહાર ભીંતર એક મન ધરે
બાહાર ભીંતર સર્વે રામ, આત્મા જાણી થા નીષ્કામ
સર્વત્ર આત્મા એક જાણવો, આત્મ અનુભવ એમ
આણવો ॥ ૬૫ ॥
એકાંત સેવન તે તેનું નામ, મનમાં કાંઇ ન ઉપજે કામ
કર્મ તે નીઃકર્મ થઈ કરવું, શ્રેષ્ટ કર્મ તે એમ
આચરવું ॥ ૬૬ ॥
શુભ અશુભ અંતરથી ટળે, સુરત નદી બ્રહ્મ સાગર ભળે
એ કર્મ થકી નાશે ભવરોગ, હવે કહું છું આતમ જોગ ॥ ૬૭ ॥

પુરવ છાયો.

સર્વ ભુતમે આત્મા, આત્મામા સર્વે ભુત
દ્વૈતા દ્વૈત રહીતજે, આત્મ જોગ અદભુત

## ચોપાઇ

પરમઆત્મા જોગ તાં તેહ; સર્વ માંહી આત્મા જાણે જેહ;
સર્વ ભુતમા આત્મા એક, જાણી જોગ કરે વિવેક. ॥૬૮॥
આત્મા વીશે સર્વ ભુત જાણવા, અનંત ભાવ કરી માણવા;
તેનું એક કહું દ્રષ્ટાંત, આત્મ જોગ મળે થાય શાંત. ॥ ૬૯ ॥
કનક કુંડળ ઘટ મૃતકા પેર, જેમ સમુદ્ર વિષે લહેર;
તેમ પુરૂપ માંહી પ્રકૃતિ, અંરસ પરસ જાણે એમ જુગતી. ॥ ૭૦ ॥
પ્રકૃતિ વિષે પુરૂપ સત જાણ, કારજ કારણ વસ્તુ પ્રમાણ;
વસ્તુ ગતે ભિન્ન એ નથી, સીદ્ધાત વાણી જોજો કથી. ॥ ૭૧ ॥
તેમ જીવ શીવ ભીન્ન નહી હોય, એક સ્વરૂપ દ્વૈત
નહી કોય;
દ્રષ્ટાંત પાવક દીપક એક, દ્વૈત ટાળવા તણો વિવેક. ॥ ૭૨ ॥
દ્વૈત અદ્વૈત રહીત થાવું, સવાદ સરાહ તુપ જેમ તાવું.
સાચ જુઠદે છે જે પક્ષ, તેથી જ્ઞાન રહે નરપક્ષ;
એક પક્ષ બેહાર ભીંતર ટાળવો, સર્વત્ર કેવળ બ્રહ્મ
ભાળવો. ॥ ૭૩ ॥
તીંહા વેદ ભણે છે જેહ, સત ગ સમદ્રષ્ટી રાખે તેહ;
સર્વ બ્રહ્મ તે વિજ્ઞાનં, નેહનાનાસ્તી કીંચન ॥ ૭૪॥

### એવં શ્રુતી.

શુભા શુભ હર્ખ નહી શોક, સાક્ષીવ ત રહે સંત કોક.
જેમ દીપક સુરજ સાક્ષાત, તેમ સંત હોઈ રહીત પક્ષપાત;
હે રાજા એવો છે બ્રહ્મ, પરંતત્વ જાણે નીશકર્મ ॥ ૭૫ ॥
પરમ તત્વ જાણે એમ થાય, એ શ્રેષ્ટ આત્મા
જોગ કહેવાય;
જોગ તણો કહ્યો પ્રશ્ન, હવે કહું પરમ સાધન. ॥ ૭૬ ॥

પુરવ છાયો.

નીર્વાસના મન ભાવ રહે, રાગ ેશ નહી જન;
સ્થીર ચીત રહેસે ભુત સ્થીર, હોયે એ સાધન.

ચોપાઈ

રાજા પરમ સાધનતા તેહ, વાસના રહીત ભાવ ધરે જેહ;
અનીત થકી આસકતી ટાળવો, સાક્ષીવંત થઈ બ્રહ્મ ભાળવો ॥ ૭૭ ॥
મીન પક્ષીની જેહવી વૃત, વ્યોમનીરમે રાખે સુર્ત;
એહવી મન વરતી કરે, રાગ દ્વેષાદીક પરહરે. ॥ ૭૮ ॥
ચીત વિષે ચીત સ્થીર કરી રહે, સર્વ ભુત સ્થીર તાહારે લહે;
પોતાનું ચીત ચળે સર્વ ચળે, અન્યો અન્ય અંતર નવ ટળે. ॥ ૭૯ ॥
સર્વ ભુત તે કયાં કયાં કહ્યાં, કહું જુજવા જે મે લહ્યા;
કર્મ સ્વભાવ પ્રકૃતી મહતત્વ, અહંકાર રાજસ તામસ સત્વ ॥ ૮૦ ॥
અધ્યાત્મ અધિદૈવ અધિભુત, ચાર અવસ્થા પ ચ મહાભુત;
પંચ તન માત્રા દસ ઇંદ્રી જાંણુ, અંતઃકરણ ચતુષ્ટ પ્રમાણુ. ॥ ૮૧ ॥
એટલે મન સ્થીર તાહારે થાય, સર્વ ચીત્તની સ્થીરતા થાય;
હે રાજા ચીત સ્થીર સ્થીર મન, પુરણ થયું પરમ સાધન. ॥ ૮૨ ॥

પુરવ છાયો.

નીરાલંબ નીરંજન, પુરણ નીરંતર સેવ;
સ્વયં પ્રકાશ નીજ ધામએ, નમો નમો સોહં દેવ.

## ચોપાઈ.

એહવો છે એ સોહં દેવ, તેનો કોઈક જાણે ભેવ;
વારંવાર કરૂ નીરતાર, નીરામય નીરાલંબ અપાર. ॥ ૮૩ ॥
સોહં દેવ નીરંજન નામ, અજન્મા અગુણ અ કામ;
મદરૂપી કલેશનાથી રહીત, સદા સર્વદા છે અદેત. ॥ ૮૪ ॥
શુદ્ધ બુધથી છે નીરાલંબ, કોઇ કળી શકે ન આલંબ;
કેણે ધર્યો નથી એ રામ, તે સર્વનો ધરતા નિઃકામ. ॥ ૮૫ ॥
સુનવંત અહી ગોચર નાહે, સમસ્યાએ સમજો ઘટ માંહે;
વળી એ છે કેવો સુણુ રાયે, જે સ્થીર પુરણુ બ્રહ્મ કહેવાયે. ॥ ૮૬ ॥
ઇંડ રહીત એ સદા અવીનાશ, ઇરખા રહીત સદા પ્રકાશ;
ચીદાનંદ સ્વરૂપ લીલા એહ, પુરણુ બ્રહ્મ કહાવે તેહ. ॥ ૮૭ ॥
અનંત બ્રહ્માંડ ઉપજે સમાયે, વૃદ્ધીથી તે કાંઈ ન થાયે;
અતર્ક અપાર પુરણાનંદ સ્વરૂપ, વ્યાપક સઘળે છે તદરૂપ. ॥ ૮૮ ॥
અણુ માત્ર ઠાલો નહી ઠામ, જે તે સર્વ બ્રહ્મ સોહં રામ;
જે છે સર્વનો પ્રકાશીક, બહાર, ભીંતર છે વ્યત્રીક. ॥ ૮૯ ॥
શોભે શોભા પોતા તણી, સર્વ રૂપે સ્ફાટીક મણી;
સર્વનો કર્તા સર્વનો રામ, સુક્ષમથી સુક્ષમ નીજ ધામ. ॥ ૯૦ ॥
અવેવ રહીત તેજ પુંજ સ્વરૂપ, સદા સર્વદા છાંએ ન ધુપ;
ઉદાસી અંતર અભેદ, અનીર વચની કહે છે વેદ. ॥ ૯૧ ॥
રાજા સોહં અચળ જે દેવ, તે મેં તુજને ભાખ્યો ભેવ:
એ ઉપરાંત બીજો નહીં રામ, દેવ તે જે નિહચળ ઠામ ॥ ૯૨ ॥

### પુરવ છાયો.

ચંદ્ર સુરજને મધ્ય છે, સુક્ષમ સહેજ પ્રકાશ;
પરમ હંસ પ્રયાગ છે, મહા તીરથ સુખ રાશ.

## પુરવ છાપો.

નીર્વાસના મન ભાવ રહે, રાગ દ્વેશ નહી જન;
સ્થીર ચીત રહેમે ભુત સ્થીર, હોયે એ સાધન.

## ચોપાઈ

રાજા પરમ સાધનના તેહ, વાસના રહીત ભાવ ધરે જેહ;
અનીત થકી આસકતી ટાળવો, સાક્ષીવંત થઈ બ્રહ્મ
ભાળવો ॥ ૭૭ ॥
મીન પક્ષીની જેહવી વૃત, બ્યોમનીરમે રાખે સુર્ત;
એહવી મન વરતી કરે, રાગ દ્વેષાદીક પરહરે. ॥ ૭૮ ॥
ચીત વિષે ચીત સ્થીર કરી રહે, સર્વ ભુત સ્થીર
તાહારે લહે;
પોતાનું ચીત્ત ચળે સર્વ ચળે, અન્યો અન્ય અંતર
નવ ટળે. ॥ ૭૯ ॥
સર્વ ભુત તેં કયાં કયાં કહ્યાં, કહું ભુજવા જે મે લહ્યા;
કર્મ સ્વભાવ પ્રકૃતી મહતત્વ, અહંકાર રાજસ
તામસ સત્વ ॥ ૮૦ ॥
અધ્યાત્મ અધિદૈવ અધિભુત, ચાર અવસ્થા પંચ મહાભુત;
પંચ તન માત્રા દસ ઇંદ્રી જાંણુ, અંતઃકરણ ચતુષ્ટ
પ્રમાણુ. ॥ ૮૧ ॥
એટલે મન સ્થીર તાહારે થાય, સર્વ ચીત્તની સ્થીરતા થાય;
હે રાજા ચીત સ્થીર સ્થીર મન, પુરણ થયું
પરમ સાધન. ॥ ૮૨ ॥

## પુરવ છાપો.

નીરાલંબ નીરંજન, પુરણ નીરંતર સેવ;
સ્વયં પ્રકાશ નીજ ધામએ, નમો નમો સોહં દેવ.

## ચોપાઈ.

એહવો છે એ સોહં દેવ, તેનો કોઈક જાણે ભેવ;
વારંવાર કરૂ નીસ્તાર, નીરામય નીરાલંબ અપાર. ॥ ૮૩ ॥
સોહં દેવ નીરજન નામ, અજન્મા અગુણ અ કામ;
મદરૂપી કલેશનાથી રહીત, સદા સર્વદા છે અદ્વૈત. ॥ ૮૪ ॥
શુદ્ધ બુધથી છે નીરાલંબ, કોઇ કળી શકે ન આલંબ;
કેણે ધર્યો નથી એ રામ, તે સર્વનો ધરતા નિઃકામ. ॥ ૮૫ ॥
સુનવંત અહી ગોચર નાહે, સમસ્યાએ સમજો ઘટ માંહે;
વળી એ છે કેવો સુણ રાયે, જે સ્થીર પુરણ બ્રહ્મ કહેવાયે. ॥ ૮૬ ॥
ઈંડ રહીત એ સદા અવીનાશ, પ્રરખા રહીત સદા પ્રકાશ;
ચીદાનંદ સ્વરૂપ લીલા એહ, પુરણ બ્રહ્મ કહાવે તેહ. ॥ ૮૭ ॥
અનંત બ્રહ્માંડ ઉપજે સમાયે, વૃદ્ધીથી તે કાંઈ ન ચાયે;
અતર્ક અપાર પુરણાનંદ સ્વરૂપ, વ્યાપક સઘળે છે તદરૂપ. ॥ ૮૮ ॥
અણું માત્ર ઠાલો નહી ઠામ, જે તે સર્વ બ્રહ્મ સોહં રામ;
જે છે સર્વનો પ્રકાશીક, બહાર, ભીંતર છે વ્યત્રીક. ॥ ૮૯ ॥
શોભે શોભા પોતા તણી, સર્વ રૂપે સ્ફટીક મણી;
સર્વનો કર્તા સર્વનો રામ, સુક્ષમથી સુક્ષમ નીજ ધામ. ॥ ૯૦ ॥
અવેવ રહીત તેજ પુંજ સ્વરૂપ, સદા સર્વદા છાંએ ન ધુપ;
ઉદાસી અંતર અભેદ, અનીર વચની કહે છે વેદ. ॥ ૯૧ ॥
રાજા સોહં અચળ જે દેવ, તે મેં તુજને ભાખ્યો ભેવ;
એ ઉપરાત બીજો નહીં રામ, દેવ તે જે નિહચળ ઠામ ॥ ૯૨ ॥

### પુરવ છાયો.

ચંદ્ર સુરજને મધ્ય છે, સુક્ષમ સહેજ પ્રકાશ;
પરમ હંસ પ્રયાગ છે, મહા તીરથ સુખ રાશ.

## ચોપાઈ.

હવે કહું તીરથ સ્નાન, જે થકી ઉપજે નીજ જ્ઞાન;
હે રાજા તીરથ જે શ્રેષ્ટ, સર્વ તીરથનો રાજા જેષ્ટ. ॥ ૯૩ ॥
અંતર આત્મા શુદ્ધ ચૈતન્ય, અની સુક્ષમ નીરાલંબ;
સુક્ષમ સ્વરૂપ જોવું અક્ષદષ્ટ લેશ માત્ર કરવો નહી તુષ્ટ. ॥ ૯૪ ॥
પકૃતી પુરૂપ સુરજ ચ દ્ર જ્યમ, તેહનો પ્રકાશીક
અતી સુક્ષમ:
ચ દ્ર સુરજને મધ્યે વરતે, દરશન કરી અભ્યાસ કરતે ॥ ૯૫ ॥
વિષમ સંધ અદ્રસ્ય અતીત, તેની સંગે વરતે અદ્વૈત;
પરમ હંસ જીવેશ્વર તહાં, ઉપજે વરતે લેહે પામે જહાં. ॥ ૯૬ ॥
અક્ષજળતું દરશન કરે સોયે, જો વસ્તુ દ્રષ્ટિ ઉઘાડી હોયે;
વસ્તુ દ્રષ્ટી તો ઉઘડે, સતગુર તણો ભેદ જો જડે. ॥ ૯૭ ॥
નિ:કર્મ તિરથ રાજ સાં જેહ, અક્ષ દરશન સત કહું તેહ;
તીરથ રાજ વૃતાંત મેં કહ્યું, તત્વ દર્શી વીરલે લહ્યું ॥ ૯૮ ॥

## પુરવ છાયો

ક્ષર અક્ષરથી રહીત જે, સોહં પરમ પદ એજ;
અન પ્રાણુની લહે જહાં, હેતા હેત ન રંજ.

## ચોપાઈ.

હે રાજા પરમ પદ કહું જ્યારથ જેથી સુખ લહું;
ક્ષર અક્ષરથી પરજે રહે, અનીરવચની નીગમ એમ કહે. ॥ ૯૯ ॥

## પુર્વ પક્ષ.

કહો કહેછે ક્ષર તે કોણ, અક્ષરનો મોએ કહીએ દોહોણ
ક્ષર તે બાવન કક્ષપાકાર, અક્ષર તે જાણો ૐકાર ॥ ૧૦૦ ॥

## સર્વાનંદો વાચ.

રાજન હાથ કીજે ઉર્ધ, જહાં નહી હાણુ જહાં નહી વર્ધ;
પરમપદ તે મહા શુન્ય, સ્થુલ સુક્ષમ રહીત પાપ પુણ્ય. ॥ ૧૦૧ ॥

જે છે સ્થુલ સુક્ષમને પાર, અજ તે રહીત ઉત્પતી
રહીત અપાર;
સર્વ પ્રકાશીક આપે આપ, કરતાં એહની સરવે
સ્થાપ. ॥ ૧૦૨ ॥
સર્વનો કર્તા ત્યાં સર્વનો ઇશ, કદીએ નાશ ન હોયે અરીશ,
કાળ તણો મહા કાળ નીરંજન, મન પ્રાંણ તણી
જ્હાં સમાંણ. ॥ ૧૦૩ ॥
પરમ કારણ મહા શુન ધામ, પરમપદ નિરામય રામ.
ઉપજે સદ્ય જો વસ્તુ વીચાર, પરમ પદ પામે નીરધાર. ॥ ૧૦૪ ॥
ગુરૂ સંત શાસ્ત્રનો સંગ કરે, વસ્તુ વિચારતો મનમાં ધરે;
સતગુરૂ સંત શાસ્ત્રનો સંગ, પરમધામ તે પામે અસંગ. ॥ ૧૦૫ ॥
નીત પ્રતી સંત સમાગમ હોય, પરમ પદ તે પામે સોય,
પ્રશ્ન સાત તે પુછયા ભાઈ, તેનો ઉત્તર આપ્યો રાઈ. ॥ ૧૦૬ ॥
નિરવિકલ્પ દેશ મે કહ્યો, તત્વ દર્શી વિરલે લહ્યો,
એ સીદ્ધાંત મેં ભાખ્યો રાયે, પુરણ થયો પ્રથમો
અધ્યાય. ॥ ૧૦૭ ॥
મનની ભ્રાંતી દુર પલાયે, અહં બ્રહ્મ આપે સ્વે થાયે;
એ ટીકા છે બ્રહ્મ પ્રકાશ, ભાણ ચરણ રજ કહે રવીદાસ. ॥૧૦૮॥

ઈતી શ્રી મનઃસંયમ ગ્રંથે સર્વાનંદ ગયંદ સવાદે તત્વસાર નીરોપણ નામ પ્રથમો અધ્યાય.



## રાજો વાચ.

### પુરવ છાયા.

કોણ જીવ માયા કોણ, બ્રહ્મ કોણ ગુરૂ દેવ:
મુળ કોણ કોણ બંધ છે, કોણ લહે કહો ભેવ

### ચોપાઈ

તમે સતગુરૂ છો દીન દયાળા પરમ ગુરૂ છો પરમ કૃપાળા
જીવતે કોણ કહો ગુરૂદેવ, તેની કોણ વૃત્તિ કહો ભેવ. ॥ ૧ ॥
માયા કોણ સ્વામી કહો જથા, તેહની શી કહીએ સાંસથા,
બ્રહ્મ તે કોણ અને જાણીયે કેમ કહો સ્વામી મુજ
આણી પ્રેમ. ॥ ૨ ॥
પરાતપર તે કેમ કહેવાયે, કીપા સીન્ધુ તે કેમ જણાયે;
મુળ કોણ કહો ગુરૂ રાયે, સ્વામી તેહની કોણ દશાયે. ॥ ૩ ॥
તપ તે કોણ કહીયે મહારાજ, તેહની કોણ અવસ્થા સાજ;
લેહેતે કરી તેહના કોણ ચહેન, સતગુરૂ પ્રગટ કરી કહો
કેહેન ॥ ૪ ॥
સર્વ કહો મન આવે ખામે, જેમ મન નિવૃતને પામે,
અમે પ્રશ્ન પુછયા સાત, અર્થ કરી આપો ગુરૂતાન. ॥ ૫ ॥

### સર્વાનંદો વાચા

### પુરવ છાયા.

નાના ભાવ મમતા ઘણી, દેહાભીમાન સદૈવ,
આત્મ જ્ઞાન નહીં રૂદે, સદા કર્મીમય જીવ.

### ચોપાઈ.

સાધુ જીવ દશા કહુ તુજ, ગુરૂ પ્રસાદ ઉપજ્યું જે મુજ:
નાના ભાવ ઉદે જે થાય, તેહને કહીયે જીવ દસાય ॥ ૬ ॥
નાના ભાવ કહુ સુણ શીષ્ય, પ્રથમ કુબુધ્ધી બીજી રીસ
હુ તે જુવો આજળને જીવુ, પ્રથક નીપાવે દીન પ્રત નવું ॥ ૭ ॥

આ ઉત્તમને આ અધમ, આ મરણ ને આએ નમ
આ પારકું છે રે ભાઈ, આ અમારૂં છે સુખદાઇ ॥ ૮ ॥
આતે શત્રુ આતે મીત્ર, આતે અદૈત આતે દ્વૈત
એમ વરતે તે જીવ દશાયે, અન્યાત્મા બુધ્ધી કહેવાયે ॥ ૯ ॥
તે સુઝે થયો દેહ ભાવ, દેહ ભાવે બંધાણો દાવ
દેહ ભાવે થયો વીચાર, અગમાં ઉપજયો અહંકાર ॥ ૧૦ ॥
અહં પ્રગટયો મમતા થઈ, મોહો જાળ વી ટાણો જઈ
તૃષ્ણા વૃધ્ધી પામી જયારે, દ્રોહ કરવા લાગ્યાં ત્યારે ॥ ૧૧ ॥
સિયા માટે જે આતમ જ્ઞાન, તેથી રહીત પશુ અજ્ઞાન
બ્રહ્મજ્ઞાન થકો જે રહીત, જીવ કહીયે જે વરતે દ્વૈત ॥ ૧૨ ॥
અપીદ્યા રૂપી જે મળ તંત્રીત, અવિદ્યા વ્યાધી વપરીત
કામ ક્રોધ લોભ મોહમદા, મચ્છર રાગ દેષ બહુ રદા ॥ ૧૩ ॥
આશા તષ્ણા ઉપના અદૈવ, વિશે જુદુ તે જાણો જીવ
અન્ય નહી જીવ કોઇ ભાઈ, વસ્તુ ગતે શીવ સર્વ થાઇ ॥ ૧૪ ॥
વસ્તુ ગતે નથી કોઇ જીવ, કેવળ ઇશ્વર ચીદાનંદ શીવ
જીવ દશા તે મધ્યનો ભાગ, આદી અંત રામ અનુરાગ ॥ ૧૫ ॥
જીવ તણો તે કહ્યો મેં પંચ, હવે કહું માયા પ્રપંચ
જ્ઞાની રૂપ માયાનું કહે, અમોકતી કોઈ વીરલા લહે ॥ ૧૬ ॥

પુર્વ છાયો.

દેહ માયા કાયા અસત, કાયા માયા જાન
જોગી મોહ પમાડીયા, કાયા દેખ નીદાન

ચોપાઈ.

અહા પુરૂષ એમ બોલ્યા વાણ, માયા તે તું કાયા જાણ
શા માટે જે માયા અસત, તે મીથ્યા કાયા કલપત ॥ ૧૭ ॥

કાયા અસત મીથ્યા પ્રપંચ, આગમ પાગે જનમ મૃત સંચ
માયા કલ્પીત છે પર તંત્ર, શરીરમેં ન હોય સ્વતંત્ર ॥ ૧૮ ॥
ઈશ્વરની ઈચ્છા એ ઉપજે, વરતે લહે પામે જે વજે
માયા સ્વતંત્ર નહી કહેવાગે, જીવ તણે વશ માયા ન હોવે ॥ ૧૯ ॥
દેવ સમસ્ત માયા આધીન, મહા બળવંતીય ગુણો નહી ચીન
વળી કેવી છે માયા બળવ તી, મહા ઈશ્વરી ઈચ્છા શકતી ॥ ૨૦ ॥
માયા વીચીત્ર કોઇ નહી કળે, એક વાર જોગેન્દ્ર ચળે
નાના સ્વરૂપ માયા બહુ ધરે, મોહ પામે મુની ધ્યાન
વિસરે ॥ ૨૧ ॥
વળી કેવી છે માયા એ ભાગે, સકળ ગુણનું સ્થાનક કહેવાગે
નાના ચેષ્ટા નાના ભાવ, જંતુને ઉપજાવા હાવ ॥ ૨૨ ॥
મોહ પમાડી નરક કુંડ દીયે, આત્મ જ્ઞાન હરીને લીયે
પછી જંતુને અંતરીયાળ, મુકીને જાયે તતકાળ ॥ ૨૩ ॥
તું પુછીશ જંતુ કોણ સ્વામ, અંતરીયાળનું
કહો મુજનામ
જંતુને મુકયો તે કેમ, તે કહું છું સાંભળ ધરી નેમ ॥ ૨૪ ॥
ચંદા અંસ તે કહીયે જંત, અહું અંતરાયા તે મુકયો તંત
કાયા ઉપર કલ્પના કરી, કલ્પમાન અનંત મન ધરી ॥ ૨૫ ॥
ઉપાયા મનોરથ અનેક, પહોંચ્યો નહી મનસુબો એક
તે અંતરીયાળ મુકયો તે જંત, આથડતાં નાવે અંત ॥ ૨૬ ॥
શામાટે જે આ માયાએ, પરાધીન માયા કાયા એ
સ્વાધીન કાયા જો હોયે, તેહી આવે મોકલી જાયે સોએ ॥ ૨૭ ॥
અને જીવસાથે વીલાસી રહે, પણ પરતંત્ર સદા છે એહે
તો જીવને કલ્પે શું થાય, ગંધર્વ નગરની પેર મથાય ॥ ૨૮ ॥
જેમ નટવો બાજીગર રમે, ખેલ ખેલે તે સહુને ગમે
બાજી માંડી વીચીત્રભ્રાંતની, ઝળમળી ત્યાં બહુ જાતની ॥ ૨૯ ॥

પુતળીયુ દેખાડે ઘણી, વીચીત્ર ભાતની શોભા ઘણી
વિશ્વને મોહ પમાડી દીયે, તેહતું ધન હરીને લીયે ॥ ૩૦ ॥
પછી બાજી મુકી અધવીચે, જાએ ઉડી ફંદ બહુ રચે
અધવીચ મુકી ઉડી જાયે, ન દેખાડે પુરી વીદ્યાયે ॥ ૩૧ ॥
એ બાજી જુઠી છે સત, તો શું પુરૂ દેખાડે વત
જુઠી તે શું કહું શીષ્ય, કાષ્ટ પુતળા વીશવાવીસ. ॥ ૩૨ ॥
રંગીને રમાડે જેમ, મુરખ મોહ પામે ત્યમ ત્યમ
તેમ માયા અસત તું જાણ, હાડ માસની દેહ પ્રમાણ ॥ ૩૩ ॥
હાડ માંસ પુતલડા અશુધ્ધ, મોહ પામો
એકાચીત બુધ્ધ
કોઈ કાળે કાયા સત નથી, નીગમ વીચારી કહે છે કથી ॥ ૩૪ ॥
આત્મ જ્ઞાન પ્રકાશે જ્યાર, બ્રહ્મને વીષે મોહ પામે ત્યારે
બ્રહ્મમે મોહ નહી જ્યાંલગી, ત્યાસુધી છુટે નહી દુગદુગી ॥ ૩૫ ॥
જ્યાંસુધી મીથ્યાને વીષે, મોહ પામે મન માયા લખે
એ કહ્યું માયાનુ રૂપ, હવે કહું તુજ બ્રહ્મ સ્વરૂપ ॥ ૩૬ ॥

પુર્વ છાયો.

સુણ અનહદ શબ્દ જે, મન વાણીથી રહીત
જકત સર્વે પુરી રહ્યો, શબ્દ બ્રહ્મ અદ્દૈત

ચોપાઇ.

સર્વાનંદ કહે રાજન, વેદ જે પંડીત કહે વચન
વેદાંત અર્થના જાણણહાર, જ્ઞાની વરતે બ્રહ્માકાર ॥ ૩૭ ॥
તે જોગી પુરૂપ અજેણુ, તે કહે છે જે બ્રહ્મ તે કોણ
શબ્દ બ્રહ્મ જે છે દર્શની, સંત વીચારો અદર્શની ॥ ૩૮ ॥
સકળ સંત મળી કરો વીચાર, દર્શનીને કોણ નીરાધાર
આદ્ય રૂપી બ્રહ્મા સદૈવ, આદ્યનાથ જે શંકર શીવ ॥ ૩૯ ॥

તે એમ બોલ્યા મુળગો મર્મ, મનવાણીથી રહીત તે બ્રહ્મ
જે મને નથી કલપ્યો તે શબ્દ, જે વાણીએ નથી આયર્યો
અશબ્દ ॥ ૪૦ ॥

અકળ પ્રીત શ્વાસ તે બ્રહ્મ, આનંદ સ્વરૂપ સદાનિઃકર્મ
શ્વાસ તો કલપ્યા વીના ન હોએ, અકલ્પીતા મહાપુરૂષ
કહે સોએ ॥ ૪૧ ॥

ત્યારે આશ્ચર્ય પામી રહ્યો, સતગુરૂ કેરા ચરણે ગયો
ત્યારે આત્મ પ્રાપ્તી થઇ, આત્મ જ્ઞાને અહંતા ગઇ ॥ ૪૨ ॥

આત્મ જ્ઞાને યથાર્થ કહ્યું, પ્રીછું પદ જેમ હતું તેમ થયું
સુન સનાતન પરમ પદ જેહ, ત્યાં થકી આપણપે સ્વે તેહ ॥ ૪૩ ॥

સ્વયં પ્રકાશ શબ્દ હોએ છે સહી, અવિચ્છીન નાદ ધુન
લાગી રહી
પરમ સુખદાઇ નીરંતર સાવ, તે શબ્દનો કહીએ ન હોએ
અભાવ ॥ ૪૪ ॥

દ્રષ્ટ ગોચર નહી રે ભાઇ, અહંત ઇંદ્રીયાતીત સદાઇ
એવો જે છે આનંદ બ્રહ્મ, તો પામીએ જોજો મહા મર્મ ॥ ૪૫ ॥

પૃથ્વી મંડળ મુકી ગમ લહે, ગગન મંડળ વિષે મન
સ્થીર રહે
ત્યાં રહ્યા થકી જ્યારથ જાણીએ, શબ્દ બ્રહ્મ માંહી માણીએ ॥ ૪૬ ॥

અનંત્ર જથારથ નહી રે જ્ઞાન, જથાર્થ તુજને કહ્યુ એજાન
મહન ઘટાની શાંતી જે ધુન, પ્રગટ ભાસે તત્વ રતહુન ॥ ૪૭ ॥

તત્વ શ્રુતી ગોચર ભાસે, પણ ગ્રહ ગોચર નહી આસે
સુજે સુનવતકી જેવું, આનંદ પરમ તત્વ છે એવું ॥ ૪૮ ॥

તેનો અનુભવી કોઇક સંત, જથારથ ગુરૂગમે જાણે તંત
જાણી આનંદ પામે માંહે, પણ વસ્તુ વક્તાવ્ય નહી
કહેવાયે ॥ ૪૯ ॥

પ્રગટ સાંકર ગુંગો ખાયે, મુસ્કે મુખમન હરખીત થાયે
આપણુપે રીઝે છે આપ, પાછો મુખે દીએ નહી જવાબ ॥ ૫૦ ॥
અન કોઇ નવ જાણે વાત, સમસા સમસી હોઈ રળીયાત
સમજે હોયે તે સમઝે સહી, પણ વકતુત્વ કાંઇ
થાએ નહી ॥ ૫૧ ॥
કેવડો કહેવો કલ્પન થાયે, તે શું કરી કહેવા ચાયે
અતર્ક અપાર અરસ અરૂપ, દ્રષ્ટાંતે કરી કહું સ્વરૂપ ॥ ૫૨ ॥
નર થકી ગર્ભ ધરે જે નાર, અસ્ત્રીતે નવ જાણે પાર
ગર્ભ થયો એહુના હેજથી, શું જણીયે એમ
જાણતી નથી ॥ ૫૩ ॥
નપુંસક કે પુત્રી પુત્ર, સકળ અવેવ રહીત વણઉંત્ર
પોતે કાંઈ ન જાણે સરે, પરખા વાળા પરખ્યા કરે ॥ ૫૪ ॥
તે સુજે કલ્પે ઉનમાન, પરખ્યા કરે પરખ કરી જ્ઞાન
ઉનમાને ઇશ્વરનું ચરીત્ર, કલપે કીકન માને મીત્ર ॥ ૫૫ ॥
અપાર બ્રહ્મનને મુરખ ઇચ્છે, ઇશ્વરની ગત ઇશ્વર પ્રીછે
શબ્દ બ્રહ્મ ત્યમ જાણ અપાર, પુરી રહ્યો સર્વે સંસાર ॥ ૫૬ ॥
શબ્દ બ્રહ્મ પુર્યું સર્વ જક્ત, સર્વે બ્યાપક આપે અબ્યકત
સર્વ પ્રકાશીત સર્વનો પ્રભુ, સ્વયં પ્રકાશીત
સર્વનો વીભુ ॥ ૫૭ ॥
અક્ષર વીના વાણી અદ્વૈત, ત્યાં નહી બ્યાપે ઉષ્ણું ને સીત
શબ્દ બ્રહ્મને કહે છે સંત, વદે જે પંડીત મહા મહંત ॥ ૫૮ ॥
શબ્દ બ્રહ્મને જે અનુભવે, તદ્રુપ થાયે સતગુરૂને અચે
બ્રહ્માનંદ સદા સુખ શાશ્વત સાંભળ રાજા એ સીદ્ધાંત. ॥ ૫૯ ॥
એ અનુભવ હીરદેમાં લખે, શબ્દ બ્રહ્મને સદા ઓળખે ॥ ૬૦ ॥

## પુર્વ છાયો.

### દોહા

જ્યાંથી નાદ ઉપજે સમે, અની સુક્ષમ નહી નામ
અનીર વાચ્ય એસે સમે, સોહી પરાત્પર ધામ. ૧૬

### સર્વાનંદો વાચ.

સર્વાનંદ કહે સાંભળ રાયે, પરાત્પર પરમ ધામ કહેવાયે
નાદ બ્રહ્મ જ્યાં ઉપજે સમે, ત્યાં નાદ લેહે પામે યમે. ॥ ૬૧ ॥
એ અક્ષર લેહે પામે જહાં, પરાત્પર ધામ કહે છે તાંહા
પણ તે કેવું છે રે ભાઈ, અનીરવચની એ નીસંગ નાઇ. ॥ ૬૨ ॥
કહેવા ગ્રહેવા જોગ નહી હોએ. સમઝનાર કોઇ
સમજે સોએ
શા માટે જે અનુભવે કરી, ગુરૂ દ્રષ્ટ જાણ્યા જોગ હરી. ॥ ૬૩ ॥
પણ કહેવા જોગ નહી એ વસ્ત, અસેસ જહાં
ઉદે નહી અસ્ત
અસેસ સુજે મહાશુન્ય, સ્થુલ સુક્ષમથી રહીત ઉનમુન્ય ॥ ૬૪ ॥

### પુરવ પક્ષ.

સ્થુલ તે શું સ્વામી કહો ઘેર, સુક્ષમની સંભળાવો પેર.
તે થકી રહીત શી વસ્ત કહેવાય, નીશ્ચેકરી ગુરૂ
કહો ઉપાય ॥ ૬૫ ॥
સ્થુલ પૃથ્વી સુક્ષમ આકાશ, અનાકાશ રહીત સુણદાસ
અનાકાશ તે બ્યોમાતીત, નીરંજન નીરગુણ છે અદ્વૈત ॥ ૬૬ ॥
પરમ બ્રહ્મ શુદ્ધ ચેતન અવીનાશ, સદા સદોદીત
પરમ પ્રકાશ
સર્વાતીત ઉષ્ણ નહી સીત, જહાં નહી બ્યાપે દ્વૈતાદ્વૈત. ॥ ૬૭ ॥
તે પરાત્પર સત ધામ કહે સહી, ત્યાં ન ગયો પુન્ય તે નાહી.
તે પદ ભાઇ તો પામીયે, પુરણ પરમ હંસ જો થઇયે ॥ ૬૮ ॥

સરખુ દેખે એકા એળ, કોયનો દ્રોહ ન કરે વીવેકી
તે માટે તે જીવન મુક્ત, સર્વ થળી તે રહે અવ્યક્ત ॥ ૭૯ ॥
સર્વ ભુત પ્રાણીને વાશે, સ્થાવર જ ગમ આત્મ લખે
એક આ મા સર્વ જાણવો, આત્મ લહી અહં ન
આણવો ॥ ૮૦ ।
જેહવી ચાને સેવા ઘટે, આત્મ પ્રીત અતર ભર મટે
જે જેમ ઘટે તેમ સેવા કરે, કોનો દ્રોહ મનમા નવ ધરે ॥ ૮૧ ।
કોઈનો દ્રોહ ન કરવો રતી, જીવન મુક્તની એવી મતી
દ્રોહ રહીત જે સેવા સહી, સમભાવ એમ દ્રટી થઈ ॥ ૮૨ ।
વીષમ ભાવ તે કહીએ દ્રોહ, દ્રોહ થકી તે ઉપજે મોહ
તે માટે જે મન વચ કર્મ, આત્મ જાણી તજવો ભર્મ ॥ ૮૩ ।
સર્વત્ર જાણવો આત્મ એક, જીવન મુક્તનો એહ વીવેક
એવા જીવન મુક્ત સત હોયે, સ કલ્પ વિકલ્પ ઉઠે
નહી કોયે ॥ ૮૪ ॥

## પુન્વ છાપો

### દોહા

કામ ક્રોધ મહા ભર્યાં, મહા લોભ મદ અધ
દેહ બુદ્ધી દેહ મોહમે, મો કહીએ નીત બધ

### ચોપાઈ.

સર્વાનદ કહે સાભળ ભુપ, નીત બ ધ તે વીકારી બુદ્ધ
હે રાજા તે અધમાધમ, બ ધ તણુ તે નીચુ કર્મ ॥ ૮૫ ॥
નીત બ ધ હોયે જેહને વીષે, ષટ વિકાર રહ્યા નખ સીખે
ષટ વીકાર કહુ સુણુ રાય, જીવ માહી વરતે એકતાય ॥ ૮૬ ॥
કામ ક્રોધ લોભને મોહ મદ અહ કાર માને છે દ્રોહ
જુઠા વીષે શુ કરે સ્નેહ, કામ નામ છે કહીયે નેહ ॥ ૮૭ ॥

પારકો દ્રોહ કરીને ક્રોધ, અસ્ત ઇંદ્રી પોષવા દીએ બોધ
અર્થ ઇંદ્રો પોષવા અર્થ, ક્રોધ દ્રોહ કરે અનર્થ ॥ ૮૮ ॥
અહંકાર તે જે ગલીત મહા ભાવ, મન મત વરતે -
નહી સભાવ
અસ્થીર ધનનો સંગ્રહ કરે, લોભ સ્વભાવ તે સંત
ઓચરે ॥ ૮૯ ॥
ઉપાધ મેં આકૃ નર હોહી, સંત જન તેહને ભાખે મોહી
એજ વીકાર મોટો છે રાય, નીત ઉઠી આશા કરે પરાય. ॥ ૯૦ ॥
દેહ બુધ્ધે આતમપણુ મળ્યુ, અનાત્મા ભાવ સાશ્રય
પણું ઘટયું
સંગ્રસતતે સાંભળ એકઠાઇ, સંસાર રૂપી સમુદ્ર માંહી ॥ ૯૧ ॥
અજ્ઞાન રૂપી ગ્રાહેં ગ્રસ્યો, અજ્ઞાન માહી આવી રચ બસ્યો
એટલાસુ પ્રીત કરે નર અંધ, તેહને કહે સંતનીત બંધ ॥ ૯૨ ॥
એટલા થકી રહે અવ્યક્ત, તેહને કહીયે જીવન મુક્ત
રાજાને પુછયું તે કહ્યું, તારા મનનો સંશય દહયું. ॥ ૯૩ ॥
દેહ તણો જે શુદ્ધ વિચાર, તે તુજને ભાખું નીરધાર. ॥ ૯૪ ॥

પુર્વ છાપો.

દોહા

કર્મ કાલ જહાં નહીં, ભાવા ભાવ ન શ્રેય
સીત ઉષ્ણથી રહીત જે, સોહી પરમ પદ લહેય

ચોપાઈ.

લહે અને પરમ પદ જેહ, શ્રુતિ સાક્ષે ભાખ્યું તેહ
કર્મ કાળનો જ્યાં નહી દાવ, ત્યાં નહી કોઇ ભાવ અભાવ ॥ ૯૫ ॥
સીત ઉષ્ણ કહેવા નહી હોઇએ, નીશ્ચે પરમ પદ ન્યારા
જોઇએ
લહે પરમ પદનું જ્ઞાન, થયું તેહને દષ્ટ સમાન ॥ ૯૬ ॥

કહો તે આશંકા ઉપજશે, વળી મન માંહી સંશય થશે
કર્મ કોણુ કોહ કાળ કહેવાય, ભાવા ભાવ તે કહી
પેરે થાયે ॥ ૯૭ ॥
સીત ઉષ્ણુ તે કોણુ કહેવાયે, તેનો ઉત્તર આપું રાયે
કર્મ જે તે કામાદીક કરે, કાલ તેજ ક્રોધ મન ધરે. ॥ ૯૮ ॥
જ્યારે ક્રોધ અંતઃકર્ણું વ્યાપે, તે પ્રાણી સર્વ થાપ ઉથાપે
ક્રોધવંત જે દ્રોહજ કરે, પ્રીતવંત તે કુટુંબ આચરે ॥ ૯૯ ॥
ભાવ અભાવ તે જાણુ ઉપાધ, પ્રીતીવર રાખે અપરાધ
તે માટે સાંભળ કહું શીસ, કોઇ ઉપર કરવી નહી રીસ
સદા સર્વદા આતમ ભાવ, સંતજ તે જે કરે સમાવ. ॥ ૧૦૦ ॥
ઉષ્ણુ સીત તે હર્ખ ને શોક, સાધુ જનને એહુવે ફોક ॥ ૧૦૧ ॥
હરખ શોક જેહને સમાન, સ્તુતીનીંદા વર્જીત અભીમાન
સઘળે કેવળ બ્રહ્મ જાણુવો, એ અનુભવ ચીતમાં
આણુવો ॥ ૧૦૨ ॥
રાજા પરમ પદજ એહ, પરમ પદ તું જાણ્યે તેહ
તેં પુછ્યા હતા સાત પ્રશ્ન, મે ઉતર આપ્યો રાજન ॥ ૧૦૩ ॥
નિરવીકલ્પ દેશમેં કહ્યો, તત્વ દર્શી કોઈ વીરલે લહ્યો
એ સીદ્ધાંત મેં ભાખ્યુ રાય, પુરણુ થયો દ્વીતીયો
અધ્યાય ॥ ૧૦૪ ॥
મનની ભ્રાંતી દુર પલાય, અહં બ્રહ્મ આપે રવેં થાય
એ ટીકા છે બ્રહ્મ પ્રકાશ, ભાણુ ચરણુ રજ કહે રવીદાસ ॥ ૧૦૫ ॥

ઈતી શ્રીમનઃસંયમ ગ્રંથે સર્વાનંદ ગયંદ સંવાદે તત્વ સાર
નીરૂપણુ નામ દ્વીતીયો અધ્યાય.

---

## રાજા ઉવાચ.

### પુર્વ છાયા.

#### દોહા

કોણ દેવ કોણ વીદ્યા છે, કોણ હોમ કોણ જાપ
કોણ આસન કોણ ધામ છે, કોણ તત્વ કહો આપ.

#### ચોપાઈ.

તમે સતગુરૂ નીશ્ચલ નીજ નામ, કરજોડી હું પુછું શામ
કોણ દેવ કહેવો મહીમાય, વેતા તેહનો કોણ કહેવાય. ॥ ૧ ॥
વિદ્યા કોણ કોણ ધરનાર, કોણ કીજે તે કહો ઉપકાર
કોણ હોમ કેમ હોયે જપન, કોણ વીધી કરીએ આસન. ॥ ૨ ॥
ધ્યાન કોણ ઉપાયે ધરાયે, તત્વ કોણ કેમ જાણી વરાયે
તત્વ જાણવા તણો ઉપાય, કહો સ્વામી ચીત્ત નિવૃત થાય ॥ ૩ ॥
જથારથ કહો ચિતચીદમાં ભળો, જીવ ભાવ નિશ્ચે કરી ટળો
સર્વાનંદ કહે સાભળ રાય, ચિત્ત નિવૃતવા તણો ઉપાગ. ॥ ૪ ॥

## સર્વાનંદ ઉવાચ.

### પુર્વ છાયા.

#### દોહા.

ચિદરૂપ પરમાત્મા, નિરામય અલખ અભેવ
અખંડ અચલ ચલે નહી, સો કહીયે નીજ દેવ. ૨૧

#### ચોપાઈ.

હે રાજા નિશ્ચે તે દેવ, જેહનો કોઇ ન જાણે ભેવ ॥ ૫ ॥
અચલ ચલે નહી કહીયે અનુપ, સોહી દેવ જે બ્રહ્મ સ્વરૂપ.
તે બ્રહ્મ સ્વરૂપના બ્રહ્મ વિદ્યાય, બ્રહ્મ વિદ્યા નીત ભણે ને ગાય

## પુરવ પક્ષ.

સ્વામી બ્રહ્મ વિદ્યા કોણ કહેવાય, બ્રહ્મ વિદ્યાતે કેમ ભણાય. ॥ ૬ ॥
આવા ગ્રહ બ્રહ્મનુ ભણવુ કેમ, પુછુ છુ બાંધીને નેમ
સાંભળ રાજા તુજને કહુ, જથાગ્ય જેની બુદ્ધ લહુ. ॥ ૭ ॥
આત્મ સ્વરૂપને જાણે બોધ, તે કહીએ બ્રાહ્મણ બ્રહ્મ વાદ
સ્વરૂપની વિસ્મરણ નહિ હોયે, બ્રહ્મ વિદ્યાને
જાણુની નીત મોગે ॥ ૮ ॥
જો સ્વરૂપનુ વિસ્મરણ થાયે, તો જથાર્થ નહી કહેવાયે
ચૈતનતાએ વર્તે તે સ્મર્ણુ, આવે ન જાવે નહી આવર્ણુ ॥ ૯ ॥
સદા સર્વદા સધરે એક, આત્મ ભાવે લહે વિવેક
આત્મા અને અનાત્મા ભાવે, તે સુજે રહેવુ નરદાવે. ॥ ૧૦ ॥
આત્મા અનાત્મા ભાવનો અર્થ, તે કહુ સાભળ થઇ સામર્થ
આત્મા ભાવ તે સર્વને વિષે, સમાન બુદ્ધી કરવી
નખ શીખે ॥ ૧૧ ॥
સર્વત્ર એક આત્મા જીવનીજ, આત્માને સુજે મહા બીજ
નીરામય શુદ્ધ વસ્તુ પ્રાપતી, તેહને થાયે જેહની
મહા મતી ॥ ૧૨ ॥
સ્વરૂપ કેર દર્શન કરવુ, મન જીતીને જીવત મરવુ
તુ પુછે જે કોણ રૂપ, તેહનો ઉત્તર આપુ ભુપ ॥ ૧૩ ॥
પ્રકૃતી પુરૂષનો કર્તા જેહ, નીરાકાર નીગુર્ણ બ્રહ્મ તેહ
નીર્ગુણ તે શું સાભળ અતીગત, સ્થાપી જક્ત ને રહ્યા
અવ્યક્ત. ॥ ૧૪ ॥
સકળ થકી તે રહે વિવેક, આત્મા દ્રષ્ટે આતમ એક
સકળ ગુણ સકળ આકાર, પ્રગટ કરીને ન્યારા નીરધાર ॥ ૧૫ ॥
મને નથી કળખો જાણીયે, ઉદે નથી પામ્યો વાણીયે
પ્રણવને અગ્રે જે તત્વ, નીરાકાર મહાબીજ શુદ્ધ સત્વ ॥ ૧૬ ॥

પ્રણુવ કોણુ તે તું પુછેશ, તેહનો તુજને કહું ઉપદેશ
પ્રણુવ તે જે કહીએ સુન, જ્યાં થકી ઉઠે છે ધ્રુન ॥ ૧૭ ॥
પ્રણુવ તે કોણુ જે નીરાકાર, તે સાંભળ તું કહું વીસ્તાર
ત્રીગુણુ ત્રણ મુક્ત ત્રણ વેદ, કે સર્વ કર્તા એ ભેદ ॥ ૧૮ ॥
નીરગુણુ નીરાકાર તે હંસ, અસંત નીરમળ છે ચીદ્રંસ
નિશ્ચેય નિશ્ચે એ દેવ, નિરાકાર બ્રહ્મ હંસ અભેવ ॥ ૧૯ ॥
હંસ સ્વરૂપ જાણુ નીરાકાર, પીંડ બ્રહ્માંડ જે છે સાકાર
તેહનો સુત્રધાર હંસ જાણુ, પ્રગટ પ્રકાશ તે છે નીરવાણુ ॥ ૨૦ ॥
ત્રીવેણીને વીષે જેહને, ગુરૂ દષ્ટે દેખે તેહને
જેહને ગુરૂ દષ્ટે હોયે ખરી, પેખે વસ્તુ જીવત મરી ॥ ૨૧ ॥
પદ પોતાનું હંસ દીએ તેહને, ગુરૂ દ્રષ્ટી હોયે જેહને
પદ પમાડે મીટે દુઃખઘાત, એ રાજા ભાખ્યું સીદ્ધાંત ॥ ૨૨ ॥
ત્રીવેણુ નીશ્ચે કરી રહે, ધામ પમાડે હંસનું પદ લહે
નિશ્ચે દેવ સંભળાવ્યો રાય, હવે કહું બ્રહ્મ વીદ્યાનો
મહીમાય ॥ ૨૩ ॥

પુર્ણ છાયા

દોહરા.

નાશ કરે સર્વ દુઃખનો, બ્રહ્મ વિદ્યા કહેવાય
તે આતમ જોગી ધરે, બ્રહ્મ બ્રહ્મ દરસાય. ૨૨

ચોપાઈ

સર્વાનંદ કહે સાંભળ રાજન, મહા વિદ્યાનું કહું પ્રસન
મહા વિદ્યા જે બ્રહ્મ કહેવાય, તેહનો અઠીત છે ઉપાય ॥ ૨૪ ॥
તે કેવી છે બ્રહ્મ વિદ્યાભાઇ, સર્વે દુઃખ નો નાશ કરાઈ
તત્કાળ મહા પાતકને હરે, બ્રહ્મ વિદ્યા જ્યાં નિશ્ચે ધરે ॥ ૨૫ ॥

ઉદે પામ્યા પછી અવીછીન્ન, કાંઈ ન ભાસે બીજુ અન્ય
ડંડારહીત બ્રહ્મ વિદ્યા એવી, નહી કોઈ બીજી વીદ્યા જેવી ॥ ૨૬ ॥
બ્રહ્મ વિદ્યા જે બ્રહ્મ સમ કરે, તેહને આત્મા યોગી ધરે
મુજને સંશય ઉપજ્યો એક, કોણ જોગી આતમ વિવેક. ॥ ૨૭ ॥
તેહના હસે જે કોણ ચેન, જે બ્રહ્મ વિદ્યા ધરે દીન રેણ
બ્રહ્મ વિદ્યા કોણ અર્થ ધરે, કોણ મુક્ત કરીને આદરે ॥ ૨૮ ॥
મહા વિદ્યા જે બ્રહ્મ વિદ્યાય, તેહનું કોણ લક્ષણ કહેવાય
અને સર્વ દુઃખ તે કહીયે કોણ, જે જીવ ફરી આવે છે
જોણ ॥ ૨૯ ॥
કહાં થકી ઉદે પામીયા, બ્રહ્મ વિદ્યાયે નાસ કેમ થયા
બ્રહ્મ વિદ્યા અવિછિન્ન તે શું, અખંડીત કહીયે તે
શું લહુ ॥ ૩૦ ॥

## સર્વાનંદો વાચ.

રાજા કહે સતગુરૂ શ્રી હરી, કરો નીવેડો નીરણે કરી
સતગુરૂ સંત પ્રસાદે કરી, સાભળ સર્વ ઉતર કહું ફરી ॥ ૩૧ ॥
આતમ યોગી મુક્તી લખે, આત્મા સકળ ભુતને વિષે
એક આત્મ ભાવે રહે, વિષમતા દ્વૈત ભાવને દહે ॥ ૩૨ ॥
ભાવા ભાવ થકી જે રહીત, બ્રહ્મ વિદ્યાયે થાયે અહીત
બ્રહ્મ વિદ્યા આત્મ યોગી લેહે છે, આત્મ યોગી એ
ધરે છે. ॥ ૩૩ ॥
તું પુછેછે લહે તે કોણ, તેહનું તુજને ભાખ્યું દોહોણ
સ્વે સ્વરૂપ જે શુદ્ધ ચેતન, તેહનુ સ્મરણ ધારા
નહી અન્ય ॥ ૩૪ ॥
અખંડ સ્મરણ તે કહી વીધી કરે, કોણ કહેસે
કોણ અર્થે ધરે
તે એમ જાણે છે સુણ શીષ્ય, જાય અખંડ અખંડ
જગદીશ ॥ ૩૫ ॥

## પુરવ છાયા.

### દોહા

જીવ ભાવ હોમે જાઇ, બ્રહ્મ અગ્નિ માંય નીરધીમ
નિરામય પદ પામીયે, વાસના હોયે હોમ   ૨૩

### ચોપાઇ.

સર્વાનંદ કહે સુણુ રાજન, હોમ તણું ભાખ્યું પ્રસન્ન
હોમ પરમ ઊપની રીત, જેમ અગ્ની ધુમ રહીત   ॥ ૪૭ ॥
તેહમાં હોમની જીવની વૃત્તિ, નિરામય પદની પ્રાપ્તી
જેણે પ્રાપ્તી હોયે ખરી, જીવ ભાવ હોમે શુધ્ધ કરી   ॥ ૪૮ ॥
તે હરીજન તેસો પરબ્રહ્મ, જે છુટે સહેજે સર્વ કર્મ

### પૂર્વ પક્ષ

સ્વામી ધુમ્ર રહીત જે અગ્ન, તે કોણ મુજ ભાંખો સગ્ન   ॥ ૪૯ ॥
તેહને વિષે હોમવો જીવભાવ, તે સુ સુણાવો મુજને સાવ
નિરામય પદ પામવું તેશુ ગુર, નિશ્ચેકરી કહો શ્રવણે ધરૂં ॥ ૫૦ ॥

### સર્વાનંદો વાચ.

સાંભળ શીષ્ય કહું બીજ બોધ, દેહમાં ધુમ્ર કામને ક્રોધ
ધુમ્ર રહીત અગ્ની બ્રહ્મ જ્ઞાન, બ્રહ્મ જાણતે દ્રષ્ટ સમાન   ॥ ૫૧ ॥
સદા સર્વદા નિર્મળ ચિત્ત, વસ્તુ વિચાર કરે અદ્વૈત
શીતળ કોમળ દીન વચન, આતમ વિન ભાસે નહિ અન ॥ ૫૨ ॥
જીવ ભાવમે અહ મમત્વ, યથા પ્રપંચ રહીત નહી તત્વ
એ પ્રપંચ મનથી ટાળવું, તે સુજે આસકત ન થાવું   ॥ ૫૩ ॥
બ્રહ્મ જ્ઞાન જે વસ્તુ વિચાર, નીતમેવ કરવો નીરધાર
શીતળ કોમળ દીન વચન, ભરમ કરમ નહી ભીના ભીન્ન ॥ ૫૪ ॥
અહં મમત્વ તે જે જ્ઞાન, નાશ પામે જો પ્રગટે બ્રહ્મ જ્ઞાન
ત્યારે મન આ નીર્મળ થાય, નીરામય પદ પામે રાય   ॥ ૫૫ ॥

પરમ પદની પ્રાપ્તી થઈ, નીરંતર નીરખ્યાથી એ બ્રહ્મ મઈ
પ્રાપ્તી થઈ તે કેમ જણાયે, બાહારભીંતર બ્રહ્મ દરશાયે ॥ ૫૬ ॥
કેવળ દીસે પ્રગટ પ્રકાશ, સર્વત્રે સ્વામીનો વાસ
દેહાભાવ અભીમાન પળાય, અન્ય નહી તે બ્રહ્મ કહેવાય ॥ ૫૭ ॥
તેથયું તહાં બ્રહ્મ જાણવો, કૃતવય વિચાર ન આણવો
તેહનું તે કહેવું પ્રમાણ, સાંભળ નીશ્ચે કહું નીર્વાણ ॥ ૫૮ ॥
સર્વ વિશ્વ બ્રહ્મમે જાણ, તત્વ દર્શી દેહ ભાવ ન આણ
પ્રથક નહી સવત્ર એક, જીવરખ્યાનો એહ વિવેક ॥ ૫૯ ॥
બ્રહ્મ વિદ જે બ્રાહ્મણ હોયે, તે નીત હોમ કરે છે સોયે
વાસના બ્રહ્મ અગ્ન દહે જયારે, એવા સંત તેહને ત્યારે ॥ ૬૦ ॥

પૂર્વ છાયો

દોહા.

પ્રણવ અગ્રે તત્વજે, આતમ મંત્ર કહેવાય
અખંડ જાપ આતમ જપન, તે જપ શ્રુતી નીત ગાય

ચોપાઈ.

હે વત્સ હે સાધુ સુણજપ, આતમ જપ સમો નહી તપ
શ્રેષ્ટ જપ તે જપ છે આતમાં, તે જપ નહી આવે વાતમાં ॥ ૬૧ ॥
અકલ્પીત શબ્દ સર્વ પ્રકાશ, તે નીરગુણ બ્રહ્મ અનાકાશ
મન વચન થકી અળગો રહે, તત્વ દર્શાંત કોઈ પદ તે લહે ॥ ૬૨ ॥
તે કોણ પ્રણવ પુછીસ રાય, પ્રણવજે ૐકાર કહેવાય
તેહની આદી તત્વ છે જેહ, આતમ રામ કહીજે તેહ ॥ ૬૩ ॥
તુ પુછીશ આત્મા તે કોણ, પ્રણવનું સંભળાવુ દોહણ
આતમ તુરીયા હંસ સ્વરૂપ, તે હંસ સદાય છે તદરૂપ ॥ ૬૪ ॥

શબ્દ બ્રહ્મ શ્રુતી કહે આપ, તે શું જે અજંપા જાપ
પ્રણુવ તે શ્રુતી નીરધાર, ત્રીગુણાત્મક જે ૐકાર ॥ ૬૫ ॥
જે બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર જે થાયે, રાજસ તામસ સત્વ કહેવાયે
જાગ્રત સુપ્ન સુસુપ્તી જહાં, પ્રાણુમન ઇંદ્રી છે તહાં ॥ ૬૬ ॥
અધ્યાત્મ અધીદૈવ અંગીભુત, ભુત ભવિષ્ય વર્તમાન સુણુ સુત ॥ ૬૭ ॥
ગુણુ આત્મ ટોળેનું જાણુ, અને આત્મા ન્યારો હંસ નીરવાણુ
આત્મા હંસએ થકી છે અલગો, સાક્ષી દષ્ટ કશો નહી વળગ્યો
એટલો છે આગમ પાંચ, તે સુજે આવેને જાય ॥ ૬૮ ॥
આતમ બ્રહ્મ છે નિત પ્રકાશ, ન આવે ન જાયે અવિનાશ
તે સુજે છે અવ્યક્ત વાણુ, તે આત્મા તત્વનેતું જાણુ ॥ ૬૯ ॥
જાણે તે સમ ભાવે વરતે, તે તત્વદર્શી જીવન મરતે
તારે તેહનો થયો સમાસ, સંશય સઘળો પામ્યો નાશ ॥ ૭૦ ॥
વસ્તુ પ્રાપ્તી થયે બ્રહ્મ થયો, જીવ ભાવ સઘળો નીરૃતીયો
સઘળે કેવળ વસ્તુ દેખે, કોઇને તે સંત નહી ઉવેખે ॥ ૭૧ ॥
અન્ય સંભવ નહીરે રાજન, હરી સર્વ દેખે સોહી હરીજન
જપતણો મેં ભાખ્યો ભેવ, થીર આસન કહું સુણુ અવસ્ય મેવ ॥ ૭૨ ॥
થીર આસન ગુરૂ શબ્દે લેવું એક વર્તી એકાંતે રહેવું ॥ ૭૩ ॥

પુર્વ છાયો.

દોહા.

લાભા લાભ સુખ દુઃખ રહીત, દ્વીતીયા ભાવ પલાય
ચીત્ત ચળે નહી બ્રહ્મથી, સ્થીર આસન કહેવાય

## ચોપાઈ.

ઝાકાર વર્તેય પરતંત, સહેજે ચીત્ત સ્થીર સોહી સંત
ીત થીરતે જે ભાવ ચેતન, એકાંત મેવન જે સ્થીર
આસન ॥ ૭૪ ॥
ીત ચપલતો વનમા લોક, ચીતથી થીરતો ઘરમાં
વનલોક
ેત થીરતો વન એજે સમાધ્ય, ચીત અથર તો જાણ
ઉપાધ્ય ॥ ૭૫ ॥
ેત થીરતો હોય જો મન વળે, દેહાભીમાન સર્વ
જો ગળે
ન ગર્જ્યું તાહરે જાગીયે, લાભા લાભ સાસા મન ન
આણીયે ॥ ૭૬ ॥
ખ દુઃખ કલ્પ રહીત જો હોય, સદા સર્વદા સમજે સોયે
બ્રહ્મ સ્વરૂપ સઘળે જાણ, અદકું ઓછુ કાંઈ ન
મન આણ ॥ ૭૭ ॥
હરે થીરતા પામે ચીત, ચીત થીરતાયે આતમ નીત
સર્વે થીરતા ભાસે સાઆંત, થીર આસનનું એ
સીધ્ધાંત ॥ ૭૮ ॥
ં મેં સ્થીર આસનનું જ્ઞાન, હવે રાજા ભાખું
પરમ ધ્યાન
મ ધ્યાન જાણે જે કોઈ, બ્રહ્મ સ્વરૂપની પ્રાપ્તી હોઇ ॥ ૭૯ ॥

### પૂરવ પક્ષ.

સ્વરૂપ તે કોણ કહો મતી, જ્યાર્થે કેમ હોયે પ્રાપ્તી
ી કોણ પ્રકારે થાયે, તેહનો સ્વામી કયો ઉપાયે ॥ ૮૦ ॥

## સર્વાનંદો વાચ.

તુજને ધ્યાન વિધી સર્વ કહું, જયાર્થ જે વીવિધ લહુ
સંક્ષેપે કરી કહું તુજને, જો તેં પ્રશ્ન પુછયું મુજને ॥ ૮૧ ॥

## પુર્વ છાયો.

એકાંતે રહી આસન કરે, ઉનમુની મનવે હેરાન
ષટ ચક્ર વેધી ચટે, મો પરમ પદ ધ્યાન ૨૬

## ચોપાઈ.

પ્રથમ બાહ્ય સંધ સર્વ તજ્યો, કૃત વા કૃતન કરે ન ભજવો
પછે તજવો અભીતર સંગ, જીત ઇંદ્રી થઈ રહે અસંગ ॥ ૮૨ ॥
પછે ત્યાગવા ષટ વિકાર, નામ જુજવા કહુ નીરધાર
કામ ક્રોધ લોભ અભીમાન, ઉમાન ત્યાગે હોયે જ્ઞાન ॥ ૮૩
અહાર નીંદ્રા ભય મઇથુન, ત્યાગે સકળ ન દેખે નુંન
જો જ્ઞાને મન થીર હોઈ જાયે, તો સર્વે દ્વૈતપણું જીતાયે ॥ ૮૪
મન થીર ઉપજે ઉત્તમ ધ્યાન, સમજે સતગુરૂ કેરી સાન
જો ખટચક્ર આલીગં જાયે, સાતમી ભોમીકા માહે ઠેરાયે ॥ ૮૫
ત્યાં સમામણ છે મનતણી, બ્રહ્મરંદ્ર મહા તેજે મણી

## રાજા ઉવાચ.

સ્વામી ષટ ચક્ર તે કોણજ નામ, સાતમી ભોમીકા જે
કોણજ કામ ॥ ૮૬

## સર્વાનંદો વાચ.

પ્રથમે આધાર ચક્રનું જાણુ, દ્વીતીય લંગ ચક્ર પરમાણુ
ત્રતીયે ચક્રમણી નીરધાર, ચતુર્થે ચક્ર અનહદ વીચાર ॥ ૮૭
પંચમે વસુધા ચક્ર કહેવાયે, છટમે અગ્ની ચક્ર છે રાયે
એ ચાર ષટ દસ ઠાદસ જોયે, સોડસ દોઇસ બુઝે કોયે ॥ ૮૮

એ ષટ ચક્ર કહે નીરદ્ર, સાતમી ભોમીકા તે બ્રહ્મરંદ્ર
મનતણી સમામણ તહા અનીરવાચ્ય નીરંજન જહાં ॥ ૮૯ ॥
તેહને અર્થ પામવા કરી, કરે અભ્યાસ ઉર્ધ્વ મનધરી
અભ્યાસ જો નીશ્ચે કરી થાય, વસ્તુ જથારથ
સદ્ય જણાય ॥ ૯૦ ॥
અન્ય જથારથ નહીરે ભાઈ, વાચ જ્ઞાનથી નકેં જાઈ
અભ્યાસને તુજને કહું નીદાન, ધ્યાન ધારણ દષ્ટ સમાન ॥ ૯૧ ॥
મન નિશ્ચલ કરી રહે એકાત, ધ્યાન ધારણા ધારે સ ત
શુદ્ધ ભોમી જોઇને સંચરે, તીહા બેસી થીર આસન કરે ॥ ૯૨ ॥
દ્રઢ થઈ બેસે થીર આસન, મુલ બ ધી જીતે સ્વાસન
કાયા ગ્રીવા શીશ સમ રાખે, ટાળી ચપળ અમૃત ચાખે ॥ ૯૩ ॥
નાસાગ્રે રાખી મીટ, સમદ્રષ્ટી બ્રહ્મ ઇ દ્રકીટ
મન રાખે બ્રહ્મ ઇ દ્રી માહીયે, પાન અપાન તારે એક થાયે ॥ ૯૪ ॥
સ ને સને ઉર્ધ્વ ચાલે વાયે, મેર ગ્ર થી ભેદીને જાયે
રૂદાકાશ ને વિષે થીર હોવે, ત્યારે નાદ બ્રહ્મ તે પ્રગટે સોયે ॥ ૯૫ ॥
તે જ્યારથ નાદ સ ભળાયે, ઘ ટ જેવો રણકારો થાયે
જેવો દીર્ઘ ઘ ટાનો શબ્દ, તેહવો થાયે નાદ અનહદ ॥ ૯૬ ॥
પરમ ધુન પરમ તત્વ તેહ, વાણીયે ન કહેવાયે તેહ
એહેવુ છે તે સુ જે મુની, નેહે શબ્દ બ્રહ્મની એ છે ધુની ॥ ૯૭ ॥
નીરંતર જોતીનો પ્રકાશ, ઉશ્ન સીત રહીત છે અવીનાશ
પરમાનંદ જોતી નીરવાણ, તીહા સમામણ મનની જાણ ॥ ૯૮ ॥
બ્રહ્મ પ્રાપ્તી જે મન ગળે, બ્રહ્મ થઇ બ્રહ્મ માહે ભળે
તે સ્વરૂપ તે પરમ ધામ, તે પરમ બ્રહ્મ સ્વ સ્નેહે કામ. ॥ ૯૯ ॥
સ્વરૂપની પ્રાપ્તી જહા થાયે, તે ઘટને વીષે
જીવન કહેવાયે
તે સુજે થયો કેવળ બ્રહ્મ, નરલેપી નીસ્પ્રેહ નીરકર્મ ॥ ૧૦૦ ॥

### સર્વાનંદો વાચ.

તુજને ધ્યાન વિધી સર્વ કહુ, જથાર્થ જે વીવિધ લહુ
સંક્ષેપે કરી કહુ તુજને, જો તેં પ્રશ્ન પુછ્યું મુજને ॥ ૮૧ ॥

### પુર્વ છાયો.

એકાંતે રહી આસન કરે, ઉનમુની મનવે હેરાન
ષટ ચક્ર વેધી ચઢે, એ પરમ પદ ધ્યાન ૨૧

### ચોપાઈ.

પ્રથમ બાહ્ય સંઘ સર્વ તજવો, કૃત વા કૃતન કરે ન ભજવો
પછે તજવો અભીતર સંગ, જીત ઇંદ્રી થઈ રહે અસંગ ॥ ૮૨ ॥
પછે ત્યાગવા ષટ વિકાર, નામ જુજવા કહુ નીરધાર
કામ ક્રોધ લોભ અભીમાન, ઉમાન ત્યાગે હોયે જ્ઞાન ॥ ૮૩ ॥
અહાર ની દ્રા ભય મઇથુન, ત્યાગે સકળ ન દેખે નુંન
જો જ્ઞાને મન થીર હોઈ જાયે, તો સર્વ હેતપણું જીતાયે ॥ ૮૪ ॥
મન થીર ઉપજે ઉત્તમ ધ્યાન, સમજે સતગુરૂ કેરી સાન
જો ખટચક્ર આળીગં જાયે, સાતમી ભોમીકા માહે ઠેરાયે ॥ ૮૫ ॥
ત્યાં સમાપણુ છે મનતણી, બ્રહ્મરંદ્ર મહા તેજો મણી

### રાજા ઉવાચ.

સ્વામી ષટ ચક્ર તે કોણજ નામ, સાતમી ભોમીકા જે
કોણજ ઠામ ॥ ૮૬ ॥

### સર્વાનંદો વાચ.

પ્રથમે આધાર ચક્રનુ જાણુ, દ્વીતીય લંગ ચક્ર પરમાણુ
ત્રતીયે ચક્રમણી નીરધાર, ચતુર્થે ચક્ર અનહદ વીચાર ॥ ૮૭ ॥
પંચમે વસુધા ચક્ર કહેવાયે, છટમે અગ્ની ચક્ર છે ત્યાંયે
એ ચાર ષટ દસ દાદસ જોયે, સોડસ દોદસ બુઝે કોયે ॥ ૮૮ ॥

એ પટ ચક્ર કહે નીર દ્ર, સાતમી ભોમીકા તે બ્રહ્મરંદ્ર
સ્નતણી સમામણ તહાં અનીરવાચ નીરંજન જહાં ॥ ૮૯ ॥
તેહને અર્થ પામવા કરી, કરે અભ્યાસ ઉર્ધ્વ મતધરી
અભ્યાસ જો નીશ્ચે કરી થાય, વસ્તુ જ્યારથ
સદ્ય જણાય ॥ ૯૦ ॥
અન્ય જ્યારથ નહીરે ભાઈ, વાચ જ્ઞાનથી નકે જાઈ
અભ્યાસને તુજને કહું નીદાન, ધ્યાન ધારણ દષ્ટ સમાન ॥ ૯૧ ॥
ન નિશ્ચલ કરી રહે એકાંત, ધ્યાન ધારણા ધારે સત
દ્ધ ભોમી જોઇને સંચરે, તીહાં બેસી થીર આસન કરે ॥ ૯૨ ॥
ઢ થઈ બેસે થીર આસન, મુલ બંધી જીતે સ્વાસન
યા ગ્રીવા શીશ સમ રાખે, ટાળી ચપળ અમૃત ચાખે ॥ ૯૩ ॥
સાગ્રે રાખી મીટ, સમદ્રષ્ટી બ્રહ્મ ઇંદ્રકીટ
ત રાખે બ્રહ્મ ઇંદ્રી માંહીયે, પાન અપાન તારે એક થાયે ॥ ૯૪ ॥
ને સને ઉર્ધ્વ ચાલે વાયે, મેર ગ્રંથી ભેદીને જાયે
કાશ ને વિષે થીર હોવે, ત્યારે નાદ બ્રહ્મ તે પ્રગટે સોયે ॥ ૯૫ ॥
જ્યારથ નાદ સંભળાયે, ઘંટ જેવો રણકારો થાયે
શે દીર્ઘ ઘંટાનો શબ્દ, તેહવો થાયે નાદ અનહદ ॥ ૯૬ ॥
મ ધુન પરમ તત્વ તેહ, વાણીયે ન કહેવાયે તેહ
કેવું છે તે સુ જે મુની, નેહે શબ્દ બ્રહ્મની એ છે ધુની ॥ ૯૭ ॥
રંતર જોતીનો પ્રકાશ, ઉશ્ન સીત રહીત છે અનીનાશ
માનંદ જોતી નીરવાણ, તીહાં સમામણ મનની જાણ ॥ ૯૮ ॥
ઃ પ્રાપ્તી જે મન ગળે, બ્રહ્મ થઇ બ્રહ્મ માહે ભળે
સ્વરૂપ તે પરમ ધામ, તે પરમ બ્રહ્મ સ્વ સ્નેહે કામ. ॥ ૯૯ ॥
રૂપની પ્રાપ્તી જહાં થાયે, તે ઘટને વીષે
જીવન કહેવાયે
તુજે થયો કેવલ બ્રહ્મ, નરલેપી નીસ્પ્રેહ નીસ્કર્મ ॥ ૧૦૦ ॥

જેમ સીંધવ પાણી માંહી ગળે, ઉપન્યો હતો તે સહેજે ટળે
વસ્તુ પ્રાપ્તીયે વસ્તુ વિશેષે, તત્વ દર્શી સર્વે વસ્તુ દેખે ॥ ૧૦૦ ॥
અન્ય નહી તેહને રાજન, એ ભાખ્યુ ઉત્તમ ધ્યાન
એ ધ્યાને સમાધી થાએ, સહેજાનંદ સહજ સમાય ॥ ૧૦૨ ॥

પુર્વ છાપો.

દોહા.

ધ્યાન પરમ ઉત્તમ કહ્યા, ભાખ્યો સહુ મહીમાય
હવે કહું સીદ્ધાંતે કરી, તત્વ તણો ઉપાય ૨૭
વ્યોમાતીત અરૂપ જે, અમેસ અચલ અખંડ
નીર્મળ વ્યાપક નીત જે, સો જોતી રવિ અખંડ ૨૮

ચોપાઈ

હે રાજા સાંભળ તત્વ ભેદ, પરમ તત્વ અભેદ અછેદ
સકળ તત્વનું સાર અદ્વેત, પરમ તત્વ જે વ્યોમાતીત ॥ ૧૦૩ ॥
નીરખે નીશ્ચલ નીરંજન આપ, તીહાં ન સંભવે
થાપ ઉથાપ
પ્રકૃતી પુરૂષ રહ્યા ચીદરૂપ, નીરાકાર અખંડ અરૂપ ॥ ૧૦૪ ॥
અવેવ રહીત જાણ અવીનાશ, નહીં દીર્ઘ નહી
લઘુ નહીનાશ
સ્થુલ સુક્ષમ રહીત આસેસ, નહી કહેવા ઉપદેશ આદેશ ॥ ૧૦૫ ॥
ચીદાનંદ સ્વરૂપ અનામ, પરમાનંદ પરમહી ધામ
ઉષ્ન સીત રહીત અખંડ, એહવો છે જે અચલ અડંડ ॥ ૧૦૬ ॥
અંદોલા પણ રહીત સો સ્થીર, ટુવતે સુજે નીશ્ચે વીર
પરમ તત્વ જે નીરમલ સહી, કલીમલ રહીત
આશંકા નહી ॥ ૧૦૭ ॥

સદા સર્વદા છે પ્રકાસ, સર્વ પ્રકાશીક રહે ઉદાસ;
વળી એ તત્વ કેવું છે ભાઈ, વ્યાપક ઘટ રહ્યા સમાઈ ॥ ૧૦૮ ॥
સ્થાવર જંગમ રમે સો રામ, અણુ માત્ર ઠાલો નહી ઠામ
બાહર ભીતર સર્વત્ર એક, તત્વ જાણ્યાનો એહ વીવેક ॥ ૧૦૯ ॥
વળી તત્વ સદ્ય છે નીત, રહે તુતીયાયે તુરીયાતીત
તે સુજે અવેવ અવીનાશ, ઉત્પતી રહીત જે સર્વાવાસ ॥ ૧૧૦ ॥
સ્વયંપ્રકાશ છે શુધ્ધ ચેતન, સર્વ કરતા જુગજીવન
સર્વનો પ્રભુ તે મહાકાળ, મહા સુન તે અદભદ માળ ॥ ૧૧૧ ॥
મહા સુન જે તે કહેવાય, જીવ ઈશ્વર બહુ સભાય
સર્વ સમુલો આપો આપ, ને બ્રહ્માનંદ સ્વરૂપ સમાપ ॥ ૧૧૨ ॥
આ દીસે છે આ પરકાશ, હું તુ સર્વ લોકમા વાસ
કરીયે છૈયે આપણુ કલોલ, બ્રહ્મ માંહી સૌ ઝાકમ ઝોલ ॥ ૧૧૩ ॥
તે ઓળખી લેયે સાયતમા, જે તે મહા હરી આતમા
પરમ તત્વ યાં એહ કહેવાય, એ સીધાંત સાંભળ્યુ રાય ॥ ૧૧૪ ॥
સપ્ત પ્રશ્ન પુછયા મુજને, મે ઉત્તર આપ્યો તુજને
એ સમસા એથી પામે મર્મ, પોતે થાયે આનંદ બ્રહ્મ ॥ ૧૧૫ ॥
નિરવીકલ્પ દેશ મે કહ્યો, તત્વ દર્શન કોઈ વીરલે લહ્યો
એ સીધાંત મેં ભાખ્યુ રાય, પુરણ થયો ત્રતીયો અધ્યાય ॥ ૧૧૬ ॥
મનની ભ્રાંતી દુર પળાય, અહં બ્રહ્મ આપે સ્વે થાય
એ ટીકા છે બ્રહ્મ પ્રકાશ, ભાણુ ચરણે કહે રવીદાસ ॥ ૧૧૭ ॥

ઈતી શ્રી મન સયમ ગ્રંથે સદાનંદ ગયંદ સંવાદે
સાર નીરૂપણ નામ ત્રતીયો અધ્યાય.

---

## રાજા ઉવાચ.

પુર્વ છાયો.

દોહા.

વૈરાગ ભક્તી જ્ઞાનધને, કોણ કલ્યાણ સમાધ
ગ્રહણ ત્યાગ વળી સમ કહો, મીટે સકળ ઉપાધ   ૨૮

ચોપાઈ

હે પ્રભુ કોણ કહીયે વૈરાગ, કોણ લક્ષણ કહો ગુરૂભાગ
કોણ ગને અને કેમ જાણીયે, કહો કલ્યાણ કયાંથી
ઉદે થાયે ॥ ૧ ॥
સમાધી કહી તેહના કોણ ચેન, કૃપા કરી સમજાવો સેન
કોણ વસ્તુ ગ્રેહવા જોગ, તે કેમ ગ્રહીયે કહો સંજોગ ॥ ૨ ॥
તજવા જોગ તે શું સ્વામીન, કેમ તજીયે સમજાવો ચેહેન
સમતત્વ તે કોણ કહેવાય, તે કયાં છે તે કહો ઉપાય ॥ ૩ ॥
એ સર્વ સ્ફટ કરી પરીબ્રહ્મ, કહો જથારથ છુટે કર્મ
ભાંગો હરદે ગ્રંથી ગુરૂદેવ, સહુ વસ્તુનો ભાખો ભેવ ॥ ૪ ॥

## સર્વાનંદો વાચ.

પુર્વ છાયો.

દોહા.

વાકય વાદ કરે નહી, ગુરૂ વર્જીત સંતોષ
સ્થીર સર્વ વૈરાગ સો, ઉન્મુની રહે નીરદોષ   ૨૯

ચોપાઈ

હે રાજા વૈરાંગ સંત એ કહે, તે જે મન ઉન્મુનીયે રહે
ઉન્મુની જે ભાસે નહી આન, આન નાહી સો આતમ ધ્યાન ॥ ૫ ॥

સર્વ સુન જાણી વસ્તુ લહે, એક આતમ ધ્યાને રહે
સર્વ સુન સાભળ્યુ સચ, દીસે છે તે મીથ્યા પ્રપચ ॥ ૬ ॥

નાસવત દીસે છે કાચો, અદ્રષ્ટ તે ઇંદ્રીયાતીત સાચો
તે આત્મા તે અનીનાશ, આતમ સ્વરૂપનો નહી વીનાશ ॥ ૭ ॥

સ્વરૂપને જે જાણે તે ત્યાગી, આતમ જ્ઞાની તે વૈરાગી
આતમ સ્વરૂપ જણાયે તાહરે, વાકય વાદ વર્જીત
હોય જ્યારે ॥ ૮ ॥

હરીના નામ વીના જે અન્ય, બોલવુ નહી તે સુણ હરીજન
સસારનુ ડાપણ ટાળવું, નીરમળ નેત્રે નીહાળવુ ॥ ૯ ॥

ગલીત ભાવ ગણે સર્વ સાથ, સતોષ ગ્રહી રહે થઈ અનાથ
અહાર વસ્ત્ર અર્થે નહી ફરે, ધનને કાજ ધાવન નહી કરે ॥ ૧૦ ॥

એક ઇશ્વિર ઇચ્છા વરતી રહે, તાત્પર્ય જે માત્ર તે ગ્રહે
વળી તે કેવો હોય મહત, નીરાશી ગુણ વર્જીત હોય
શાંત ॥ ૧૧ ॥

તે સુ આશા માયા ગુણ, તે સભગાનુ રાજા સુણ
રાજસ તામસ સાત્વીક શ્રુતી કહે, તે થકો સત
અગગો રહે ॥ ૧૨ ॥

તે સુ ભાવા ભાવ રહીત, ની કર્મ નીરગુણ અદ્વૈત
કરવો અહકારનો નાશ, શુદ્ધ તત્વ એહવો થઇ નીરાશ ॥ ૧૩ ॥

વળી તે સત કેહવો હોયે, ઇદ્રીયાદીક પદારથ ખોયે
યત ફી ચીત જે દ્રષ્ટ ગોચર, દીસે છે તે સર્વ અસ્થીર ॥ ૧૪ ॥

જો એમ મીથ્યા જાણો તાહી, આસકત મન ન થાવે કયાહી
સર્વ દુખ દાપક ટાળો રાય, તે સુ જે આવે ને જાય ॥ ૧૫ ॥

તે સસાર દુખે જીવ વળગો, એટલા થકો આતમ અળગો
સાક્ષ દ્રષ્ટ અવ્યક્ત છે વાણુ, હે રાજા એવો તુ જાણ ॥ ૧૬ ॥

આત્મમાતાગે વરતી જાઇ રઈ, શુદ્ધ વૈરાગ તે તેહને કઈ
એ સીદ્ધાંત મેં ભાખ્યુ સોય, શુદ્ધ વૈરાગ પ્રાણી હોઇ ॥ ૧૭ ॥

પુર્વ છાયો.

દોહા.

શ્રવણુ કીર્તન સ્મરણુ, સેવન કરે નીરાસ
અર્ચન વંદન વિષ્ણુ ભક્તી, સખાગોવીંદ હરીદાસ ૩૦

ચોપાઈ.

હે રાજા અખંડ પ્રાણીયે પરમેશ્વરની ભક્તી જાણીયે
અંતર જામી કૃષ્ણુ કહેવાય, તેહની ભક્તીનો કહું મહીમાયે ॥ ૧૮ ॥
તેહની ભક્તી કરીએ શ્રેષ્ટ, ચર્ણું અંતના આહી લેષ્ટ
કરવું મનને કૃષ્ણાકાર, દેખે કૃષ્ણુને સચરાચાર ॥ ૧૯ ॥
અનભાવ નહી મન ઉપજે, કૃષ્ણુ વીના ભાસે નહી રજે
કૃષ્ણુ મને તે થઇને રહેવું, નીંદા સ્તુતી સર્વે સહેવું ॥ ૨૦ ॥
પ્રેમ લક્ષણુ તે જે ભક્તી, કયાં થે મન ન ધરે આસક્તી
કોઈ એમ કહે સહેજે રાયે, પ્રેમ ભક્તી કેમ પ્રગટ થાયે ॥ ૨૧ ॥
ભક્તી પ્રગટ કેમ જાણીયે, તે સંભલાવું શ્રુતી વાણીયે
પ્રાણીયે એમ કરવું રાય, અખંડ સાંભળવો હરી મહીમાય ॥ ૨૨ ॥
સુણવું પરમેશ્વરનું ચરીત્ર, પરમેશ્વરને કરવા મીત્ર
સ્મરણ તે હરીના નામનું, તન મન ધન કરવું રામનું ॥ ૨૩ ॥
સદા સર્વદા ભક્તી કરે, રાગ દ્વેશાદીક ને પરહરે
હવે સેવા કહું સુણુ રાય, ચર્ણું સેવા કરવી પ્રીત લાય ॥ ૨૪ ॥
હરીના ચર્ણું સંત ચર્ણું એક, સંતની સેવા કરે વીશેક
કરવી સંત ચરણુની સેવ, અંતરથી ટાળી અહમેવ ॥ ૨૫ ॥

તે સેવા વિષ્ણુની કરી, જે સત ચર્ણું સેવે આદરી
અર્ચા કર્યા જોગ તે સગ હરી સત એક કહે ભગવત ॥ ૨૬ ॥
અર્ચા કરે હરીનાદાસની, બીક ભાસે જનના ત્રાસની
સાધુની કરવી વંદના, અન્ય દેવની ન કર ખંડના ॥ ૨૭ ॥
પંચોપચાર ષોડસોપચાર, નવધા ભક્તી તથા નીરધાર
તે હરીજન સતગુરૂની કરે, સગુણ બ્રહ્મ જાણી અનુસરે ॥ ૨૮ ॥
જાણીએ જો ગુરૂને સવેવ, સગુણ બ્રહ્મ ચીતવી કરીયે સેવ
હોય ઉપચાર સરવે અરપીયે, અનહદ શબ્દ સુણીને
લહીએ ॥ ૨૯ ॥
નીરાવેવ ચીત વેયે તાહરે, નીરગુણ બ્રહ્મ દ્રષ્ટીએ
ભાસે જાહરે
વળી એમ જાણીયે રાય, પ્રાપ્તી મોટો શબ્દ સંભળાય ॥ ૩૦ ॥
વળી એમ જાણીયે પુત્ર, બ્રહ્મ દષ્ટીએ ભાસે બ્રહ્મ સુત્ર
બ્રહ્મને વિષેથી જે સર્વ પ્રગટે નાદ, તાહરે મીટે
સઘળો વીવાદ ॥ ૩૧ ॥
જોત ઝગમગે અમૃત ઝરે, અમૃત પીધે નહી અવતરે
એવી ધારણા ધરે જો રાય, સદ્યપ્રાપ્તી હરીની થાય ॥ ૩૨ ॥
પ્રભુ પામવા મન જો ધરે, સત સાથે મીત્રાઈ કર
મીત્ર આગળથી કરીયે સત, સત બતાવે પુરણ તત ॥ ૩૩ ॥
તો ત્યા બ્રહ્મ સ્વરૂપ જથારથ થાય, અન્ય નહી
સર્વત્ર દરસાય
સર્વ ભૂત રાખે સમભાવ, કરે નહી કયાહી ચાવ અચાવ ॥ ૩૪ ॥
તાહરે થાય વસ્તુ પ્રાપ્તી, દ્વૈતા દ્વત રહે નહીં રતી
પરમેશ્વરનું ઉત્તમ ધ્યાન, થઈ એકાંત સમજવી સાન ॥ ૩૫ ॥
તન મન ધન અર્પે હરી ચર્ણ, હરી ચર્ણ તે ગુરૂનુ શરણ
સતગુરૂને અરપે દેહ ગ્રહે, ત્યારે થાય પ્રભુમાં લહે ॥ ૩૬ ॥

ત્યારે લહે થયો જાણીયે, કટુ વચન કહે નહી વાણીયે
સ્વપ્ને નહી ઉપજે અહંકાર, જગત વિષ્ણુ મય
દેખે સાર ॥ ૩૭ ॥
એક આત્મા વીના નહી અન્ય, હરી સર્વ દેખે
સો હરીજન
અન્ય ભાવ પામે નહી ઉદે, ગુરૂ ગોવીંદ પ્રગટીયા હ્રદે ॥ ૩૮ ॥
હે રાજા પરમેશ્વર તણી, શ્રેષ્ટ ભક્તી જે તુજને ભણી
એ વીના જે કરે કર્મ ત્યાં નહી ભક્તી તણો ધર્મ ॥ ૩૯ ॥
મસ્તક ઉપર લેછે ભાર, કરતા પણું આણે કરનાર
મુખે બોલે વચન અતી નર્મ, તીહાં નહી ભક્તીનો ધર્મ ॥ ૪૦ ॥
અભ્યાગતને આદર દીયે, કાંઈ ન ઇચ્છે ધર્મ ફળ લીએ
બેન ભાણેજ પુત્રી પોતરા, ધર્મ અર્થે સર્વે નોતર્યાં ॥ ૪૧ ॥
જાગ જગન કરે બહુ કર્મ, તીહાં નહી ભક્તીનો ધર્મ
કોઢી પીતી હોય શરીર, તે દેખીને બે લેહીર ॥ ૪૨ ॥
અભ્યાગત જાણી આદરે, તન મન ધન સમર્પણ કરે
સેવા કીરતન હોયે અહંમેવ, નીજ ભક્તીનો
એનીજ ભેવ ॥ ૪૩ ॥
ઓર સકળ છે પક્ષ પ્રમાણુ, જન્મ મરણ મીટે નીરવાણુ
શ્રેષ્ટ ભક્તી ભાખી રાજન, એ થકી ઉપજે નીજ જ્ઞાન ॥ ૪૪ ॥
છુટે કીટ પાટ લેવાણુ, ઉપજે જ્ઞાન મારે સઉ તાણુ
મન નીર્મળ છોડે બંધ મુક્તી, રાજા શ્રેષ્ટ કહાવે ભક્તી ॥ ૪૫ ॥
ભક્તીનો ભાખ્યો મહીમાય, તુજને મેં સંભળાવ્યુ રાય
ભક્ત વૈરાગી જોગેન્દ્ર, જેહની સુરતી રહે બ્રહ્મ રંદ્ર ॥ ૪૬ ॥
અથવા બાના ધારી કોય, પ્રેમ સહીત હરી ભજતો હોય
સરવે એક નીહાળે વસ્ત, બહાર કહાવે ગ્રહસ્ત ॥ ૪૭ ॥
ભીંતર ભક્તી જ્ઞાન વૈરાગ, અંતરકણું સર્વંનો ત્યાગ ॥ ૪૮ ॥

મન વચન તનઅરૂ ધન, સાધુને સમર્પ્યું મન
તેને આદર દીયે તે ભક્તી, બીજી સઉ સંસારની જુક્તી ॥ ૪૯ ॥
ગરીબ ઉપર રાખે સ્નેહ, જગત ભાવનો ટાળે પ્રેહ
દયા ભાવથી લહે સુખ સયાત, ભક્તી તણું ભાખ્યું સીદ્ધાંત ॥ ૫૦ ॥
હવે ભાખું જ્ઞાન ઉપાય, ચીતની વૃત્તી નિવૃત થાય
હરી વીના ભાસે નહી આન, તે સંભળાવું તુજને જ્ઞાન ॥ ૫૧ ॥

## પુર્વ છાયો.

### દોહા

ભાવાભાવ મીટે સહુ, પ્રગટે જ્ઞાન પ્રકાશ
આતમ દર્શે અણુભંગી, હર્ષ શોકનો નાશ ૩૧

### ચોપાઈ.

રાજા જ્ઞાન તે તેહનુ નામ, જેણે જાણ્યા આતમ રામ
જ્ઞાન થકી તે જ્ઞેય જણાય, જે દેખે મન કયાંઇ ન ધાય ॥ ૫૨ ॥
તે શું જે આતમ જાણવો, અનુભવ લઇ ચક્ષે માણવો
આતમ જ્ઞાનનો હોય પ્રકાશ, ભાવા ભાવ જે ટળે આશ ॥ ૫૩ ॥
શુભા શુભ હર્ષ ને શોક, જ્ઞાન ઉદે સર્વે ફોક
ઉંચ નીચ પ્રકૃતી સમભાવ, સર્વ મીટાડે ચાવ અચાવ ॥ ૫૪ ॥
કયાંહે મોહન પામે તેહ, સમતત્વ સર્વ જાણે જેહ
સમતત્વ તે કેવલ બ્રહ્મ, કેવલમા ભાસે નહી કર્મ ॥ ૫૫ ॥
પરમ બ્રહ્મની પ્રાપ્તી હોય, દેહાભીમાન અંતરથી ખોય
અહં મમત્વ જો પામે નાશ, એટલે પ્રગટે અવીનાશ ॥ ૫૬ ॥
ત્યારે આતમ જ્ઞાન પ્રગટે, જ્યારે ઉરમી ટાળે ખટે
આતમ જ્ઞાને અને પ્રકાશ, તે પ્રકાશે પ્રગટે બ્રહ્મ ભાસ ॥ ૫૭ ॥

પ્રગટય તમ વાછ તાત, આતમ જ્ઞાન ભાખ્યું સીદ્ધાંત
એ ભાખ્યો મેં જ્ઞાન ઉપાય, હવે આતમ
સંભળાવું રાય ॥ ૫૮ ॥

પર્વ છાયો.

દોહા.

ચેતન ગુણાતીતજે, સ્વય પ્રકાશ પ્રકાશ
નીરમળ વ્યાપક નીત જે, નીરાકાર અવીનાશ ૩૨

ચોપાઈ

હે સાધુ જગને નીરાધાર, તે જે આત્મા નીરાકાર
તે સુજે છે ઇંદ્રીયાતીત, અદ્રસ તે જે અવેવ રહીત ॥ ૫૯ ॥
મન વાણીથી અગોચર જાણ, અતી સુક્ષ્મ
નીરજન નીરવાણ
વળી તે કેવો છેરે રાય, અવ્યક્ત વાણ અસંગી કહેવાય ॥ ૬૦ ॥
માય ગુણનો નેતા સહી, અના વાણી વાણીમાં નહી
અવેવ માયા ગુણથી અળગો, રહે સર્વ માંહી કાઇ
ન વળગો ॥ ૬૧ ॥
સાક્ષી દષ્ટ તે સ્વયં ચૈતન, ઉપાધી રહીત રહીત અંજન
ચૈતન સ્વરૂપ ઉપાધી રહીત, જ્યોતી સ્વરૂપ અખંડ અદ્વેત ॥ ૬૨ ॥
સદા સર્વદા સ્વયં પ્રકાશ, સર્વ પ્રકાશીક છે અવીનાશ
સીત ઉષ્ણ રહીત પરમાનંદ, સત સ્વરૂપ જહાં નહી દ્વંદ ॥ ૬૩ ॥
અનંત નીરમળ અનંત સુદ્ધ, અનંત નીરમળ
અનત બુધ
પ્રકૃતી પુરૂષ તણો જે પાર, સઘળે વ્યાપક આતમ સાર ॥ ૬૪ ॥
સર્વત્ર ભીતર ને બહાર, રૂપ સ્વરૂપ અખંડ અપાર
એક આત્મા વિના અન્ય નથી, હે સાધુ શું કહીએ કથી ॥ ૬૫ ॥

આકાશની પેરે સર્વ માંહે, આત્મ અળગો વળગો નહિ
દષ્ટ ગોચર વ્યોમાદીક ભુત, આત્મા દષ્ટ ગોચર નહી રૂપ ॥ ૬૬ ॥
જે સુજે અશેષ અપાર, નેતી શ્રુતી કરે પોકાર
આત્મા અતર્ક જે મહાસુન, મહા સુનતે સમસા મુન ॥ ૬૭ ॥
તે સુજે સમસા બુધ હોય, તે સમસા પ્રીતે સંત મોય
સર્વ વિનાશે રહે તે રામ, તે નિશ્ચે બ્રહ્મ અનામ ॥ ૬૮ ॥
કોઈ રીઝનારો રીઝે જેમ, ગુગાની સાંકર છે તેમ
વકૃવન થાએ તે પરીબ્રહ્મ, સ્વરૂપ પ્રગટ પ્રકાશ નીજ ધર્મ ॥ ૬૯ ॥
સદા સર્વદા છે તે નીત, શબ્દ હંસ તે શબ્દા તીત
શબ્દ હંસ તે બ્રહ્મ કહેવાય, શબ્દ સમે નીરાલંબ મહાય ॥ ૭૦ ॥
શબ્દ પરખીને વળગે જેહ, શબ્દાતીત પામે પદ તેહ
તે સુજે કહીયે અવીનાશ, પરમ કારણ પરાત્પર વાસ ॥ ૭૧ ॥
સર્વનો કર્તા સર્વનો ઇશ, આકાર રહીત નીરંજન ધીસ
નીત નીરંતર રૂપ તે ઘન, અંતર આત્મા શુદ્ધ ચૈતન ॥ ૭૨ ॥
એવો જેગ્ને છે રાજાય, આત્મા જ્ઞાને તેહ જણાય
તો થાય આત્મ પ્રાપ્તી, સત સંગ કરવો નીત અતી ॥ ૭૩ ॥
બ્રહ્મ જ્ઞાને રહે એકતાર, બાહેર ભીંતર બ્રહ્મ અપાર
ગ્ને આત્મ સંભળાવ્યો સાર, હવે કહુ કલ્યાણ વીચાર ॥ ૭૪ ॥
કલ્યાણ થાયે તે પરમેશ્વર વડે, હરીગુરૂ સંત પ્રસાદે જડે
પરમ ઉત્તમ જે છે કલ્યાણ, સતગુરૂથી પામે તુજાંણ ॥ ૭૫ ॥

## પુર્વ છાયો.

### દોહા.

વીષ્ણુ વીષ્ણુ જાણે સકળ, મન વીષ્ણુ મય જાણુ
અખંડ આતમ સ્મરણ કરે, ન કર્મે થાય કલ્યાણ ૩૩

## ચોપાઈ

હે રાજા કહું પરમ કલ્યાણ, બાહેર બીંતર રહે નીરવાણ
સર્વત્ર કૈવલ્ય બ્રહ્મ જાણવો, હરી વીના મન નહી આણવો ॥ ૭૬ ॥
બ્રહ્મ ભાવ ઉપજે મન અંગ, પુરણ બ્રહ્મ ભાસે સરવંગ
સર્વે જયારથ બ્રહ્મ પ્રકાશ, વિષ્ણુ સ્વરૂપ જાણે સર્વ વાસ ॥ ૭૭ ॥
વિષ્ણુ મન વિષ્ણુ મય કરે, તે વૈષ્ણવ તારે ને તરે
તે સુઝે આતમા મન, તેહને વિષ્ણુ લહે હરીજન ॥ ૭૮ ॥
અને વિષ્ણુ ભાવે વરતે તેહ, સર્વ બ્રહ્મમન જેહનું જેહ
સર્વ નિરંતર વરતે એક, બ્રહ્મ લક્ષણો એ વીવેક ॥ ૭૯ ॥
દ્વૈત ભાવ ટાળે તે સાધ, સર્વ વિષ્ણુ ને નહી ઉપાધ
ચૈતનતાયે સર્વદા રહે, પ્રકૃતી રહીત શ્રતી એમ કહે ॥ ૮૦ ॥
વસ્તુ દ્રષ્ટે તે વરતવું, તે સુઝે ને દ્રોહ રહીત થવું
દ્રોહ રહીત થાયે તે રામ, કલ્યાણ થાયે ભક્તી નિઃકામ ॥ ૮૧ ॥
અહ ભાવ રૂદે ન આણવો, વિષ્ણુ ભાવ સર્વે જાણવો
વિષ્ણુ ભાવે જાણે સર્વે હરી, જો સત્સંગ કરે દૃઢ કરી ॥ ૮૨ ॥
પ્રગટ આતમારામ જણાય, જો સત્સંગ કરે ચીત લાય
સંત સમાગમ દુર્લભ જાણ, સત્સંગે થાયે કોટી કલ્યાણ ॥ ૮૩ ॥
જીવ ભાવ પલાયે સર્વ, થાયે સ્વરૂપે જાયે ગર્વ
થીયો સ્વરૂપે પોતે આપ, આપ માંહી સમાવ્યો વ્યાપ ॥ ૮૪ ॥
કારજ કારણ પોતે રામ, સર્વ છે એહના નામ
રાજા એ સોહં નીરવાણ, સાચ પ્રગટે હોયે કલ્યાણ ॥ ૮૫ ॥

પુર્ન છાયો.

દોહા.

મન સુનધ્યાન જેહને વિષે, ગત સુન લીનજ થાય
સંકલ્પ વર્જીત મન સદા, પરમ સમાધ કહેવાય ૩૪

## ચોપાઈ.

પરમ ઉત્તમ સમાધી રાય, ધ્યાન ધ્યે વર્જીત કહેવાય
મન સુન ધ્યાન વિષે ગત સુન, લીન થાયે જે રહે ઉનમુન ॥ ૮૬ ॥
તે સુજે સ્વયં પદ પામવો, નહી આવવો નહી
કયાંઈ જવો
તે સુજે ચૈતન જે બ્રહ્મ, અનેવાચ્યં અદ્રશ નિઃકર્મં ॥ ૮૭ ॥
તે જગાએ લીન સર્વે થયું, સંકલ્પ વિકલ્પ સમીને ગયું
શુભા શુભ સંકલ્પ જે હોય, એકે ઉદે ન પામે કોય ॥ ૮૮ ॥
વસ્તુ દ્રષ્ટ વા અદ્રષ્ટ જે કહી, સર્વ બ્રહ્મ ભીન
કયાંહી નહી
દ્વૈત ભાવ છે દેહ બુધ, તે ટળી સર્વે ભાસે સુદ્ધ ॥ ૮૯ ॥
સર્વંત્ર સર્વંગે એક, દેખે આતમ એજ વિવેક
અહં મતમ વ અહું ભાવ ન હોય, આત્મ પરમાત્મ
એકજ સોય ॥ ૯૦ ॥
અહંકારનો હોયે નાશ, ત્યારે સહેજે હોય પ્રકાશ
મહાસુન સ્વધામ કહેવાય, તેહની પ્રાપ્તી થાયે રાય ॥ ૯૧ ॥
ઈતિર નાસ્તીક તેહ સમાધી, રંચ માત્ર ત્યાં નહી ઉપાધી
તે સહેજે પદ પામે રાય, તેહનું નામ સમાધ કહેવાય ॥ ૯૨ ॥
સમાધ તે જે હોય સમભાવ, સર્વ સાથે રહેવું નીરદાવ

### પુર્વં છાયો

### દોહા.

શ્રુતી સાખે તુજને ભાખી પરમ સમાધ
બ્રહ્મ જથારથ વરણવું છુટે સકળ ઉપાધ ૩૫
સર્વ લોક મીથ્યા સકી, મીથ્યા સાધન ભુત
નામ રૂપ મીથ્યા સકળ, સ્થીર સદા બ્રહ્મ અચ્યુત ૩૬

## ચોપાઈ.

હે સાધુ થઇને તદ્રુપ, રહો ગ્રહીને બ્રહ્મ સ્વરૂપ
તો કંઇએ ચલીયે નહી રાય, તો બ્રહ્મ સ્વરૂપની
પ્રાપ્તી થાય ॥ ૯૩ ॥
બ્રહ્મ પ્રાપ્તી વિના સદૈવ, જહાં તહાં થકી ચલે તે જીવ
સકળ લોક અથીર શરીર, તેહના સ્વામી તે અથીર ॥ ૯૪ ॥
ભુત જે આકાશાદી જેહ, માયા યે શબ્દાદી તેહ
ગુણ જે સતવાદી જે નાસ, અથીર સાધન ધ્યાન અભ્યાસ ॥ ૯૫ ॥
રૂપ સ્થુલ સુક્ષમાદી જેહ, કર્મ જે જગન અસ્થીર
સર્વ તેહ
કાલ જે અરૂણાદી અસ્થીર, ઉપન્યું માટે વણસે વીર ॥ ૯૬ ॥
જે ઉત્પતી તેહની લય હોય, આતમ સ્વરૂપ અવીનાસી સોય
ઉત્પતી નહી તે બ્રહ્મ સ્વરૂપ, શુદ્ધ ચૈતન તે સદા ચીદ્રુપ ॥ ૯૭ ॥
સદા સર્વદા છે પરકાસ, સર્વ પ્રકાશીક અવીનાશ
સર્વેને નાસે રહે તે બ્રહ્મ, અસેસ અપાર અતર્ક નીઃકર્મ ॥ ૯૮ ॥
અનાવાણી અરંગ અગુણ, અવેલ રહીત રહીત ત્રીગુણ
પરમ જોત પુરણ પ્રકાશ, અનીરવચની સર્વાવાસ ॥ ૯૯ ॥
સર્વની ઉત્પતી સર્વની લય, લય સ્થાક તે તુરીયા છેય
તુરીયાનો સ્વામી તુરીયાતીત, જહાં વીરકત દ્વૈતા દ્વૈત ॥ ૧૦૦ ॥
અસેર નીરાલંબ નીસ્નેહ, તીંહાંનો ગયો પુનર નહી દેહ
પરમ ધામનો હંસ કહેવાય, તે તીહાં લય પામે છે રાય ॥ ૧૦૧ ॥
તે તત્વને ગ્રહો તુમ રાય, તુરીયાયે રહે થકી જણાય
તુરીયાયે પહોંચ્યા વીન રાય, શબ્દ બ્રહ્મ તે ગ્રહ્યો ન જાય ॥ ૧૦૨ ॥
ગ્રહેવા જોગ વસ્તુ છે એહ, જો કહેવાય તો ટળે સંદેહ
તજવા જોગ તે કહું સુણ રાય, તજે સર્વથા તજયા
જો જાય ॥ ૧૦૩ ॥

## પુર્વ છાયો

### દોહા

રાગ દ્વેષ અહ તા ગર્વ, મોહ કલ્પના કામ
મનાત્મા બુદ્ધી સ ગ તજ, ક્રોધહી તજ ભજ રામ

### ચોપાઈ

મેહનો ત્યાગ કરે જો સોય, તો મીત્રાઈ ગમસુ હોય
ાગ તે કોણુ જે સ્થુલ સ પ્રેહ જગ વિષે શુ કરે સનેહ ॥ ૧૦૪ ॥
ાત્વ જ્ઞાને નિશ્ચે તજવો આતમરામ અખ ડ તે ભજવો
,ષ તે શુ તે સાભળ શીશ, કોઈ ઉપર નહી
કરવી રીસ ॥ ૧૦૫ ॥
મસુચા આણી કેહેવી વાત, કરવી તે તેવી સાક્ષાત
મહ કાર કહુ સાભળ વીર ઉપાધી તે જાણુ અથીર ॥ ૧૦૬ ॥
.હને વીષે ધરે આસક્ત તેહ તજો નહી ભાસે જક્ત
લ્પના મીથ્યા સ કલ્પ થાય, અ ય મનોરથ
તજવા રાય ॥ ૧૦૭ ॥
॥ મારો દેહ આ માર સહુ, આ પુત્ર પરીવાર
પુત્રની વહુ
ાત્મા કરીને માને દેહ, એ ભાવ તજ તજવો પ્રેહ ॥ ૧૦૮ ॥
જવો સ ગ વિષે કામની, વાસના દુરમતી જે દામની
ધ તે શુ જે સાભળ રાય, અસક્ત ઈ દ્રીનો
ભોગ ભોગવાય ॥ ૧૦૯ ॥
ાગને અર્થે દ્રોહજ કરે, જીવ હી સાનુ કર્મ આદરે
ભાવ મનસા વાચાય, તજવો વૃથા તે ક્રમણાય ॥ ૧૧૦ ॥
ાતમ સુખ આતમ દર્શન, સુખ પામે તે હરીજન
ારભે દરશન પામે તેહ ક્રોધાદીક વર્જીત છે જેહ ॥ ૧૧૧ ॥

બ્રહ્મ મહીને બ્રહ્મ સમાન, બ્રહ્મનું રૂપ કહું રાજન
સઘળે બ્રહ્મ એક ભાસે સહી, મન વચન કહ્યા મેં નહી ॥ ૧૧૨ ॥

## પુર્વ છાયો.

### દોહા.

સર્વાતીત સર્વગત, સાશ્વત અચલ અપાર
મન સુન અસુન બ્રહ્મ, સમ તત્વ નીરધાર ૩૮

### ચોપાઈ.

સમતત્વ તે કાંઇ નહી વળગો, સર્વ ભુત પ્રાણીથી અળગો
તે સુજે છે સર્વનો નાશ, દ્રષ્ટ પદારથ રહીત અવીનાશ ॥ ૧૧૩ ॥
અળગો તે તદ અર્થે રહે, સર્વ ગત તે સઘળે સંત લહે
ભુત માત્ર પ્રાણી નીરવાણ, સતા તે આતમની જાણ ॥ ૧૧૪ ॥
એક આતમા વિના સર્વદા, સર્વનો પ્રકાશીક વણમદા
સદા સર્વ સ્વયં પ્રકાશ, સર્વનો સાક્ષી સર્વમાં વાસ ॥ ૧૧૫ ॥
સર્વ ગતનો અર્થ તાંહાં એહ, વળી કેવો છે બ્રહ્માનંદ તેહ
સર્વ નીરંતર વ્યાપક રામ, અણુ માત્ર ઠાલો નહી ઠામ ॥ ૧૧૬ ॥
સર્વથી અળગો રહે સર્વત્ર, જહાં જહાં દેખે તહાં જત તંત્ર
દ્રષ્ટ પ્રકૃતી ગુણ થકી રહીત, અચલ અવેવ અક્ષર અદ્વૈત ॥ ૧૧૭ ॥
અખંડ અવીનાશી આતમા, સમતત્વ તે પરમાતમા
રહે અળગો સર્વમાં રમે, સઘળી સતા તેહમાં સમે ॥ ૧૧૮ ॥
વળી તે કેવો છે રાય, અસુન જે સર્વ ચૈતન કહેવાય
ચૈતનનું ચૈતન નીરવાણ, કારજ કારણ કારણ જાણ ॥ ૧૧૯ ॥

કારજ કારણ તે શુ રાય, પરમ કારણ તે કહુ અર્થાય
કર્મનુ કારણ ઇંદ્રી કહી, ઇંદ્રીનુ કારણ સુણ સહી ॥ ૧૨૦ ॥
સકળ કર્મ ઇંદ્રીથી થાય, ઇંદ્રીગુણ થકી વરતાય
ગુણનુ કારણ જાણે મન, મનનુ કારણ પ્રાણ રાજન ॥ ૧૨૧ ॥
પ્રાણનુ કારણ હંસ અવ્યક્ત, તે જે હંસ અચ્યંત
હંસનુ કારણ અનીરવાચ્ય, તુરીયાનુ કારણ
નીરાલંબ સાચ ॥ ૧૨૨ ॥
સર્વ ઉનમાને કર્મ ઉપજે, વળી સમે એ જેને વજે
અનીર્વાચ નીરાલંબ જેહ, પરમ કારણ શુદ્ધ
ચૈતન એહ ॥ ૧૨૩ ॥
સર્વને તેહનો આધાર, નીરાધાર આપે નીજસાર
આપણુયે આપણુ પામાય, આપે આપની રહે સત્યાય ॥ ૧૨૪ ॥
પ્રકાશ સ્વરૂપ પોતાનુ નીરખો, સદા સર્વદા
સઘળે સરખો
ઉષ્ણ રહીત સીતતે રામ, સચરાચર સર્વ તેહનો ઠામ ॥ ૧૨૫ ॥
તે સમ તત્વ રાજા તુ જોય, સુખે નીહાળો આખો ખોય
ચપળતા ટાળી રાજા જોય, તુમે તુ આતમ ઓળખોય ॥ ૧૨૬ ॥
તે સ્વરૂપ આ આતમા, તે ઓળખીલે પરમાતમા
તેમા હુ તુ તેહ સ્વરૂપ, સદા આનંદ રહે તદરૂપ ॥ ૧૨૭ ॥
કાળ ક્ષેપને અર્થે કરી, પુછીશ નહી કાંઈ પાછો ફરી
અખંડાકાર ઉન્મુનીએ રહે, નહી કાંઇ ત્યાગે નહી
કાંઈ ગ્રહે ॥ ૧૨૮ ॥
જે પ્રશ્ન તે પુછયા સાત, તેનો ઉત્તર આપ્યો સાક્ષાત
એ સમસ્યા કોઇ સમજે સંત, જેમ છે તેમ વરતે
વરતંત ॥ ૧૨૯ ॥

નિર્વીકલ્પ દેસમેં કહ્યા, તત્વ દર્શી કોઇ વીરલે લહ્યા
એ સીદ્ધાંત મેં ભાખ્યો રાય, પુરણ થયો ચતુર્થો
અધ્યાય ॥ ૧૩૦ ॥

મનની ભ્રાંતી દુર પલાઈ, અરૂ બ્રહ્મ આપે સ્વયં થાઈ
એ ટીકા છે બ્રહ્મ પ્રકાશ, ભાણુ ચરણ રજ
કહે રવીદાસ ॥ ૧૩૧ ॥

ઈતી શ્રી મન સંયમે સરવાનંદ ગયંદ સંવાદે
ચતુર્થોધ્યાય સંપુર્ણ.



## રાજા વાચ.

### પુર્વ છાયો.

#### દોહા.

કોણ ઉત્પતી સર્વ ભુતની, કોણ સ્થાનકે વીલાય
કોણ કરતા ભુક્તા કવણ, સાક્ષી કોણ કહેવાય. ૩૯

#### ચોપાઈ.

#### સર્વાનંદો વાચ

વળી પ્રશ્ન પુછે છે રાય, ચીત્ત નિવૃત થવા ઉપાય
સ્વામી પ્રશ્ન જ્યારથ કહો, મહારા મનનો છુટે મોહો ॥ ૧ ॥
સકળ ભુતની કહો ઉત્પતી કોણ સ્થાનક ઉપજાવે મતી
સકળ ભુતનો લય ક્યાં થાય, અને કોણ કર્તા કોણ
ભુક્તા થાય ॥ ૨ ॥
અને તેહેનો સાક્ષી તે કોણ, નિશ્ચે કહો આવું નહી જોણ
પ્રગટ કરીને કરો પ્રકાશ, જીવ ભાવનો થાય નાસ ॥ ૩ ॥

### પુર્વ છાયો.

#### દોહા

સકળ ભુત બ્રહ્મથી ઉદે, બ્રહ્મ માહે લય થાય
કરતા ભુગતા બ્રહ્મસો, આપ સ્વભાવે સોભાય ૪૦

#### ચોપાઈ

સર્વાનંદ કહે સાભળ પુત, બ્રહ્મ થકી ઉત્પતી સર્વ ભુત
બ્રહ્મ તે જે શુદ્ધ ચૈતન, સર્વ ભુત ત્યાં થકી ઉત્પન્ન ॥ ૪ ॥
બ્રહ્મને વીષે ભુત સર્વ રહે, બ્રહ્મમાં લય થાય શ્રુતી કહે
વળી દ્રષ્ટાંત કરીને કહું, સર્વ પદારથ સમજો લહુ ॥ ૫ ॥

જેમ જલ બુદ બદા દષ્ટાંત, ભાંડા ભોમી માંહે ઓલપાંત
હેમ ઘાટી દૂ છે પણ એક, અગ્ની દીપક એહ વિવેક ॥ ६ ॥
સુરજ રશ્મી દૂજ ન હોય, નીભ અંભ્ર દ્રષ્ટાંતે, સોય
તેમ ભુતની ઉત્પતી સ્થીતી લય, બ્રહ્મને વીષે રહે બ્રહ્મ મય ॥ ७ ॥
સ્વભાવે થાયે સ્વભાવે સમે, બ્રહ્મનો રંગ બ્રહ્મ
માંહી વીરમે
તે સુજે બ્રહ્મ ચેતન શુદ્ધ, તે ભુત રૂપે પોતે પર બુધ ॥ ८ ॥
ભુત રૂપે છે પોતે પ્રગટ, જેમ પ્રસર્યો છે વ્યાપક બીજવટ
તે સુજે એહ સ્હેજ સ્વભાવ, બ્રહ્મથી ઉદે સમે નરદાવ ॥ ९ ॥
સ્વ સ્વરૂપ તે જાણુ અવ્યકત, જકતમાં બ્રહ્મ બ્રહ્મમાં જકત
પ્રગટ કરી આપણપુ આપ, આપણપેં શોભે છે વ્યાપ ॥ १० ॥
આપણપેં શોભે છે સહી, રાજા બ્રહ્મ અન્ય કો નહી
આભાસ માત્ર છે માયાયે, હિતવાચા રમણ રાયે ॥ ११ ॥
તેજ સર્વ દેહ કર્મનું, તેહનું ચેતન છે બ્રહ્મનું
વસીષ્ટે બ્રહ્મ નીરૂપણ કર્યું, તે રઘુનાથે રૂદીયે ધર્યું ॥ १२ ॥

પુર્વ છાયો.

દોહા.

સર્વ કર્મ કરતા સકળ, ભુકતા તે પ્રભુ જાણ
જીવ શીવ સાક્ષી સકળનો, એ બ્રહ્મ નીરવાણ ४१

ચોપાઈ.

સર્વાનંદ કહે સાંભળ રાય, સ્વરૂપ ચેતન કહેવાય
બ્રહ્મ સ્વરૂપ ચેતન રામ, પરમારથ વીજુ નીષ્કામ ॥ १३ ॥
તેહની વીભુતી તેહનું સ્વકર્મ, જો જો રાજા થયને નર્મ
સ્વયં પ્રભુએ પોતે કર્યું, તે તુજ આગળ સર્વ અનુસર્યું ॥ १४ ॥

અનત પ્રાંણી માત્ર સર્વ ખંડ, અનંત પીંડ અનંત બ્રહ્માંડ
અનંત રૂપ રંગ અતી થાવ, અનંત ગુણને અનંત
સ્વભાવ ॥ ૧૫ ॥
અનંત પ્રકૃતી અનંતજ નામ, અનંત ચરીત્ર અનંત
રવ કામ
અપાર કર્મનો પોતે કરતા, સર્વ કર્મ સ્વયં આપે
મુકતા ॥ ૧૬ ॥
સ સ્વરૂપ સચ્ચીદાનંદ વ્યાપ, જીવ રૂપ થઇ વરતે આપ
બ્રહ્મ ચેતન જીવ રૂપે રમે, પ્રથક પ્રથક જેહને જેમ ગમે ॥ ૧૭ ॥
શીવ સ્વરૂપ આપણ પેં એહ, સર્વ તણો સાક્ષી છે જેહ
સર્વાંતરમાં સાક્ષી શીવ. સર્વ થકો અળગો સદૈવ ॥ ૧૮ ॥
કયારે નાશ નહી ચૈતન, સદા સર્વદા અવીછીન્ન
અનાવાંણી નીરંજન નીરાકાર, નીહ પ્રપંચ સર્વ
માંહી સાર ॥ ૧૯ ॥
રહે સર્વ માંહી સકલાતીત, રહે વીત્રેક અખંડ અદ્વૈત
તે માટે રાજા સર્વ બ્રહ્મ, અન્ય નહી મીથ્યા છે ભ્રમ ॥ ૨૦ ॥
અન્ય નહીં સર્વત્ર એક, બીજો જાણતું ભરમ અનેક
દ્વૈત ભાવ સર્વ ઉરથી ખુવે, આ સર્વ રૂપ હરીનું જુવે ॥ ૨૧ ॥
સાક્ષી પોતે છે જોનાર, પોતે ઘટોઘટ રમણ હાર
એતે સાક્ષી રૂપ મેં કહ્યો, જોગેશ્વર વીરલે તે લહ્યો ॥ ૨૨ ॥

પુરવ છાયો.

દોહા.

સર્વ ભાવે આતમા, ચીતવની ચીતનો નાશ
હું તું જે તે સર્વ માંહાં, એક બ્રહ્મ પ્રકાશ ૪૨

## રાજાઉવાચ.

## ચોપાઈ.

સ્વામી તમો સર્વ ભાવે કરી, આતમ નીરૂપણ કહો હરી
સઘળે આતમ કહ્યો સીદ્ધાંત, તે મારગ પોંચ્યા કોઇક સંત ॥ ૨૩ ॥
મહા પુરૂપનો મારગ એહ, તેહની ગતીને જાણે તેહ
સમસ્ત ભાવે આતમ રૂપ, તમ સરખા જાણે તદ્રુપ ॥ ૨૪ ॥
મહા પુરૂપ તમ સરખા હોય, વસ્તુ સ્વતંતર પ્રીછે સોય
દ્રષ્ટિ પદારથ જે વક્તા વાણુ, ભાંસવંત દીસે તે જાણુ ॥ ૨૫ ॥
તે આતમાને વીષે નહી ઘટે, ઉપજે વણસે દેહ પાલટે
સ્વામી મારો સંશય દહો, આતમ તત્વ જથારથ કહો ॥ ૨૬ ॥
સ્પુટ કરીને કરો પ્રકાશ, ચીત વૃત્તી ચીત માંહી સમાસ
ચીતને વીષે લય પામે વર્ત, ચીદ સ્વરૂપમાં લય
થાય વર્ત ॥ ૨૭ ॥

## સર્વાનંદોવાચ:

## પુરવ છાયો.

## દોહા.

સાધુ સાધુ મહા ભાગતું, મદ વર્જીત પવીત્ર
જે પ્રશ્ન તેં પુછીયું, સુણ એકાગ્રે ચીત્ત ૪૩

## ચોપાઈ.

મહા ભાગનો તું ધરનાર, પરમ પવીત્ર પરં ઉદાર
નિઃપાપ તત્વ પુછ્યું તેં જેહ, એકાગ્ર ચીત્ત સાંભળ તેહ ॥ ૨૮ ॥
આતમ તત્વ કહું સુણ રાય, એક ચીત્ત સાંભળ મહીમાય
બુદ્ધીવાન તું પરમ સુજાણ, તે માટે સંભળાવું ગ્નાન ॥ ૨૯ ॥
ગ્નાન થકી બ્રહ્મની પ્રાપ્તી, પછે દ્વૈત ન વ્યાપે રતી ॥ ૩૦ ॥

## પુરવ છાયો.

### દોહા

પંચ ભુત નહી ઇંદ્રીયુ, દેવ જગન નહી પ્રાણ
ક્ષર અક્ષર તહાં છે નહી, અધં ઉધ્વં નહી જાણ. ૪૪
નહી કાળ નહી કર્મ તાંહાં, નહી પ્રકૃતી સ્વભાવ
મહતત્વ અહંકાર નહી, ત્રે ગુણ વેદ ન ચાહાવ ૪૫
પીંડ બ્રહ્મંડ ન સંભવે આતમ દર્શન હોય
વાચા રહીત અરૂપ જે, આતમ કહોવે સોય ૪૬

### ચોપાઈ.

સર્વાનંદ કહે સાંભળ રાય, પંચ મહાભુત આતમ
ન કહેવાય
અને પંચ માત્રા કહી જેહ, આતમ સ્વરૂપ ન કહાવે તેહ ॥ ૩૧ ॥
અનાદી અંત કરણ જે ચાર, તે નહી આતમ નીરધાર
ચીતના દેવ તથા પંચ પ્રાણ, દસ વાયુ આત્મા નહી જાણ ॥ ૩૨ ॥
જગ્ન તે આતમા નહી રાય, જીવ સ્વભાવ આતમ
ન કહેવાય
કાલ જીવ સ્વભાવ તહાં એક, તહાં નહી આતમનો વીવેક ॥ ૩૩ ॥
પાતાલાદી જે અધં લોક, જહાં નહી વ્યાપે હરખને શોક
તે આત્મા નહી નરેશ, જે ઉપજે તે બદલે વેશ ॥ ૩૪ ॥
ઉધ્વં લોક જે સ્વર્ગ કહેવાય, મધ લોક તે મૃત્યુ લોક થાય
સ્વર્ગ મ્રત્યુ તે નહી આતમાં, ભુલીશમાં કસીએ ભાતમાં ॥ ૩૫ ॥
કાળ કર્મ ને મુલ પ્રકૃતી, તે નવ લહે આતમની ગતી
જે સ્વભાવ મહતત્વ અહંકાર, એ ત્રણ નહી આતમ
નીરધાર ॥ ૩૬ ॥

ત્રણ ગુણ તે આતમ નહી, અને ત્રીયે વેદ આતમ તત્વ
નહી સહી
આત્મા નહીં બ્રહ્માંડને વિષે, પીંડ પ્રત્યે આતમ
નહી લખે ॥ ૩૭ ॥
દષ્ટ સર્વ યત કીંચીત, તેહ આતમ નહી અદ્વૈત
મન કલ્પીયે તે બ્રહ્મ ન હોય, વચને કહે આતમ નહી સોય ॥ ૩૮ ॥
એ ટોળો સહે આગમ પાય, તે સુજે આવે ને જાયે
અવ્યક્ત વાણુ આતમ અજ્ઞેણુ, તું પુછીશ આત્મા
તે કોણ ॥ ૩૯ ॥
એ સર્વ ટોળાનો કરનાર, તે આત્મા રાજા નીરધાર
સર્વનો ધરતા આતમ જેહ; સર્વ વિનાશે રહે છે તેહ ॥ ૪૦ ॥
અને સર્વમાં અવ્યકત વાણુ, સાક્ષીવંત આતમ નીરવાણુ
આતમ અરૂપી ત્રીગુણાતીત, તે આતમા અવસ્થા રહીત ॥ ૪૧ ॥
કર્મનો સાક્ષી આતમ સદા, સર્વદાય સરખો વણમદા
આતમા તે છે શુદ્ધ ચૈતન, રાજા આતમા અવિછીન્ન ॥ ૪૨ ॥
આત્મા અનાવાણી અસંગ, સપદ્ય નાત્રે સુત્ર સલંગ
તે આત્મા રૂંધ્યો નવ જાય, તે આત્મા અવીનાશ કહેવાય ॥ ૪૩ ॥
સ્થીર તે આત્મા સઘળે સરખો, પરમાત્મા નીરંતર નીરખો
બહાર ભીંતર વ્યાપક રામ, અકલ્પીત આત્મા નીઃકામ ॥ ૪૪ ॥
ઉપજે વણસે નહી આતમાયે, પણ સતગુરૂથી ઓળખાયે
સાંભળ્યા પછી કહેવાયે નહી, આત્મારામ રાજા તું સહી ॥ ૪૫ ॥
પીંડ બ્રહ્માંડ ધરીને રહ્યો, તેનું આતમ તત્વને લહ્યો
પીંડ બ્રહ્માંડ છે આત્મા માંયે, અણુ માત્ર ખાલી
નહી કયાંયે ॥ ૪૬ ॥
નીરાલંબ તે આતમ લક્ષ, નીરંજન જે તે આતમ પક્ષ
રાજા આતમ જ્ઞાને કરી, આતમને જણાયે શુધ કરી ॥ ૪૭ ॥

આત્મારામને વ્યકતવ્ય કાંઇ નવ થાયે, જ્ઞાન વિના તે
નવ પ્રીછાયે
જ્ઞાન તો પ્રકાશે રાય, સદા સર્વદા સતસંગ થાય ॥ ૪૮ ॥
સતગુરૂસુ વિચાર સહસે સુધ, સત સમાગમે વ્યાપે બુધ
તો જથારથ પ્રાપ્ત હોયે, પ્રાપ્ત તે વસ્તુમાં સોયે ॥ ૪૯ ॥

પૂર્વ છાયો.

દોહા.

સર્વ ઈશ્વર જ્યોતી મય, નીરંજન સ્વયં પ્રકાશ
નીરાલંબ અસુન સુન, આતમ તત્વ નીરાશ ૪૭

ચોપાઈ.

હે રાજા જથારથ જેહ, આતમ તત્વ જાણવું તેહ
તત્વતા તે જે આતમ સર્વ, સકળ દેખાયે ટાળીને ગર્વ ॥ ૫૦ ॥
પ્રાણી માત્રનો ઈશ્વર જેહ, સર્વનો નેતા સમરથ તેહ
વળી તે છે કેવો તદ્રુપ, પરંજ્યોતી તે સત સરૂપ ॥ ૫૧ ॥
તે તત્વ તે નુજ પ્રકાશ, અવેવ રહીત છે સર્વા વાસ
પોતે પોતા કેરી સત્તાય, શોભા માન દીસે છે રાય ॥ ૫૨ ॥
સકળ વીશ્વનો પ્રકાશીક રૂપ, અકલ્પીત આતમા અનુપ
આત્મામાં અતી સર્વનું ભક્ષણુ, આતમ વડે સો સર્વે
વિચીક્ષણુ ॥ ૫૩ ॥
નીરંતર ને શું કહીયે કથી, અજંન રૂપી કલુસતા નથી
અનંત નીર્મળ અત્યંત શુદ્ધ. પરમ પ્રકાશ સદા પર બુધ ॥ ૫૪ ॥
સદા સર્વદા નીરાલંબ, મીથ્યા પરપંચનુ નહી આલંબ
આલંબ જે માયા પરપંચ, તેથી રહીત અહં નહી રંચ ॥ ૫૫ ॥
રહીત તે શું અદ્રસ, અદ્રસ તે સર્વ માંહી દ્રસ
દરસ જે છે તે સર્વમાંય, પ્રપંચ સકળ ઉપાધી થાય ॥ ૫૬ ॥

તે માટે દરસ ગોચર નહી, ઇ દ્રીયાતીત સુનવત તે સહી
શુદ્ધ ચૈતન સદા સદોદીત, બહાર બીંતર નહી દ્વૈતા દૈત ॥ ૫૭ ॥
સર્વં પ્રકાશીક નીસયાનંદ, પ્રગટ સ્વરૂપ ન ભાસે ફ્રંદ
આપણુ આપણપા ને રાય, ઓળખો જે રહ્યો છે
જે માય ॥ ૫૮ ॥
તેહ પરમ પદની પ્રાપ્તી, પોતે પોતાની જાણે ગની
બે તે દુર પલાઈ વિલાય, પરમ પદની પ્રાપ્તી થાય ॥ ૫૯ ॥

પુરવ છાયો.

દોહા

મનહી પ્રાણુ વીલાયે જહા, પરમ હંસમાં સોય
અનીર્વાચ અસેસ છે, સદા સદોદીત જોય ૪૮

ચોપાઈ.

હે સાધુ તે પુછ્યું મુજને, તે ઉતર આપ્યુ તુજને
મનપ્રાણુ વળી હ સનુ ધ્રુન, પરમધામ કહીએ મહાસુન ॥ ૬૦ ॥
અસેસ પદ ઓળખી રાય, શાશ્વત પદ, સત તે કહેવાય
વ્યાપક રામ નીરંતર વાસ, સઘળે પુરણુ એક પ્રકાશ ॥ ૬૧ ॥
ત્યાં ગયો પુન. નહી નામ, તે કહીયે પરમપદ ધામ
વળી તે કેવો છે સુજન, વચન કહ્યો ન જાયે અમન ॥ ૬૨ ॥
આ દ્રષ્ટે જોયો નવ જાય, મને કરી કાંઈ કલ્પ ન થાય
તે સું જેહ અસેહ અપાર, સ્થુલ સુક્ષ્મ વર્જીત નીરધાર ॥ ૬૩ ॥
સર્વં કેવલ બ્રહ્મહી રામ, અણુ માત્ર ઠાલો નહી ઠામ
તે અજ અવ્યકતની પ્રાપ્તી હોય, સતગુરૂ સત સેવે
જો કોય ॥ ૬૪ ॥
સુક્ષમ દષ્ટી તો ઉદે હોય, દેહાભાવ અંતઃકરણુ ખોય
દેહ ભાવ સમુલો જાય, આતમ તત્વ ત્યારે દરસાય ॥ ૬૫ ॥

આત્માભાવ સર્વત્ર ધરે, જીવન મુકત પદ પામે સરે
જીવન મુકત પદ એવો રાય, સંશે ટળે પદમાહી સમાય ॥ ૬૬ ॥

પુર્વ છાયો.

દોહા

અવ્યકત તુરીયાતીત જે, અપ્રમય અચલ શીવ જેહ
સર્વ સુનથી વનીર મુકત, પરમ અવયકત તેહ ૪૯

ચોપાઈ

હે રાજા જથારથ જેહ, આતમ તત્વ સંભળાવ્યું તેહ
અવ્યકત તે જે સવળે સરખો, બહાર ભી તર નીરંતર
નીરખો ॥ ૬૭ ॥
સ્થીર અવીનાસી તુરીયાતીત, દેહ તણી ભાખું દ્રઢ રીત
તુરીયાતીત નીર્લેપ કહેવાય, શ્રતી જે નીગમ નેતી
કરી ગાય ॥ ૬૮ ॥
અતર્ક પરમાનંદ સ્વરૂપ, અચલ શીવ અદ્દૈત અનુપ
સર્વે ભુતથી અળગો રહે, સર્વે ભુત માંહી પામે લહે ॥ ૬૯ ॥
નીરામય કહીયે નીરધાર, તુરીયાતીત અખંડ અપાર
કોઈક વીરલા જાગે સદ, રાજાને કેવલ પ્રેમ પદ ॥ ૭૦ ॥

પુર્વ છાયો

દોહા.

અસુન સુન ન સભવે, મરીચી જવત જોય
સતગુરૂ દ્રષ્ટે પ્રાપ્તી, દેખે જોવા હોય ૫૦

ચોપાઈ

હે રાજા જે બ્રહ્મ સ્વરૂપ, તે તુજને ભાખ્યુ ચીદ્રુપ
અસુન તે સુજે ચૈત્તન, સુભર ભર્યો ભાસે નહી અન ॥ ૭૧ ॥

સુનવ ત તે તેહનુ નામ, ગ્રેહવા જોગ નહી એ રામ
સુનવ ત ભાસે તે માટ, ગ્રહેવાય નહી રહીત વૈરાટ ॥ ૭૨ ॥
અદ્રષ્ટે સુજે નહી રાય, ગુરુ દ્રષ્ટે વ્યાપક દેખાય
ત્યાં રીઝનારા રીઝે રાજન; સ્વરૂપ દેખી થાયે મગન ॥ ૭૩ ॥
થાયે મગન સ્વરૂપ જોઇને, તે મધ્યે રહે અહ ખોઇને
તે સ્વરૂપ સદા સર્વદાયે, સરખુ જહા તહા દરસાયે ॥ ૭૪ ॥
જહા જોએ તહા અખ ડ એક, નથી ખ ડ તો એમ
કરી વીવેક
અવિછીન્ન સદા પર બુધ, અત્ય ત નીર્મળ અત્ય ત શુધ ॥ ૭૫ ॥
સદા સર્વદા પરમ પ્રકાશ, તે પદ હ સે કર્યાં નીવાસ
તે તું ઓળખી લે જગદીસ, એક કૃત કૃત થાતુ ઇસ ॥ ૭૬ ॥

## પુર્ન છાપો.

## દોહા

એક કારણુ સર્વે હરી, સુદ્ધ ધામ સનાતન
નીર જન નીરાકાર છે, નાડસ ફાસ વ્યાપન ૫૧

## ચોપાઇ.

બ્રહ્મ સ્વરૂપ તુ સાભળ રાય, સર્વ જકત મય
જગત પીતાય
જગત વીષે સરખો આકાર, સર્વંતર સઘળે નીજ સાર ॥ ૭૭ ॥
સરખા રામ ઘટ ઘટમે તેહ, જે તે કોઈ પદારથ જેહ
શુદ્ધ ધામ તેજોમય રામ, ક્ષેય નહી કદીયે નીશ્કામ ॥ ૭૮ ॥
કામ રૂપ હોઈ પોતે રમે, પક્ષ અપક્ષ હોય જેમ ગમે
તે સનાતન બ્રહ્મ સ ત લહે, નીરાકારને આશ્રીત રહે ॥ ૭૯ ॥
નીરાકાર નીર જન સ્વરૂપ, અનીરવચની બ્રહ્મ અતુપ
વળી તે છે આકાશ નીત, અનાકાશ શબ્દ અદ્વૈત ॥ ૮૦ ॥

નીરાલંબ શબ્દ નીરધાર, તેણે પુર્યો સર્વ સંસાર
તેણે પીંડ બ્રહ્માંડ આકાશ, વ્યાપક છે એક
બ્રહ્મ પ્રકાશ ॥ ૮૧ ॥
બ્રહ્મ સ્વરૂપ વિના અણુ માત્ર, ઠાલો ઠામ નહીરે શ્રાત્ર
ઠાલો નથીરે રાજા ઠામ, તેહ સનાતન છે રમતા રામ ॥ ૮૨ ॥
મહા આકાશ આકાશ જે મહા, સનાતન ઓળખી
લે આહા
પ્રગટ પ્રકાશ દીસે છે સહી, ત્યાં ગયો પુનઃ તે નહી ॥ ૮૩ ॥
એ સીદ્ધાંત સંભળાવ્યું એહ, તેની ગતીને જાણે તેહ
કારણનું કારણ જે કહ્યું, તેહનુ કારણ સંતે લહ્યું ॥ ૮૪ ॥

## પુર્વ છાયો.

## દોહા

નહી નાદ નહી બીંદ તહાં, મન ન પહોંચે વાણુ
પરમધામ જે પરાત્પર, સ્વાસો સ્વાસ ન પ્રાણુ ૫૨

## ચોપાઈ.

હે સાધુ તું છે નીઃકર્મ, ભાખ્યું અનીરવચની બ્રહ્મ
નાદ બ્રહ્મ જે ૐકાર, તેહનો શબ્દ તણો નહી નીરધાર ॥ ૮૫ ॥
શબ્દ જે સુન ત્યાં નહી કહેવાય, મન વચને
આલંબ ન થાય
સર્વે થકી અગોચર શેષ, નહી જહાં કર્મ કાળ ને દેશ ॥ ૮૬ ॥
તેહ ઉપર પરમ પ્રકાશ, જ્યાં લહે પામે શ્વાસો શ્વાસ
તે તું ટળીતે જોને રાય, સંકલ્પ વીકલ્પ ઉદે ન થાય ॥ ૮૭ ॥
સ્વાસો સ્વાસ પછે નહી થાય, લય પામે હું તું પલાય
જીવત મર્ણું કરી લે ભાઈ, તદ્રુપ થઈ તહાં સમાઈ ॥ ૮૮ ॥

## પુર્ન છાયા.

### દોહા.

નીરદંદ મકી નીરમલ નીત, નીરંતર વ્યોમાકાર
અખંડીત અનાકાર છે, સ્થુલ સુક્ષમને પાર  ૫૩

### ચોપાઈ.

સ્વરૂપ પરમેશ્વર જેહ, તેહને જોતું તેહનો તેહ
બહાર ભીતર છે અતી શુદ્ધ, પરમેશ્વર સ્વરૂપ નીર ઙંધ ॥ ૮૯ ॥
સાક્ષી દષ્ટ સર્વનો શ્યામ, સર્વથકી અળગા માંહી રામ
પરમાતમ એ તુરીયાતીત, અતીર વચની છે અદ્વેત ॥ ૯૦ ॥
વળી કેવો છેરે રાય, અની નીમંળ અતી શુદ્ધ કહેવાય
તેજ પુંજ છે પરમ પ્રકાશ, ઉષ્ન શીત રહીત અનાકાશ ॥ ૯૧ ॥
આનંદ સચ્ચીદાનંદ સ્વરૂપ, સદા અખંડ છાંય નહી ધુપ
સદા સર્વદા નીત્યાનંદ, અવીનાશી મહી આનંદ કંદ ॥ ૯૨ ॥
પરમ કારણ ઉત્પતી રહીત, અપાર અવેવ છે અદ્ભુત
વળી તે કેવો છે રાજન, વ્યોમાકાર નીરંતર નીરંજન ॥ ૯૩ ॥
આંકાશની પેરે સુનવંત, અનંત સુક્ષમ છે અવીગત
અદ્રસ ઇંદ્રીયાતીત નીરાલંબ, કોઈ કરી સકે નહી આલંબ ॥ ૯૪ ॥
બહાર ભીંતર સર્વે રામ, અણુ માત્ર ઠાલો નહી ઠામ
નીરામય નીરંતર અખંડ, અવીછીન્ન રહીત જે ડંડ ॥ ૯૫ ॥
સ્વજાતી વીજાતી રહીત જે ભેદ, દેસકાલ ક્રમે પરીછેદ
પરીમાણુ રહીત છે હરી, યથાર્થ કહ્યું મુજ દ્રઢ કરી ॥ ૯૬ ॥
સદા સર્વદા જેમ છે તેમ, તેહનું તેમ નીગમ કહે એમ
વીક્રીયા રહીત સનાતન બ્રહ્મ, અનાકાર નહીં જયાં કર્મ ॥ ૯૭ ॥

સ્થુલ સુક્ષમાદી જે આકાર, અવેવ રહીત થકી કરતાર
રહીતે જે સુંજે પરમધામ, તેજ પુંજ પ્રકાશીક રામ ॥ ૯૮ ॥
રાજા અપાર અતર્ક લહે, મહા પુરૂષ જથારથ કહે
હે રાજા એવો છે અનામ, જ્ઞાન ચક્ષુએ ઓળખાવે રામ ॥ ૯૯ ॥
જ્ઞાને કરી સઘળે જુવે એક, સર્વંત્ર પ્રભુ એહેજ વીવેક
એ સુણતાં પામે મન શાંત, રાજા મેં ભાખ્યું સીદ્ધાંત ॥ ૧૦૦ ॥

## પુર્વ છાયો.

### દોહા

એક વચન સહુ બોધવે, ભાવા ભાવ રહીત
બ્રહ્માકાર વરતી સદા, જીવન મુક્ત અતીત ૫૪

### ચોપાઈ.

જીવન મુક્ત કહે જે તેહને, આતમ જ્ઞાનમુ ફરી જેહને
જથારથ તું સાભળ જોધ, જે કૈવલ્ય આતમા પ્રબોધ ॥ ૧૦૧ ॥
આતમ પ્રબોધ તે શું જે રાય, સર્વંત્ર સઘળે એક ભાય
એક આતમા ભાવ અદ્રૈત, અહું રહીત નાસ્તીક અજીત ॥ ૧૦૨ ॥
તે શું ભાવાભાવ વર્જીત, હર્ષ શોક નહી ઉષ્ણ ને શીત
શોક રહીત જે જીવન મુક્ત, જુક્ત ભાવ મધ થયા અવ્યક્ત ॥ ૧૦૩ ॥
મનની વૃત્તી ચંચલ છે સરે, બ્રહ્માકાર વૃતી તે કરે
તે સુજે કે દેહાભીમાન, રહીત થકો તે વર્તે જ્ઞાન ॥ ૧૦૪ ॥
જ્યારે ઇંદ્રી સકળ સમાય, ગુણ સકળ તે બ્રહ્મ મે થાય
એ ઇશ્વર બુદ્ધી સર્વંત્ર, હરી હરી દેખે જીવ તત્ર ॥ ૧૦૫ ॥
દેહ બુદ્ધી નહી નહીં વકતા, શ્રેષ્ટ જાણવો જીવન મુકતા
જીવન મુકત સદા રહે શાંત, એ રાજા ભાખ્યું સીદ્ધાંત. ॥ ૧૦૬ ॥

પુરવ છાયો

દોહા.

આકાર નીરાકાર મેં જુજવો, શીષ અનાતમ ભાવ
નહી યોગી નહી પ ડીતા, વીષમ દષ્ટ બહુ સ્હાય ૫૫

ચોપાઈ.

આકાર નીરાકાર છે જેહ, અનાત્માને વીષે જુવે કોઇ તેહ
તે નર વેષધારી જાણવો, દેવ માહી યમ દુષ્ટ દાણવો ॥ ૧૦૭॥
તે નહી યોગી નહી પ ડીત શુદ્ધ, કપટ ન છુટે
મહા ખલ બુધ
ઓળખ્યું નહી જે પરમ સ્વરૂપ, બહાર શીતળ
ભીતર ધુપ ॥ ૧૦૮ ॥
એમ વર્તે તે દેહાભાવ, ત્યાથી શીષ પુછે પ્રસતાવ

પુરવ પક્ષ.

હે સ્વામી આકાર તે કોણ નામ, નીરાકાર તે કહો
નીજ ઠામ ॥ ૧૦૯ ॥
અનાકાર તે કોણ કહેવાય, કૃપાનાથ મુજ દીયો સમઝાય
સર્વાનંદ પહે સાભળ રાય, આકાર તે કારજ કહેવાય
કારજ તે જે મહા માયાય ॥ ૧૧૦ ॥
કારજ તે જે મુળ પ્રકૃતી, પ્રકૃતી તે જે સર્વ દષ્ટ ધરતી
પી ડ બ્રહ્માડ દષ્ટ ગોચર સર્વ, તે પ્રકૃતી આકાર કીમહા ॥ ૧૧૧ ॥
હવે નીરાકાર કહુ ઈશ, નીરાકાર કારણ જગદીશ
કારણ જે તે પુરૂષ કરતાર પી ડ બ્રહ્માડ તણો ધરનાર ॥ ૧૧૨ ॥
એ અનીર અવેવ હંસ તુરીયાયે, તુરીયાતીત
આતમ અચાય
તે મહા ચૈતન જાણો શુદ્ધ, મહા તેજો મય મહા પ્રબુધ ॥ ૧૧૩ ॥

પરમ કારણ તે જે મહાશુન, તે જે નીરાલંબ ઉનમુન
સ્વતંત્ર સદા નીરાલંબ પદ, જીવેશ્વર સમાયે સદ ॥ ૧૧૪ ॥
જીવ ઈશ્વર હંસ પામે લહે, નીરાલંબ પદ મહા સમી રહે
તહાં ઉપજે તહાં સમે તે માંયે, આતમ દ્રષ્ટે પ્રાપ્તી થાયે ॥ ૧૧૫ ॥
હે રાજા ગુઢાર્થ જેહ, મેં તુજને સંભળાવ્યું તેહ
અનીરવચની પરમ પદ કર્યાંત, રાજા મેં ભાખ્યું
સીદ્ધાંત ॥ ૧૧૬ ॥

પુરવ છાયો.

દોહા.

જયા જલનો રંગ રહે, વાયુ ગંધ નભ અંભ્ર
ઓર સકળ ઉપજે સમે, આતમ સ્વરૂપ છે શુભ્ર ૫૬

ચોપાઇ.

આતમ શુદ્ધ ચેતનતું જાણુ, થાયે જાયે દેહ પ્રમાણુ
અહને વીશે થાયે જાયે રહે, એમ અર્થ રાજા તું લહે ॥ ૧૧૭ ॥
દેહે ઇંદ્રી ગુણ સ્વભાવ, ઉપજે વરતે થાયે સમાવ
આતમ શુદ્ધ ચેતન છે જેહ, ન ઉપજે ન વરતે તેહ ॥ ૧૧૮ ॥
અખંડ નીરંજન શાસ્વત રામ, પ્રકૃતી રૂપી પર રૂપ
નહી નામ
એ સર્વ શરીરનો છે પ્રકાર, જ્ઞાન ઘન જેમ છે આકાર ॥ ૧૧૯ ॥
સાક્ષી દષ્ટ નીરંતર નીત, અખંડ અનાદી તુર્યાતીત
જેમ બુંદ બુદા પત્ર જલ લહેર, ગંધ જે
વ્યોમાદીક પેર ॥ ૧૨૦ ॥
પણ કારણ તેમનું તેમ સદાય, અખંડાનંદ
નીગમ મુખ ગાય
તેમ આતમ એ સર્વ અવેત, નીરાલંબ પરમાતમ દેવ ॥ ૧૨૧ ॥

## પુર્વ છાયો.

### દોહા.

સ્વયંજોતી નીરાકાર બ્રહ્મ, પરં પદ શાશ્વત
આતમ ગગનાકાર નીત, સોહી સ્વરૂપ સદ્ય સત  ૫૭

### ચોપાઈ.

એવો જે પરમાતમ રામ, અખંડાકાર સર્વ નું ધામ
વસ્તુ નીરાકાર સ્વરૂપ, અદ્રસ તેજ પુંજ તદ્રુપ  ॥ ૧૨૨ ॥
પરમ પદ પરમાનંદ જેહ, બાહેર બીંતર સર્વત્ર તેહ
નેતી નીગમ સ્તવે છે નમી, પરબ્રહ્મની તંત
દેવાએ રમી  ॥ ૧૨૩ ॥
જેવું જથારથ સ્વરૂપ પ્રકાશ, તેહ જે કહીયે મહાકાશ
મહાકાશ જે પરમહી સુન, જ્યાં લેહ લાઇ રહા મહામુન ॥ ૧૨૪ ॥
પરમ સુન અનહદ નીશાન, તેહમાં દેખે શબ્દ નીરવાણ
સ્વરૂપ જે પરમેશ્વર નીત, નીરંજન સ્વામી જે અદ્વૈત  ॥ ૧૨૫ ॥
તેહને જોતે પદ પામેસ, કલીમલ દોષ સર્વ વામેસ
જે પામે પર બ્રહ્મ દેદાર, ફરી તેહને નહી સંસાર  ॥ ૧૨૬ ॥
હે રાજા તે સ્વરૂપ વિષે, સર્વ શ્રુત નીગમ એમ લખે
સર્વ ભુતમય વર્તે સોયે, પણ તેહને ચીની ન શકે કોયે  ॥ ૧૨૭ ॥
મોહનીયે નર મોહ્યા ઘણા, ચીત વીષય વળગ્યા તે તણા
આવરણ માંહી અંજાયા રાય, સ્વરૂપનું દર્શન નવ થાય  ॥ ૨૨૮ ॥
સતગુરૂની કૃપા દૃઢ થાય, અંતઃકરણ નેત્ર પોખાય
ફાટે પડળ દેખે લીલમાંહે, વ્યાપક, સર્વ દેખે જહાં
તહાંયે  ॥ ૧૨૯ ॥
અન્ય નહી તેહને કોય રાય, નીર્વીકલ્પ આતમ દર્શાય
પોંચ્યા ઘરે મન પામ્યા શાંત, સમજી લે રાજા સીદ્ધાંત  ॥ ૧૩૦ ॥

પુરવ છાયો.

દોહા.

નીરાકાર નીરગુણસદા, નીરામય નીર દ્વંધ
નીરાધાર વ્યાપક નીતં, નીરંજન સોહી નરબંધ ૫૮

ચોપાઈ.

હે સતગુરૂ એકમેવ અદ્વૈત, નીરંજન બ્રહ્મ તે કોણ અદ્વૈત
નીરંજન બ્રહ્મ તે સોહં હંસ, જીવ ઈશ્વરનો સાક્ષી
નરસંસ ॥ ૧૩૧ ॥
જો તે વડે આનંદ હોય રાય, સંકલ્પ વિકલ્પ
ઉદે ન થાય
સર્વ ઇન્દ્રી પામે શાંત, સો હંસનુ ભાખ્યુ સીદ્ધાંત ॥ ૧૩૨ ॥
સોહંહંસ સાભળ તુ રાય, નીરભે નીરાધાર કહેવાય
સુનવંત અને સુનમાં રહે, આકાર રહીત નીગમ
એમ કહે ॥ ૧૩૩ ॥
તે સોહં બ્રહ્મ સકળ વર્જીત, અનંત નીર્મળ ઉષ્ણ
નહી સીત
પ્રકૃતી પરંપર આમય અવીનાશ, નીરદ્વંધ નીરવેર
નીરાસ ॥ ૧૩૪ ॥
એ દ્વંધ થકો તે રહે વીરક્ત, સદા સર્વદા છે અવ્યક્ત
વ્યાપક સઘળે વસ્તુ વીવેક, સર્વનો અંતર આત્મા એક ॥ ૧૩૫ ॥
હે રાજા સાક્ષી તે નીત, સદા સર્વદા છે અવીગત
પુરૂષ પુરાતન છે અવીનાશ, અનહદેવ સોહં હંસ
પ્રકાશ ॥ ૧૩૬ ॥
સોહં હંસ નીરંજન સ્વરૂપ, એક આત્મા ઓળખીલે રૂપ
તેહને ઓળખી લેને રાય, મનવાણી જે કહો ન જાય ॥ ૧૩૭ ॥

## પુરવ ડાયો

### દોહા.

રહે વિવેક તેહુમા સર્વ, આતમ જોતી એક
મોભા શાભે પોતા તણી, કૈવલ પ્રકાશ વીપેક  ૫૯

### ચોપાઈ

હે રાજા સર્વ સર્વદા, સર્વ વસ્તુ રૂપ વણુમદા
આતમ જોતી વર્જીત ધામ, એ રાજા નીશ્ચલ ની ઠામ  ॥ ૧૩૮ ॥
એક આત્મા વિના અન્ય નથી, તુજ આગળ શુ કહીયે કથી
દ્રવ્ય તે શુ તે કહુ સુણ રાય, સ્વરૂપ જે છે સકળ વિશ્વાય  ॥ ૧૩૯ ॥
તેહ છે સ્વરૂપી બ્રહ્મ, શુદ્ધ ચૈતન જહા કાલ નહી કર્મ
તેહનો સઘળે એક પ્રકાશ, આતમ જોતી સર્વાવાસ  ॥ ૧૪૦ ॥
સઘળે કૈવલ આતમ બ્યાપ, આપણ પે શોભે છે આપ
અણુછતો ઉદે પામ્યો જ જાળ, તેહને મમાની વસ્તુ નીહાળ  ॥ ૧૪૧ ॥
અણુછતો ઉદે પામ્યો તુ રાય, તે સમાવે વસ્તુ દરસાય
અણુછતો ઉભો થામા ભાઈ, હુ તુ મીટે તો વસ્તુ દરસાઈ  ॥ ૧૪૨ ॥
આપમાહી આપ ગાળીયે, કૈવલ વસ્તુ નીહાળીયે
તહા રૂપ તુજ જટા સ્વરૂપ નીદાન, જે છુટે દેહાભીમાન  ॥ ૧૪૩ ॥

## — પુરવ છાયો.

### દોહા

તહાં જીવ માયા નહી, નહી કાળ નહી કમ
સર્વત્ર એક આતમા, સદા સદોદીત બ્રહ્મ ૬૦

### ચોપાઈ.

જીવતે વાચા માત્ર છે રાય, માયા વાચા માત્ર કહેવાય
કાલ તે વાચા માત્રહી શ્રમ, વાચા માત્ર કહીયે તે કર્મ ॥ ૧૪૪ ॥
પરમ તત્વ પરમાત્મ નીરખો, બાહર ભીતર
સઘળે સરખો
સદા સર્વદા સદોદીત, આતમ રામ અખંડ અદ્વેત ॥ ૧૪૫ ॥
સગુણ નીર્ગુણ સર્વ સ્વરૂપ, એક રૂપ ભાસે તદ્રુપ
જામ્યું તું કરી હેમ શરીર, જ્ઞાન રવીથી ગળી ગયું નીર ॥ ૧૪૬ ॥
હું તુ નહી કોઇ જક્ત ને જંતુ, ઘટ મઠ વીન
પુરણ તંતુ
એક નીરંજન નીરભે પેખ, આતમ દર્શન આતમ દેખ ॥ ૧૪૭ ॥
ગુંગો સાકર ખાય અનંત, તેમ સમજુને સમાયે સંત
વતાવે ઉન્માને કરી જેહ, સમી સમઝણ ન પામે તેહ ॥ ૧૪૮ ॥
અર્ક ને તેજે નહી જણાય, ચંદ્ર વડે તે નહી મણાય
જ્યાં ન ગયો પુનરતે નહી, ગયે ધામ રાય માતે રતે સહી ॥ ૧૪૯ ॥
રાજા કહે પર પરમ પદ જેહ, કેમ જણાયે સ્વામી કહો તેહ
સર્વાનંદ કહે નીરાલંબ પદ, અનુભવે કરી
ઓળખાયે સદ ॥ ૧૫૦ ॥
એક તેહનુ કહું દ્રષ્ટાંત, પામે પદ મન હોય શાંત
જેમ બીજનો ચંદ્રમા સહુય, આપ આપણે
ઉનમાને જુય ॥ ૧૫૧ ॥

કોઈ કહેશે વૃક્ષ ડાલ ઉપરે, કોઈ કહેશે વાદર આપટે
કોઇ કહેશે પંખીની જોડ, એક એકમાં પાડે હોડ ॥ ૧૫૨ ॥
એટલા થકી તે અજાગો ચંદ્ર, વળગ્યો નથી કાંઇ
આતમ કંદ્ર
તેમ શાસ્ત્ર અનમાને કરી, કલપે ભાનમા આણુ હરી ॥ ૧૫૩ ॥
કથા કેવડો કલ્પન થાયે, ગુરૂ ગમે તે સઘ દરસાયે
આપમાંહી ગળીયુ તે વ્યાપ, આપ માહી સમાવો વ્યાપ ॥ ૧૫૪ ॥
હું તું તારૂં મારૂં મીટયુ , નહી કાઇ ઉપજ્યુ નહીં
કાઇ ઘટયું
ગુણુ નીરગુણુ નહીં સ ભવે કોહી, સ્વામી તુજ પ્રસાદ
ચીત માંહી ॥ ૧૫૫ ॥
સાર શબ્દ સદ માહી રમે, પી ડ બ્રહ્માડ પારે સમે
મીટી ગયો સહુ દેહાભાસ, તુમ પ્રસાદ સર્વ એક પ્રકાશ ॥ ૧૫૬ ॥
નીરવીકલ્પ દેશ એ કહ્યો, તત્વદર્શી કોઈ વીરલે લહ્યો
એ સીદ્ધાત મે ભાખ્યુ રાય, પુરણુ યયો પ ચમો,
અધ્યાય ॥ ૧૫૭ ॥
મનની ભ્રાતી દુર પલાય, અહુ બ્રહ્મ આપે સ્વે થાય
એ ટીકા છે બ્રહ્મ પ્રકાશ, ભાણુ ચરણુ રજ કહે રવીદાસ ॥ ૧૫૮ ॥

ઈતી શ્રી મનઃસયમ ગ્રથે સર્વાનદ ગયંદ સવાદે તત્વસાર નીરૂપણુ નામ પ્રથમો અધ્યાય.

---

## રાજૈ વાચ.

પુવ છાયો.

### દોહા.

જાગ્રત સ્વામી કોણ છે, સ્વપ્ન કોણ કહેવાય
સુષોપ્તી તુરીયાતીત છે, કોણ જુક્ત લહેવાય ૬૧

### ચોપાઈ.

પરમ ધામ ગુરૂ ઇશ્વર સ્યામ, નિંદ્રા કોણ એ બતાવો ઠામ
ઉત્પતી સ્થીતી લહે કયાં હોય, જાગ્રત તણું સ્વરૂપ કહો સોય ॥ ૧ ॥
ઉત્પતી સ્થીતી લહે તેહની, કહો ગુરૂ ભ્રાંતી છે જેહની
વળી તુરીયાનું કોણ સ્વરૂપ, વીધી કરી ભાખો તદ્રુપ ॥ ૨ ॥
ઉત્પતી સ્થીતી લય તુરીયા તણી, તે સતગુરૂથી ભાખો ભણી
તેહની પ્રાપ્તી કેમ થાય, જથારથ કરી કહો ગુરૂ રાય ॥ ૩ ॥
અને તુરીયાતીત હશે ગુરૂદેવ, મીટે સકળ મનને અહંમેવ
પ્રગટ કહો અજોણી સંભ, ચીત્ત સકળ સમાયે દંભ ॥ ૪ ॥
ફીત ભાવ નીરવે પરો, સો સતગુરૂ ઉપાય કરો
થાય સ્વરૂપે પોતે મન, દેખે એક ન ભાસે અન ॥ ૫ ॥

## સર્વાનંદો વાચા

પુરવ છાયો.

### દોહા

મહા નીદ્રાનું સ્વરૂપ સુણ, જડ સુનવંત જે દેહ
સ્વપ્ન થકી તે ઉત્પતી, રહે સ્વપનમ તેહ ૬૨

## ચોપાઈ.

હે રાજા મહા નીંદ્રા જેહ, તે જે પંચ ભુતનો દેહ
સદા સર્વદા જડ અજ્ઞાન, કાષ્ટ તથા લોહ સમાન ॥ ૬ ॥
સુન તે અચેતન છે રે રાય, અહુ તેના સંવત કહેવાય
ઉત્પતી તેહની સ્વપ્ન થકી, રહે સ્વપ્નમાં શું કહું બકી ॥ ૭ ॥
લય સ્વપ્ન વીષે તે થાય, એમ શમસ્યા સમજી લે રાય
વળી કોઇને આશંકા થશે, તેહ સ્વપ્ન તે કોણુજ હશે. ॥ ૮ ॥

## પુર્વ છાપો

### દોહા.

મન સદાઇ સ્વપ્ન વત, ચંચલ મોહ દ્વેતાય
ઉત્પતી તે જાગ્રત થકી, જાગ્રત માંહી વીલાય ૧૩

## ચોપાઈ.

સ્વરૂપ રાજા મન જાણું, નીશ્ચે કરી પ્રગટ પ્રમાણું
સંકલ્પ વીકલ્પ વાસના ધરે, ઓછુ અધીક ઉઠવણી કરે ॥ ૯ ॥
દેહાદીક પદારથ જેહ, ચંચલ મોહ તેહને નીત તેહ
તે માટે સ્વપ્ન વેદ વાણીયે, ઉત્પતી સ્થાનક મન જાણીયે ॥ ૧૦ ॥
મન તે જાગ્રત થકી ઉપજે, જાગ્રત માંહી સદા એ વસે
કોઈ મન આશંકા પામશે, જાગ્રતનું રૂપ તે કોણુ હશે ॥ ૧૧ ॥
તે તુજને સંભળાવુ રાય, જ્યારથ જે શબ્દ કહેવાય
જાગ્રત પ્રાણુમાં લય થાય, એ સીદ્ધાંત મેં કહ્યું દ્રઢાય ॥ ૧૨ ॥

## પુરવ છાયો.

### દોહા.

જક્ત કૃત સહુ મન કરે, મન નર સમર્થ સોય
મન કૃત કૃત ત્રીહુ લોક મેં, શરીરે કૃત ન હોય ૧૪

જે ઉપજે તે મનવડે જહાં તહા આવે જાય
ભાવ અભાવ એ મનવડે, મહા વીચાર વીલાય ૬૫
પ્રાણ સદા જાગ્રત રહી, ભાવા ભાવ ન કોય
તુરીયા મહાંથી ઉપજે, તુરીયામા લય હોય ૬૬

ચોપાઈ

હે રાજા નીશ્ચે નીરવાણ, નીત સદા જાગ્રત પ્રમાણ
સ્વપ્ન જાગ્રતનું તે પ્રાણ પ્રાણ હંસ નીરખે તું જાણ ॥ ૧૩ ॥
પ્રાણ હંસને ભાવ ન હોય, અભાવ કદી ઉપજે સોય
અવ્યક્ત વાણ સઘળે સરખો, રાજા રહીત વીચારી નીરખો ॥ ૧૪ ॥
સ્વભાવે આપણે વરતે તેહ, નીદ્રા સ્વપ્નનો સાક્ષી જેહ
સ્વયંપદને વીષે રહે છે રાય, તે માટે પ્રાણ જાગ્રત કહેવાય ॥ ૧૫ ॥
તું પુછીશ સ્વંય પદ તે શું ય, વીધી કરી સંભળાવું હું ય
સ્વયં પદ ને તુરીયાદી જોય, જ્યા નીરગુણ બ્રહ્મ સનાતન હોય ॥ ૧૬ ॥
ખંખંખ ખ તે જે સુનવંત, પ્રાણ હંસની કહુ ઉત્પત
તુરી થકી તુર્જં વીષે રહે, તુર્જં માંહી તે પામે લહુ ॥ ૧૭ ॥
એ સીદ્ધાત સંભળાવ્યું રાય, કારણ કોથે કલપ્યો ન જાય
ચાર અવસ્થાનું જે સ્વરૂપ, જાણે તો થાયે તદ્રુપ ॥ ૧૮ ॥

પુરવ છાયો.

દોહા

પ્રાણ પ્રગટે અવીગત થકી, પ્રાણથી પ્રગટ્યો મન
મન થકી વાણી થઇ, વચન સર્વ ઉત્પન ૬૭

## ચોપાઈ.

આશંકા ટાળવાને ભુપ, તુર્જતણું સંભળાવ્યું રૂપ
તું પુછેશ તુરીયાતે કોણ, પ્રગટ કરી સંભળાવ્યું દોહોણ ॥ ૧૯ ॥

## પુરવ છાયો.

### દોહા.

તુર્જ અનહદ શબ્દ જે, નીરંજન સ્વય પ્રકાશ
પરમ ધામ નીરાલંબ જે, ધુનનો તહાં સમાસ ૧૮

### ચોપાઈ.

તુરીયા જે નીરગુણ છે બ્રહ્મ, ખ વત જે નિશ્ચે નિ કર્મ
સુન સનાતન અદ્રસ અદખદ, તેહ સ્વરૂપ અનહદ શબ્દ ॥ ૨૦ ॥
અકલ્પીત જે સ્વય પ્રકાશ, અનીછીન્ન નાદ તે
સર્વાં વાસ
નાદ બ્રહ્મ તે રંડીત વીક્ષેપ, અક્ષર નીરાકાર નીર્લેપ ॥ ૨૧ ॥
નીરંજન અદ્રસ ઇદ્રીયાતીત, અનહદ શબ્દ જયા
ઉષ્ણ ન સીત
તથાપી એહવો તે અપાર, વર્તે સર્વેમા સુત્રાધાર ॥ ૨૨ ॥
ચીતની થીરતાયે ગુરૂગમે કરી, અનુભ નથી ધુવ
પ્રગટે ખરી
પ્રગટ ભાસે શબ્દ ધુન થાય, કારણ ઇંદ્રી જે
નીરૂત રૂંધાય ॥ ૨૩ ॥
પ્રગટ જથારથ સાભળે સહી, અન્યત્ર કાંઈ જથારથ નહી
જથારથ જે તે વાયુ પ્રાણ, તુર્જમાહી સમે નીર્વાણ ॥ ૨૪ ॥
મનવાણી નવ જાયે કહ્યો, નેતી નેતી જે કરતા રહ્યો
કોઇ નેતી કરવા નથી શકયા, તે સુજે નીગમ
બકી થકયા ॥ ૨૫ ॥

તે તત્વ મુખે થકી ન ભણાય, ગગન મ ડળ થકે જણાય
અનુભવે કરી જથારથ હોય, પણ ગ્રહી ગોચર ન
કહીયે સોય ॥ ૨૬ ॥
વાકય દ્રષ્ટી નહીરે ચત, તે સુજે સદા સુનવ ત
સાં રીઝનારો રીઝી ચીત આણે, બીજો કોઈ અન
નહી જાણે ॥ ૨૭ ॥
જેહમાં ચાલી જાયે તે ગળે, પુનઃકોઇ/પાછો નહી વળે
ઉપજ ખપત થકી તે ગળ્યા, તદાકાર વસ્તુમા ભળ્યા ॥ ૨૮ ॥
જેમ સીંધવ સમુદ્ર દ્રષ્ટાંત, મીલા પછી રસ
થયા સીદ્ધાંત
તદાકાર સ્વય પોતે થયા, મીલ્યા પછી તદરૂપ
હોઈ રહ્યા ॥ ૨૯ ॥
તેમ અનહદ પદ જે તુર્જ, તેજોમય ઉતરે નહી વર્જ
અનાત્મ પણું પ્રાપ્ત થઇ સમ્યું, દેહ અભીમાન
તેહનું ગમ્યું ॥ ૩૦ ॥
તે ઘટ જીવ પણું નથી રાય, તે મહા પુરૂષ
મોટા મહીમાય
જીવ ભાવ હતો તે ટળ્યો, સાગરનો જળ સાગર ભળ્યો ॥ ૩૧ ॥
સદા સર્વદા ઇશ્વર ભાવ, તે સત સ ગ કરી દે સાવ
સઘળે વસ્તુ દેખે સંત, બ્રહ્મા આદી કીટ પરજ ત ॥ ૩૨ ॥
અનહદ શબ્દ એવો છે રાય. તે ઉત્પતી તુર્જ કહેવાય
ઉત્પતી તુર્જ થી નીરાલંબ, મહાસુન જહા નહી આલંબ ॥ ૩૩ ॥
પરમધામ ત્યા થકી હોય, તેહનો સમામણુ તેહમા સોય
અની ઉત્તર કહુ છુ રાય, નાદ તે સુનવંત કહેવાય ॥ ૩૪ ॥
તેહ નાદ જે અનુભવે, હસ્તામલ થાયે નર સવે
એ સીદ્ધાંત સાભળ ભુપ, સ્થીર મન રાખીયા તદ્રુપ ॥ ૩૫ ॥

પુર્વ છાયો.

દોહા.

અનાહદ ઉપત્પગ્ય, શબ્દ શંયોઠ હની
હની ર ગે તંયોતી, યોતીઃ તં ગતં મનં ૬૯
તન્મય વિલયં યાન્તિ તદ વિષ્ણો પમં પદ
તત્પદ પરમ ધામ, તદ ધામ બ્રહ્મ રૂચ્યતે ૭૦
સમાહીતમનો બ્રહ્મન, બ્રહ્મણાનત સકયના
રૂધાકાસ ધર્મનાધો, નત્પરોધા રે ભાવાત ૭૧

ચોપાઈ.

કોને આ શંકા જે થશે, નાદ થકી પર તે શું હશે
નાદ થકી પર કહું નરેશ, તુરીયાતીત જયાં કાલ ન દેશ ॥ ૩૬ ॥

પુર્વ છાયો.

દોહા.

નીરાલંબ અરૂપ જે, અજ અવેવ બ્રહ્મકી નીત
પરમધામ સદોદીત સદા, તેહજ તુરીયાતીત ૭૨

ચોપાઈ.

તુરીયાતાતનું સ્વરૂપ જેહ, નીરાલંબ પદ કહીયે તેહ
સત્રજે સરખો ગગનાકાર, અની સુક્ષ્મ અપાર અપાર ॥ ૩૭ ॥
મરીચી જલવત સમાન, સતગુરૂ દષ્ટે હોય પહીચાન
સાભળ ભુપ બ્રહ્મ ચક્ષે જોવાય, પણ અહી ગોચર અહ્મો
ન જાય ॥ ૩૮ ॥
મહાસુન અતર્ક અપાર, ચેહીન રહીત સાક્ષી તદાકાર
ગુરૂગમે કરી પ્રાપ્તી હોય, શુદ્ધ ભોમીકા જહાં
॥

ત્યાં પણ તે વીકત વન થાય, જે આવ્યું છે કે આ કહેવાય
તે સમજી રહે સીધાંતે કરી, આનંદ હોયે આપણુ પેં ફરી ॥ ૪૦ ॥
ગુંગો જેમ સાંકરને ખાય, મુખ મરકે રીઝે મુસકાય
તે સાક્ષાતકાર પરમ ધામ, ત્યાં ન ગયો પુનર નહીં નામ ॥ ૪૧ ॥
વળી કેવો નીરાકાર કહેવાય, સ્વ સ્વરૂપ વાણી
રહીત રાય
શ્રુતી વેદ જે વારંવાર, નેતી નેતી કરે પુકાર ॥ ૪૨ ॥
રાજા એહનો પાર ન હોય, ઈ દ્રીયાતીત અદ્રસ છે સોય
સ્થુલ સુક્ષ્મ અવેવ રહીત, શ્વેતાદીક વર્ણ વર્જીત ॥ ૪૩ ॥
શબ્દાદી ગુણનો નહી દાવ, સીત ઉષ્ણાદીક વર્જીત ભાવ
નીરંતર સ્વામી સઘળે વાસ, બહાર ભીતર જેમ આકાસ ॥ ૪૪ ॥
સર્વત્ર આકાશની પેર, સ્થીર પુરણ ઉઠે નહી લેહેર
અનાવાણ મુખે ન કહેવાય, સદા અસંગ અનુભવે
લહેવાય ॥ ૪૫ ॥
કહેવા ગ્રહેવા નહી સ્વરૂપ, કહેનારો બીજો નહી ભુપ
પોતે પોતાનું શું કહે, અહં રહીત સદા સ્થીર રહે ॥ ૪૬ ॥
સદા સર્વદા પુરણાનંદ, જહાં કશો ન ઉઠે ફંદ
પરમેશ્વરનું સ્વરૂપ એ કહ્યું, વીરલે સંતે નીશ્ચે કર્યું ॥ ૪૭ ॥
વળી તેને કૈવલ છે અજ, જહાં ન દ્વૈતા દ્વૈતહારજ
અજ ઉત્પતી રહીત અનુપ, આપણપે આપે હી સ્વરૂપ ॥ ૪૮ ॥
સર્વનુ ઉત્પતી સ્થાનક જન, સર્વનો ઈશ્વર શુદ્ધ ચૈતન
પરમ કારણ સમરથ તે સહી, તે સુતે પહેલો કોઈ નહી ॥ ૪૯ ॥
કાલતણો કાલ મહાકાલ, મહા કાલનો કાલ વીશાલ
પ્રકૃતી પુરૂષથી પર રહે, પરશોતમ પદ વીરલા લહે ॥ ૫૦ ॥
સર્વનો કરતા હરતા કૃષ્ણ, અલગો સર્વ થકી સુણ પ્રશ્ન
ચૈતન શકતી સર્વને વિષે, આત્માની શક્તી શ્રુતી લખે ॥ ૫૧ ॥

નામ રૂપ તે પરતંત્રહી જાણુ, સ્વત ત્રતો આતમ પ્રમાણુ
અનીર વચની જાણુ અરૂપ, અગુણુ અમાયા પણુ
એ સ્વરૂપ ॥ ૫૨ ॥
દ્રષ્ટ અદ્રષ્ટ રહીત દ્રષ્ટાંત, સુન અસુન છે કહ્યું સીદ્ધાંત
સદા સદોદીત છે ભાતકાર, નીરંતર રામ રમે નીરધાર ॥ ૫૩ ॥
ચીદ સ્વરૂપ તે શુદ્ધ ચેતન, તે સ્વરૂપ સાનીધ્યરાજન
પ્રકૃતી પુરૂષને ઉપજાવે સોઇ, પોતે અળગો સાક્ષી હોય ॥ ૫૪ ॥
ચમકને દેખીને લોહ, થાયે ચૈતન રહે અમોહ
પ્રકાશે દીપ સર્વ સુર્યને, પોતે ન ધરે દેહ ગર્વને ॥ ૫૫ ॥
કર્મ શુભાશુભ ચાલ્યા જાય, પણુ પોતે તેમાં નહી લેપાય
તેમ આંતમા છે નીરલેપ, જેહમાં કાંઈ નહી વીક્ષેપ ॥ ૫૬ ॥
નહી કેવલ પદ સ તે કહ્યું, પરમ ધામમાં સર્વ કોઈ લહ્યું
આજે પ્રત્યક્ષ પ્રગટ પ્રકાશ, અની સુક્ષ્મ છે અનાકાસ ॥ ૫૭ ॥
અસંત અકલ્પીત અવીનાશ, સુનાકાર વીષે ધરે આશ
સ્થીર મન કરી શોધે જેહ, જોતે જોતે દીસે તેહ ॥ ૫૮ ॥
તહાં ચંદ્ર સુરજ નહી વહની સુતા, ત્યા નહી
આકાશાદી ભુતા
વચને કરીને કહ્યો ન જાય, મન દ્રષ્ટીથી અગોચર રાય. ॥ ૫૯ ॥
જણુાયે ઇશ્વર સોહં જણુાય, બીજો નથી અન્ય ઉપાય
આત્મ જ્ઞાને આત્મા જાણીએ, એ સીદ્ધાંત રૂદીયે આણીએ ॥ ૬૦ ॥
એવો પરમેશ્વર અદ્વૈત, પરમ ધામ તે તુરીયાતીત
દ્વૈતા દ્વૈત ન વ્યાપે જહાં, નીરંતર જ્યોતી પરમ
છે જહાં ॥ ૬૧ ॥
તુરીયા અનહદ શબ્દ કહેવાય, ત્યા થકી ઉપજે
ત્યા સમાય
તે ધામ અનંતાનંદ સ્વરૂપ, તહાં નહીં છાયો ને ધુપ ॥ ૬૨ ॥

દ્રષ્ટાંત સમુદ્ર માંહે લેહેર, ઉપજે લેહે વરતે નેર
એવુ છે પરમ ધામ, નામ નહી તે નીશ્ચે નામ ॥ ૬૩ ॥
તુરીયાતીત નીર તર નીહાળ, ગુરૂ દ્રષ્ટે દેખો તત્કાળ
જોનારો તદરૂપજ થાય, એ સીદ્ધાંત સંભળાવ્યુ રાય ॥ ૬૪ ॥
કીટ ભમરીને ધ્યાને કરી, થાયે ભમરી નીશ્ચે કહે હરી
જીવ ઇશ્વરને ધ્યાને ધ્યાય, ઇશ્વરમા લેહે ઇશ્વર થાય ॥ ૬૫ ॥
ચૈતનતા સદા રહે સોય, તો સ્વધામની પ્રાપ્તી હોય
કહો મહારાજ કેવુ છે ધામ, કહો સ્વામી નીશ્ચે કરી નામ ॥ ૬૬ ॥

### સર્વાનંદો વાચ.

સર્વાનંદ કહે સાભળ રાય, પરમ ધામનો કહું મહીમાય
ચંદ્ર સુર્ય અગ્ની તહા પવન, પાણી પૃથ્વી વ્યોમ નહીગગન ॥ ૬૭ ॥

### પુર્વ છાયો.

### દોહા

પંડે નબુ નાભી રૂદે, ધ્યાને નાવે જેહ
નીરાલંબ પરમાત્મા, પરમ ધામ ત્યાં તેહ ૭૩

### ચોપાઈ

રાજા પંડમા નહી પ્રકાશ, અવેવ રૂપ નહી આકાશ
નાભી રૂદે નાવે ધ્યાન, એ કહ્યામા નાહી ઉનમાન ॥ ૬૮ ॥
નીરાનંબ આલંબ ન હોય, પરમ ધામ બુઝે સંત કોય
રાજા એવો તુરીયાતીત, પ્રત્યક્ષ થાયે જો હોય મન જીત ॥ ૬૯ ॥
સ્વરૂપે થાયે જો સંગ તજે, દુખ પામે જીવ થોડે ગજે
સંગ ત્યાગ વીન લહે ન કોય, જથારથ બેઝો નથી હોય ॥ ૭ ॥

એ સીદ્ધાંત સંભળાવ્યું રાય, પ્રાપ્ત સંગ તજેથી થાય
બ્રહ્મ દરશન મન ઈચ્છે અંગ, સર્વ પ્રકારે તજવો સંગ ॥ ૭૧ ॥
ચીત થકી ભ્રાંતીનો ત્યાગ, કનક કામની થઇ વૈરાગ
એ સંગ ત્યાગે સુખીયો થાય, પરમ ધામમાં પ્રત્યક્ષ જાય ॥ ૭૨॥
નીર્વીકલ્પ દેશ મેં કહ્યો, તત્વ દર્શી કોઇ વીરલે લહ્યો
એ સીદ્ધાંત મેં ભાખ્યું રાય, પુરણ થયો પષ્ટમો અધ્યાય ॥ ૭૩ ॥
મનની ભ્રાંતી દુર પલાય, અહંબ્રહ્મ આપે સ્વયં થાય
એ ટીકા છે બ્રહ્મ પ્રકાશ, ભાણુ ચરણુજ કહે રવીદાસ ॥ ૭૪ ॥

ઈતી શ્રી મન: સંયમ ગ્રંથે સવાંનંદ ગયદ સંવાદે
તત્વસાર નીરૂપણ નામ પષ્ટોધ્યાય:



## મનઃ સંયમ અધ્યાય ૭

### પુર્વ છાપો.

### દોહા

ત્યાગ બુદ્ધી કહો કેહે તણી, સ્વામી કહીયે તેહ
પ્રગટ કરી પુછું ગુરૂ, ટાળો મન સંદેહ ૭૪
વળી પુછું કર જોડકર, સ્વામી કૃપાનીધાન
હું બાલક છું અજાણ મત, આપી જે નીજ જ્ઞાન ૭૫
મથુરા ચતુર ભુજ અવતર્યા, ગોકુલમેં કર દોય
સત કરી સમજાવીયે, ભંગ ભ્રાંતીનો હોય ૭૬

### ચોપાઈ.

સર્વાનંદ કહે સાંભળ રાય, ત્યાગ તણું ભાખું મહીમાય
તેં પ્રશ્ન પુછ્યા તે કહું, તારા મનનો સંશય દહું ॥ ૧ ॥
ત્યાગ કરી કલ્યા શુકદેવ, અંતર ગત ટાળ્યો અહમેવ
રતી એક આવી તેહને ભ્રાંત, રાજા જનકે આણી સંઘાત ॥ ૨ ॥
શુકજી પોતે થયા પરથબ, કાલ કલેશન વ્યાપે કર્મ
શુકે તે સાંભળ્યું જ્ઞાન, પામ્યો મુક્ત પરીક્ષત રાજન ॥ ૩ ॥

### રાજા વાચ.

રાજા કહે ઉપન્યો સંદેહ, સ્વામી મારો ટાળો એહ
ભાખ્યુ ભાગવત શ્રી શુકદેવ, ખોવા રાજા તણો અહમેવ ॥ ૪ ॥
ભાગવત તણી આદ્ય પ્રાપતી, રાજાને કેમ થઈ મુગતી
જ્યાં લગી મુક્તી ત્યાં લગી બંધ, નીજપદ તો
કેવલ નીરદંદ ॥ ૫ ॥
મુક્તી તો માગે નહી સંત, એમ મોટા કહે છે મહંત
ચાર મુક્તી તવ છે તેહ, ભાખે એમ મહા જ્ઞાની વિદેહ ॥ ૬ ॥

શું રાજા પુનરાવતી થશે, શુ, ભાગવંતનો મહીમા જશે,
મુજને કહો માંડી વીચાર, ફરી સંદેહ ન હોય લગાર ॥ ૭

સદાંનદો વાચ.

પુર્વ છાયો,

દોહા.

રાજા તું સમજ્યો નહીં, સતગુરૂ વચન વીવેક
વીસ્તારી તુજને કહું, સમજી લે જે છેક ૭૭

ચોપાઈ.

શ્રી ભાગવત તણી છે વાત, તુજ આગળ માંડી કહું ક્ષાત
કહેવા માંડી જ્યારે દસમ કથાય, તેથી પહેલો
સમજાવ્યો રાય ॥ ૮

કૃષ્ણ લીલા સાંભળ એક ચીત, પુછીશમા કોઈ વરતંત
જલ ક્રીડા વન ક્રીડા બહુ, તેમ તાંહી ભાખ્યું
અતી સહુ ॥ ૯

પય દધી માખણ ચોરી છંદ, વરખ ભોમન જણાયે ફંદ
ઘર વાડો શેરી ને વાટ, રમણ કરે હરીવર ઉચાટ ॥ ૧૦

પંચા ધ્યાઇ આવીજ વાર, લીલા બ્રહ્મ અનંત અપાર
રાજાને મન ઉપજ્યો ભર્મ, સાંભળતામાં આવી શર્મ ॥ ૧૧

મહા ધોખો રાજાને થયો, સંશય રહીત રાજા બોલીયો
કૃષ્ણ દેવ અમારા ઇષ્ટ, જેણે સકળ ઉપજાવી સૃષ્ટ ॥ ૧૨

તે પરનારી વસ કેમ થાય, નીરગુણ થઇ ગુણમાંહી
કેમ વાય

રાજાને અવળું પડ્યું જ્ઞાન, પછી શુકે કરીયું સનમાન ॥ ૧૩

## શ્રી શુકોવાચ

શુકજી કહે સુણુ પરીક્ષીત રાય, કૃષ્ણુ તણો
ભાખું મહીમાય
એ છે ગોલોકી ગોવીંદ, એહને વીષે ન ભાસે દ્વંદ ॥ ૧૪ ॥
આપણુ આપણી ઈચ્છાને કાજ, વૃજમાહી લીલા કરી
વૃજરાજ
એ પુરૂષ નહી નહી નપુંસક નાર, ગુણ નીરગુણુ
નવ લાભે પાર ॥ ૧૫ ॥
પુરણુ બ્રહ્મ એ પુર્ણાનંદ, જ્યા ન પહોંચે અર્ક ન ચંદ
એમ કહી ગ્યા શુક શામ, સુણી રાજાયે કર્યો પ્રણામ ॥ ૧૬ ॥

## પરીક્ષતો વાચ.

પરીક્ષીત કહે ઉપન્યો એક પ્રશ્ન, પુરણુ બ્રહ્મ જે
છે શ્રી કૃષ્ણુ
તે સ્વરૂપ સમજાવી કહો, મારા મનનો સંશય દહો ॥ ૧૭ ॥
ત્યારે શુકજી બોલ્યા વાણુ, કહું નીશ્ચે માટે સહુ તાણુ
કૃષ્ણુનું કારણુ જાણે કોઈ, આનંદ રૂપ સદા સુખ હોય ॥ ૧૮ ॥

## શ્રી શુકો વાચ

શુકજી કહે સાંભળ તું રાય, કૃષ્ણુ તણો ભાખું મહીમાય
પૃથ્વીને જે થયો બહુ ભાર, દેવ સમસ્તે કીધો પુકાર ॥ ૧૯ ॥
ક્ષીર સાગર પોઢયા ભગવાન, દેવ વચન સાંભળીયું કાન
હરી કહે એક વાતુ કરો, તમો જાદવ થઈ સહુ અવતરો ॥ ૨૦ ॥
જહા દેવકી છે વસુદેવ, અમો અવતરસું ત્યાં
અવસ્ય મેવ
આગળ પાછળનું જે વાચ, અમો આવીને કરશુ સાચ ॥ ૨૧ ॥

તે મથુરા માંહી અવતરીયા હરી, રૂપ ચતુરભુજે
લીલા ધરી
એ સ્વરૂપ છે અખંડ તણું, પરશોતમનું તેજ છે
એક અણું ॥૨૨॥
તે સ્વરૂપે ગોકુલ આવીયા, પોતાને ભાવે ભાવીયા
બુજા ગોવીંદ ગોપાળ, અખંડ વ્રંદાવન પ્રતીપાળ ॥૨૩॥
અક્ષર બ્રહ્મ અલોકીક રૂપ, અક્ષરાતીતનુ એહ સ્વરૂપ
તેહ સ્વરૂપ કહુ નીરધાર, નીરમળ નીધીએ નન્દકુમાર ॥૨૪॥
જહાં થકી આવ્યું એહ સ્વરૂપ, તુજ આગળ તે
કહું તદ્રુપ

## સર્વાનંદો વાચ.

સર્વાનંદ કહે સાંભળ રાય, શુકજી કહે છે મુળ મહીમાય ॥૨૫॥
પુરાણ સંહીતામાંહી વીસ્તાર, તેહમાંહી છે સર્વ વીચાર
એક વારને સમે સુણ રાવ, ચીંતા વ્યાસ કરે મન માંય ॥૨૬॥
પોતાની ઉપાસનાયે કરી, સકળ શાસ્ત્ર રચ્યા રૂદે ધરી
ચાર વેદ તથા ષટ ગ્રંથ, સર્વ પુરાણ સહીત તંત ॥૨૭॥
તંત્ર પટળયામલ-શાસ્ત્ર, ગોપવડી પામન માત્ર
રીતે પ્રાને કરી મનકોડ. વેદ વ્યાસ પુછે કરજોડ ॥૨૮॥
જ્યારે વ્યાસે નામ્યુ શીષ. પ્રસન્ન શાસ્ત્ર થયા વીશવાવીસ
વ્યાસને સર્વે શાસ્ત્રે કહ્યો, તે મનોરથ તમને થયો ॥૨૯॥
પછે વ્યાસજી બોલ્યા વાણ, પ્રશ્ન એક પુછુ નીરવાણ
પીંડ પીંડ બ્રહ્મંડ ઉપરાત, ભાસતુ નથી એ સીધાંત ॥૩૦॥
તે ઉપર કાંઇ છે કે નથી, કહો જો કાંઇ હોએ સાસ્ત્રથી
એ મનોરથ થયો છે મુજને, તે માટે પુછું છું તુજને ॥૩૧॥
જુ ઉથાને આરાધન કરૂ, વસ્તુ વિચાર કેમ છે કેમ ધરૂં
વેદ વ્યાસને ચારે વેદ. વસ્તુ વીચારનો કહે છે ભેદ ॥૩૨॥

ચારે વેદ જે સુરતવંત, વ્યાસે દીઠા પુરણ તંત
નીગમ વ્યાસ મુખ આગળ રમે, વેદ કહે છે એક
વાર તે સમે ॥ ૩૩ ॥

## શ્રી વેદો વાચ.

વચન વેદ કહે સુણો શ્રી વ્યાસ, જુનો એક કહુ ઇતીહાસ
આપોપે આવરણ આવીયો, એક સમે મહા પરલે થયો ॥ ૩૪ ॥
ત્યારે અમે હતા ગોલોક, મહા પરલે વીશ્વ થયું
સર્વ ફોક
વીધી તેહની કહુ તે સાંભળો, મેલી સર્વ મનનો આંમળો ॥ ૩૫ ॥
બ્રહ્મ પુરણનું કરો ભજન, અહી તણો જે હરિગંજન
વ્યાસ કહે જે પુરણ બ્રંહ્મ કોણ, ભજન કરી નવ
આવે જોણ ॥ ૩૬ ॥
એક સમે મહાજલ ચઢી ગયુ, વીશ્વ સકળ તે પ્રલે થયું
મહા પ્રલે ને સમે એકવાર, ત્રીગુણાત્મીક સદા શીવ ચાર ॥ ૩૭ ॥
ચારે મળી ક્ષીર સમુદ્ર જેહ, શ્વેત દ્વીપ પોચ્યા જઈ તેહ
ત્યા જઈ નીજ કર્યો પ્રણામ, ઈશ્વર નારાયણ જે નામ ॥ ૩૮ ॥
નારાયણની સ્તુતી કરી, જાગ્યા ઈશ્વર નારાયણ હરી
કહો દેવ ઇંહા કેમ આવીઆ, મો વિચાર મન બોલાવીયા ॥ ૩૯ ॥
બોલ્યા બ્રહ્મા વિષ્ણુ મહેશ, સદાશીવ કહે છે દીવેશ
કેનુ ભજન કરો છો તમો, દયાજન કેનુ ધ્યાન
ધરીએ અમો ॥ ૪૦ ॥
ચતુષ્ટ દેવને કહે છે કથી, અમને ખબર અંતઃકરણે નથી
ચાલો આપણે પાંચે મળી, મહાવીષ્ણુને પુછીયે વળી ॥ ૪૧ ॥
પંચ દેવ મળીને ગયા, મહા વીષ્ણુ પાસે જઈ રહ્યા
ત્યાં આવીને સ્તુતી કરી, મહાવીષ્ણુ જાગ્યા શ્રી હરી ॥ ૪૨ ॥

કહો દેવ ઇહાં આવ્યા કેમ, પુછો દઉં ઉત્તર જેમ
પંચ મળી કહે સુણો મહા વિષ્ણું, આવ્યા છીએ
પુછવા પ્રશ્ન ॥ ૪૩ ॥

ટેકર જોડી પુછું હમો, કેનુ ભજન કરો છો તમો
સર્વને સંશય ઉપન્યો મન, તે માટે આવ્યા તમ કન ॥ ૪૪ ॥
મહા વીષ્ણુ છે મંગળ નીધાન, મારૂ મુકી કહુ છુ માન
ખબર નથી એ વ્રાત મુજને, ચાલો પુછીયે વૈકુઠ નાથને ॥ ૪૫ ॥
ષષ્ટ મળીને વૈકુંઠ ગયા, વૈકુંઠ નાથને પ્રશ્ન પુછીયા
કેનુ ધ્યાન ધરોછો દીવેસ, તે અમને આપો ઉપદેશ ॥ ૪૬ ॥
વૈકુંઠ નાથ કહે સુણો ષષ્ટ દેવ, અમને ખબર નથી
અવસ્ય મેવ
સાતે મળીને જઇએ તહા, ગોકુળ નાથ વસે છે જહાં ॥ ૪૭ ॥
જે કહાવે છે પુરણ બ્રહ્મ, પુરણ પુરૂષોતમ નીઃકર્મ
તે ગોલોક નાથને પુછીયે જઇ, તે જે કહે છે વસ્તુ સઇ ॥ ૪૮ ॥
સાતે દેવતા કરે વીચાર, એકઠા બેસીને નીરધાર
ષષ્ટ મળીયું છે ગત એક, પુરણ બ્રહ્મનો કહો વીવેક ॥ ૪૯ ॥
કરતા કોણ હશે તેહનું નામ, કેનું સ્વરૂપ છે
સુંદર શ્યામ
લીલા તેહની કેવી સાર, કેવો તેહ ધરે સણગાર ॥ ૫૦ ॥
વૈકુંઠ નાથ કહે સુણીભાંત, કરતા આપણો છે સાક્ષાત
પુરણ પુરૂષોતમ છે સહી, ઉષ્ણ સીત જ્યા વ્યાપે નહી ॥ ૫૧ ॥
તેહનુ નામ અક્ષરાતીત, જ્યાં ન વ્યાપે દ્વેત અદ્વૈત
પુરણ બ્રહ્મ સનાતન જેહ, પુરણ પરમાનંદ છે જેહ ॥ ૫૨ ॥
પુરણ બ્રહ્માનંદ સ્વરૂપ, પુરણાનંદ અખંડ તદ્રુપ
રાધીકાશ્રી ઠકરાણી નાર, શ્રી કૃષ્ણ ઠાકુર ગોલોક મોઝાર ॥ ૫૩ ॥

કરતા થકી ફુલ ઓર ફુલ ગતી, ઇચ્છા મુળ અવ્યા કૃત પ્રકૃતિ ।
અનામુલ શકિતએ આદ અનીર વચનીનો કરહી અનાદ ॥ ૫૪ ॥
અક્ષર બ્રહ્મથી કૃષ્ણ ભગવાન, શુદ્ધ સનાતન પરમ નીધાન ।
જાગ્રત સ્વપ્ન નીદ્રાનો ધણી, મહા મોહ કરતા મણી. ॥ ૫૫ ॥
ઇંડ પીંડ બ્રહ્માંડનો નાથ, સદાએ સુરત સવકા સાથ
સકલ લોકનો કરતા સ્યામ, સદા તોક પાલક નીજ ધામ ॥ ૫૬ ॥
સકલ લોકનો સ હરતા જેહ, સકળ લોકને ઉપજાવે તેહ
કહો પ્રશ્ન ઉત્તર આપીયા, વૈકુંઠ થકી આધા ચાલીયા ॥ ૫૭ ॥
મહા આકાશ કે સાતે સંગ, ચાલ્યા જાગે જેમ વીહ ગ
ત્યાર આગળ આવી સુન, આવી અસુન વળી મહાસુન ॥ ૫૮ ॥
પરમસુન વ્યાપક સુન ત્યાર, ગયા ઓળંગી પેલે પાર
આગળ રૂંઢકા શક્તી ધણી, ચોકી આવ્યા તેજે મણી ॥ ૫૯ ॥
રૂંઢકા શક્તી બોલી વાણુ, સાત દેવતા છો નીરવાણુ
કયાથી આવ્યા કયાં તમો જાઓ, દાખો વચન
અમારો દાઓ ॥ ૬૦ ॥
નામ તમારો કહો તમે ઠામ, કયાં જાઓ છો કહો
શું કામ ॥ ૬૧ ॥

## શ્રી ઈશ્વિરો વાચ.

આ વૈકુંઠપતી આ છે મહાવિષ્ણુ, આ ઈશ્વર પોતે વીષ્ણુ
આ સદાશીવ આ શીવ કહેવાય, આ વિષ્ણુ આ બ્રહ્માય ॥ ૬૨ ॥
આપ આપના નામજ કહ્યા, ગૌલોક જઇ છીએ
એમજ કહ્યા
ગૌલોકનાથના દરશન કાજ, જઇએ છીએ ભેટવા દાજ ॥ ૬૩ ॥
રૂઢકા શક્તી બોલી સાભ્રથી, હુકમ ધણીનો તમને નથી
ત્યારે વૈકુંઠ નાથે ધ્યાનજ ધર્યું. સુમંગળનું સ્મરણ કર્યું ॥ ૬૪ ॥

સુમંગળાએ આ તેને કહ્યો મહારા પુત્ર છે જાવા દીયો
હું એની છુ ઇચ્છા શક્ત, મુળ પ્રકૃતી એ મારા સપત ॥ ૬૫ ॥
ગૌલોક નાથના રૂદાને વિષે, રહું છું સદા સર્વદા સખે
તે માટે જાવા દીયો તમો, મહાસુખ પામીશું અમો ॥ ૬૬ ॥
વૈકુંઠનાથે કહ્યું પોકાર, હુકમ તમારે ચાલું નીરધાર
માતા સુમંગળા પ્રસન્ન થઇ, જાવા તણી જે આજ્ઞા દઇ ॥ ૬૭ ॥
રૂઢકા શકતીની ચોકી વડી, ત્યાથી દેવ ચાલ્યા ઉતરી
આગળ મહાશીવ જ્યોતી લીંગ, તે ચોકીનો થયો પ્રસંગ ॥ ૬૮ ॥
મહાશીવ જ્યોતી બોલ્યા મુખ થકી, ધણીનો હુકમ
જાવાનો નથી
તેમ ન જવાએ દેવતા સપત, સાને કાજે કરો અપત ॥ ૬૯ ॥
ત્યારે સુમંગળા આવી તહા, સાન દેવતા અટક્યા જહાં
સુમ ગળા કહે એ મારા પુત્ર, પુછો તેહનો આપુ ઉત્ર ॥ ૭૦ ॥
વાર મકરો તમે લગાર, ઇજાએ છે ધણીને દીદાર
ચોકી મુકીને ચાલ્યા દેવ, આગળ ચોકી આવી અસમેવ ॥ ૭૧ ॥
ચોકી જ્યોતી બ્રહ્મ લીંગ તણી, મહા તેજોમય
સ્ફાટીક મણી
જ્યોતી બ્રહ્મ લીગે એમ કહ્યુ, નથી હુકમ જાવા
કેમ દીધું ॥ ૭૨ ॥
ત્યારે વૈકુંઠનાથે ધ્યાનજ ધર્યું, સુમ ગળાનું સ્મરણ કર્યું
આવી સુમ ગળાએ કહ્યું તતકાળ, જાવા દીયો એ
મારો છે બાળ ॥ ૭૩ ॥
દીધી આજ્ઞા ચાલ્યા ત્યાં થકી, સુખમણા શકિતની
ચોકી તકી
સુખુમણા શકતી માંડી ચોણ, આવ્યા તમે કેમ
તમો છો કોણ ॥ ૭૪ ॥

આ ચોકી મારી ઇંહા ખળો, નથી હુકમ પાછા તમે વળો
વારે વારે શું કહો છો તમે, ઇંડ માંહેલા દેવતાછીયે
અમો ॥ ૭૫ ॥
સુખુમણા કહે હુકુમજ નથી, વણ હુકમે ચાલીયે
નહી રતી
વૈકુઠ નાથે સુમરી શકત, સુમ ગળાની કીધી ભકત ॥ ૭૬ ॥
સુગ ગળા આવી ધસમસી, સુખમણા પ્રત્યે બોલી હશી
સુમંગળા કહે દેવ છે સાત, મારા પુત્ર એની હું માત ॥ ૭૭ ॥
જાવા દીયો મારા સાતને, દરશન જાએ છે ગોકુળ નાથને
ષષ્ટના આતમ વૈકુંઠ નાથ, સુમ ગળા કહે દેવ પ્રત્યે વાત ॥ ૭૮ ॥

## સુમંગળા ઉવાચ.

હે દેવ અટકશો નહી કશે, આગળ ગૌલોક આવશે
ગૌલોક છે મહા વીશાળ, કામ ક્રોધ વ્યાપે નહી કાળ ॥ ૭૯ ॥
કરજો ધ્યાન કૃષ્ણજી તણું, માહે દવત છે આપણું
રાધકા ઠકરાણી શ્રી કૃષ્ણ, તમ દેખી થાશે અતી પ્રસન્ન ॥ ૮૦ ॥

## દોહા.

સામા સામા સુંદર અતી, શોભા તણો નહી પાર
દરશન કરો આનંદ ધરો, સોહી ધણી તમાર ૭૮
જે કરતા છે તમ તણા, જે રૂપ ચાહો છો દેહ
મનોરથ પુરે મન તણો, પુરષોત્તમ પદ એહ ૭૯
કરતા હરતા એ હરી, ભરતા એ ભગવાન
કહું શોભા ગૌ લોકની, નીશ્ચે, લેજો નામ ૮૦
નીજ લોક છે નીજ અક્ષર, બ્રહ્માનંદ પરમ ધામ
ગૌલોકમા જે સકળ છે, કહું તેહના નામ ૮૧

પરમ અખંડ વૈકુંઠ અખંડ, જહાં નીજ સચ્ચિદાનંદ
અદ્વૈતહી નીજ ધામ છે, સદા સદા આનંદ ૮૨

## ચોપાઈ

ગૌલોક મધ્યે છે જમના નદી, તેના ત્રટ દદે પરસદી
એક એકત્રર સત સત ઘાટ, નવ કોટી ગોજન છે પાટ ॥ ૮૧ ॥
અઢાર કોટી જોજન લંબાણુ, ગા લોકની સમીપ છે જાણુ
પુઠે વિરજા નદી છે એ પુર, જમના પાર પેલે ત્રટ હજુર ॥ ૮૨ ॥
નીજ અખંડ વૃંદાવન સાર, તેહની શોભા તણો નહી પાર
ગૌ લોકને તે સમીપે રહે, વેદ વ્યાસને નીગમ એમ કહે ॥ ૮૩ ॥
વૃંદાવન મહાવન કહેવાય, તેહનું રૂપ વર્ણવ્યું નવ જાય
મહાવન સમીપ છે ગૌલોક, જહાં ન વ્યાપે હર્ખ ન
શોક ॥ ૮૪ ॥
બીચ અંતર જમનાજી તણો, પરમ ધામ સપતે ગણો
સામ સામા વન છે ઘણા, સામ સામા દ્વાર પ્રભુ તણા ॥ ૮૫ ॥
દૈ સીંહાસન લીલા નીત, લીલા અનંત ઉષ્ણ ન સીત
સ્વરૂપ અનંત છે સખા અનંત, સખી અનંત કોઈ
ખુજે સંત ॥ ૮૬ ॥
પશુ પંખી અનંત નહી સરૂ, વૃક્ષ અનંત બહુ કલ્પતરૂ
અનંત મંડપ અનંત છે કુંજ, અનંત ત્યાં છે અલીગુંજ ॥ ૮૭ ॥
અનંત સરોવર અનંત વાવ, અનંત કુપ મણી મે સાવ
માણેક મોતી મણી અનંત, સાગર અષ્ટ હીરા ઝલકંત ॥ ૮૮ ॥
જમુનાજીમાં છે તળાવ, ટાપુ મોટા બધ્યા અતી બણાવ
રસ અનંત તણા મહા રસાલ, સામ સામા ગીરા દૈ
નીહાળ ॥ ૮૯ ॥
પોખરાજ માણેક મહાસાર, તેની શોભા તણો નહી પાર
એ સુમ ગળા શક્તીએ કહ્યુ, સાત દેવતાએ રૂદે ધર્યું ॥ ૯૦ ॥

## પુર્વ છાપો.

### દોહા.

સુમંગળા શકતી કહે વચન, સુણો દેવ ધીર
વજા માંહા પગ બોળ્યા વીના જાજો પેલે તીર ૮૩
ત્રટ એક વડનો વૃક્ષ છે, આવશે મહા વીશાળ
તેહ તળે જઈ બેસજો, ત્યાં શીવ છે પરમ દયાળ ૮૪
સ્તુતી શીવની કરી પુછજો, શીવ છે ભોળા અક્ષ
તે તમને દેખાડશે ગૌ લોકનો નીજ મર્મ ૮૫
લીલા સર્વ દેખાડશે, ગૌ લોક શોભા છેય
શીવજીને આગળ કરે, દર્શન કૃષ્ણનું હોય ૮૬
ગૌ લોકની રચના સકળ, શીવની પુંઠે જોય
શીવ અધીકારી ધામના, બીજા અવર ન કોઈ ૮૭

### ચોપાઈ.

પછે સામા સામુ દરશન કરજો થઈ મહા પ્રસન્ન
મહ મહેલ મંદીરમાં જુઓ, હું તું દરશન દેખી રઓ ॥ ૮૧ ॥
સદા સર્વદા વિભુ સ્વરૂપ, જુગલ સ્વરૂપ જેમ
સમરસ રુપ
ગૌલોક જોઈ નીજ મંદીર માહા, પેસી જાજો સર્વ
જુગ તહાં ॥ ૯૨ ॥
શીવજીને પુછજો વાધી કરી, શીવ દેખાડમે સર્વ વીસ્તરી
ગૌલોક તમે સાંભળો કહું ખરં, પચીસ કોટી જોજન
જળ ભરું ॥ ૯૩ ॥
સર્વ ભેદ સુમંગળાએ કહ્યા, ઇંડ જળ ભેદી દેવતા ગયા
સાત દેવતા ગૌલોક માહા, વસ્તુ અલૌકીક દીઠી તહા ॥ ૯૪ ॥

ગૌલોક થકી મહા વૈકુંઠ લોક, સદા હરખ નહી
બ્યાપે શોક
પચાસ કોડી જોજન વીસ્તાર, ભોમી શોભે સુંદીર સાર ॥ ૯૫ ॥
મહા વૈકુંઠથી હેઠુ ધામ, પચીસ કોડી જોજન વિશ્રામ
મહા વિષ્ણુંનું સ્થાનક ત્યાં સહી, એહી વીધી નીશ્ચે
કરી કહી ॥ ૯૬ ॥

પુર્વ છાયો.

દોહા.

એમ સુમંગળ શક્તી કહી, પામી અંતર ધ્યાન
ગૌલોક નાથ પાસે ગઈ, સમી જ્યાં રૂદે સ્થાન ૮૮
સપ્ત દેવતા આવીયા, વિરજા નદીની તીર
જ્યાં જઇને ઉભા રહ્યા, મહાજલ ગહેર ગંભીર ૮૯
વૈકુઠ પતી કહે દેવતા, જઇશું કોણ પ્રકાર
ઉતરાશે નહી નદી વિરજા, અથાદ જલ અપાર ૯૦
જો પગ બોળો તો ગળો, પાણી કેરા સાથ
આપણ ઇંહાના ઇંહા રહીએ, ત્યાં રહે ગૌલોક નાથ ૯૧

ચોપાઈ.

પછી સાત મલીને કરે વીચાર, ઈષ્ટે કહ્યું તેહ તે
કરો નીરધાર
વળી શીવજીને જઈ કર્યો પ્રણામ, અમને દેખાડો
સુળગુ ધામ ॥ ૯૭ ॥

શ્રી વેદોવાચ.

બ્યાસ સુણો શીવ અગળ થયા, પુઠે પુઠે દેવતા ચાલીયા
આકાશ પ્રત્યે શબ્દ દેવ થયો, એક એક સામો જઇ રહ્યો ॥ ૯૮ ॥

સપ્ત દેવ શીવજીને કહે, નથી સુજતું આંસુ કહે
સુમંગલા શકતીએ કહ્યું હતું તે તમ આગળ કીધું છતું ॥ ૯૯ ॥
શીવને પુછો કારજ થશે, શીવ ચીંતા સર્વે મટશે
ગૌલોક લીલા જોવા કાજ, શીવને પુછે દેવ સમાજ ॥ ૧૦૦ ॥
કહો શીવ ગૌલોક કેમ જવાય, કૃપા કરો તો
દરશન થાય
શીવજી કહે આગળ ચાલુ અમો, પુઠે પુઠે ચાલો તમો ॥ ૧૦૧ ॥
ગૌલોક લીલા છે અપાર, પચાસ કોટી જોજન વીસ્તાર
તે લીલા જોઈ સર્વ દેવ, મન માંહી મીટીયો અહંમેવ ॥ ૧૦૨ ॥
તહાં સખી સખા પંખી સહુ, સ્થાવર મહોલ
માળીયા બહુ
મંદીર કુંજવન ઉપવન, મંડળ રાસ મંડળ
મણી રતન ॥ ૧૦૩ ॥
મહા કલ્પતરૂ માણેકગીરી, પોખરાજ માણેક મણી જડી
કલસ ધજા નદી જમુના ઘાટ, ઉલટી સુલટી શેરી વાટ ॥ ૧૦૪ ॥
સરોવર બંગલા મંદીર દ્વાર, ચોસઠ દ્વારપાળ
પોળ ચાર
એક પોળે રહે સોળ પોળીયા, ચારે પોળે ચોસઠ થયા ॥ ૧૦૫ ॥
એક પોળે દરવાજા સોળ, થઈ રહ્યા ત્યાં બ્રહ્મ કલોલ
ત્યાં વાજીંત્ર વાગે અનંત, ચીત્રમણી શોભે મહાકંત ॥ ૧૦૬ ॥
મહોલ મધ સીંહાસન કોડ, શોભે શ્રી રાધા કૃષ્ણ જોડ
સ્વરૂપની શોભા શી અભી લાખીયે, અનંત કામ
વારી નાખીયે ॥ ૧૦૭ ॥
અનંત મન મથ કામ સરૂપ, અનંત કોટી તદ્રુપ
શ્રી રાધા શ્રી કૃષ્ણ ભગવાન, ગૌલોક માંહી પરમ
નીધાન ॥ ૧૦૮ ॥

ગૌલોકનુ મુળ તે રૂશીજન, ગોલોક પર વૃંદાવન
નીજ વૃંદાવન ગોલોકનું મુળ, બન્યુ તેથી ગોલોક
નીજ સ્થુલ ॥ ૧૦૯॥

નીજ વૃંદાવન અસલ કીશોર, અષ્ટ પટરાણી રમે અહોર
નીજ લોક અસલ અતીસાર, પુરાણુ માંહી કહ્યું
છે નીરધાર ॥ ૧૧૦ ॥

બ્રહ્મ વૈવર્ત પુરાણુ માંહી કહ્યું, નીશ્ચે નીરાધાર
કરી લહ્યું
સખી આઠ અષ્ટ મુખ સખી, બ્રહ્મ વૈવર્ત પુરાણે લખી ॥ ૧૧૧ ॥
રસ શૃંગાર મહા તેજ સ્વરૂપ, અખંડ જ્યોત
પ્રકાશીત રૂપ
મહા સુગંધ પરમ લહી પવન, શોભી મણી જ્યોત
પ્રકાશ રતન ॥ ૧૧૨ ॥
જોજો પોડસ ડોઢી પોડસ દ્વાર, પુર્ણ બ્રહ્મ મુરત સાકાર
ભજવા નંદીને છે પ્રાપતી, ચાલો તે દેખાડું ગતી ॥ ૧૧૩ ॥
દેવ નરનાગ બ્રહ્માનો લોક, વિષ્ણુ શીવ સદાશીવ લોક
સદાશીવના લોકને પરે, ક્ષીર સમુદ્રમાં શ્વેત દ્વીપ સરે ॥ ૧૧૪ ॥
એવા ઇંડ ઇંડ પ્રતીલોક, તેમાં તીન વૈકુંઠ લગે કોક
વ્યાપક વૈકુંઠ મોક્ષનો આરો, પણ નીજ લોક
સર્વથી ન્યારો ॥ ૧૧૫ ॥
તે ઉપર રીજે પરમધામ, બ્રહ્મ પુર પૂર્ણાનંદ નામ
સખી સખા પશુ પંખી અનંત, લીલ સ્વરૂપ
અનંત લહે સંત ॥ ૧૧૬ ॥
એ તણી પ્રતીબીંબ તણી લીલાય, બ્રહ્મપુર લીલા
દેખાડું ત્યાંય
એમ કહી શીવ આગળ થયા, પુંઠે સાતે દેવ ચાલીયા ॥ ૧૧૭

## પુર્વ છાયો

### દોહા

અગાધ જળ વિરજા તણો, એક એકનો ગ્રહી હાથ
કેડે વળગી ઉતર્યાં, આગળ શંભુ નાથ ૮૨
સાતે મળીને ઉતર્યાં, પોતે પેલે પાર
પગ ન બોળ્યો નીરમા શીવજીને આધાર ૮૩

### ચોપાઈ

તત્પ દેવે નીરખ્યુ નીજ ધામ, પુરણ મનોરથ
યથા નો ગામ
ત્યારે શંભુને કહે છે દેવ, અમને દેખાડો સર્વે ભેવ ॥૧૧૮॥
ત્યારે શંભુએ સ્તુતી કરી, સાભળી બોલ્યા પુર્ણાનંદ હરી
કોણ છે આવ્યા છે કોણ કાજ, શીવે વૃતાત કહ્યું
સર્વે સાજ ॥૧૧૯॥
ત્યારે પુરણ પુરશોતમ કહે, વીના ભક્તો એ પદ નવ લહે
બોલ્યા દેવ અણુ જાણે કેમ, સેવીએ કરીએ કહો
હવે જેમ ॥૧૨૦॥
પુરશોતમ કહે અમને સહી, નીરખ નાથની આશા થઈ
કોઇએ ઇંડમા અવતરી કરી, છોડયો જીવ
ભક્તી વીસ્તરી ॥૧૨૧॥
તે હજી ઠેરાવ કર્યું નથી, કયાહે હવે અવતાર સુન
મારા ઇંડ માહે
તે દેખાને કરજો ભકત, પામશો જેણે નીક્ષર સન્ત ॥૧૨૨॥
ગૌલોક નાથ કહે સુણો દેવ, તમે અવતરો મૃતલોક
અવશ્ય મેવ
અમો સવ ધરસું અવતાર, ગૌલોક આવશુ નીરધાર ॥૧૨૩॥

વળી પ્રભુ વ્યાપક એમ કહે, સ્વરૂપ અનેક ને લીલા બહે
પછી દેવ રળીયાતજ થયા, આપ આપણે સ્થાનક ગયા ॥ ૧૨૪॥
પછે દેવે જોયું ગૌલોક, સર્વેનો સમીયો સંશય શોક
બ્રહ્મ વૈવર્ત પુરાણમાં જોઈ, વ્યાસે ભાગવત
કાઢયું દોઇ ॥ ૧૨૫॥
ઈતીશ્રી ભાગવત મહા પુરણ, કર્યું વ્યાસે વાંચ્યુ
નીરવાણુ
તે માહી શ્રી લીલા ગાઇ, નીજ પ્રેમીને પ્રેમ સુખદાઇ ॥ ૧૨૬॥
સર્વે લોકમાં અવીલ્યુ કર્યું, વેદ વ્યાસ પ્રત્યે આચર્યું
વળી વેદે વેદ વ્યાસને કહ્યું, કહેવા માહી બાકી
નવ રહ્યું ॥ ૧૨૭॥
વળી શીવજીની જાજો પાસ, રહ્યો હશે તે કેહેશે આસ
અખંડાનંદ તણી જે કથા, તે શીવજી કહું કહેશે જથા ॥ ૧૨૮॥
નીજ વૃંદાવન નીજ છે વાસ, શીવજી જાણે છે સાક્ષાત
માહેશ્વરે કર્યો છે તત્ર ગ્રંથ, તે તમને કહેમે મહા સંત ॥ ૧૨૯॥
વેદ વ્યાસનું કરી સન્માન, નીગમ પામ્યા પછે
અંતર ધ્યાન
ગૌલોક નાથના ગાયક સંત, ચાર સ્વરૂપ તે સુરત વંત ॥ ૧૩૦॥
શુકજી કહે સુણુ પરીક્ષત ભુપ, વ્યાસે આરાધ્યા
શીવ સ્વરૂપ
ગૌલોક નાથ તે જાણે કૃષ્ણ, તે પુછ્યું તે છોડયુ પ્રશ્ન ॥ ૧૩૧
વ્યાસે શીવ ઉપાસના કરી, અખંડ લીલા દેખાડયા હરી
શીવ વૃંદાવન તણો મહીમાય, કહ્યુ છે વ્યાસ પ્રત્યે
સમજાય ॥ ૧૩૨
તે વ્યાસે ગાયો અનુભવી, તે બુધ તમને નહી સંભવી
તે ગૌલોક નાથ રાધાને કૃષ્ણ, તે ગોપી તે વૃંદાવન ॥ ૧૩:

## પુર્વ છાયો.

### સર્વાનંદોવાચ.

### દોહા.

પરીક્ષતનો સંશય ટળ્યો, શુકજી કેરે જ્ઞાન
નીર્ગુણ સો સગુણ સદા, સગુણ નીર્ગુણ નામ ૯૪

### ચોપાઈ.

સર્વાનંદ કહે સાંભળ રાય, મસ્ત અલોકીક નીગમ નેતી ગાય
દ્વૈત ટાળવા તણો ઉપાય, શુકે સમજાવ્યો પરીક્ષત રાય ॥ ૧૩૪ ॥
પછે રાજાનું આવ્યું ગયું, જેમ હતું તે તેમ થયું
નીરગુણથી તું સગુણ જાણ, સગુણ તે નીરગુણ પ્રમાણ ॥ ૧૩૫ ॥
ગૌલોક તણો પરતે પરંજત, અનુભવ વીના માને નહી સંત
સગુણ જોયા વીના નીર્ગુણ, ન જડે બાપ માહા વાયક સુણ ॥ ૧૩૬ ॥
રખે સગુણ જોયા સંશય વળગતો, સગુણ તે નીરગુણ એકહી મતો
નીરગુણ અગુણ નહી કહેવાય તેહ, મધ્ય ભાગ હું તું નહી તેહ ॥ ૧૩૭ ॥
સગુણ જાણે સકળ સંસાર, નીર્ગુણ નેહે ચલ નીરાકાર
સમસ્ત બ્રહ્મ નીરંતર રામ, ન્યારૂ નથી કોઇ નીજ ધામ ॥ ૧૩૮ ॥
રામ સકલ ઘટ માંહી રમી રહ્યો, વેદ પુરાણ ઉપનીષદે કહ્યો
સંકલ્પ વિકલ્પ ટાળી મન, આતમ લક્ષ કર ગુરૂ સેવન ॥ ૧૩૯ ॥

સતગુરૂ સેવા આતમ લક્ષ, સદા વીચારે રહે નર પક્ષ
હરી ગુરૂ સત એક પરમાણ, સત્યા સઘળે તેહની જાણ ॥ ૧૪૦ ॥
દેહ આસકત સ્વામીને દાસ, દેહ અસકતે સાચી આશ
દેહ વાસના સહેજે સમી, નહી અંગીક ને નહી કંઇ કમી ॥ ૧૪૧ ॥
હું તું પદ ઉડીને ગયુ, સહેજે કામ સંપુરણ થયું
સુણ સેવક મન સયમ સંધાન, મીટે સકળ
સુણતામાં ભ્રાંત ॥ ૧૪૨ ॥
તેરા મારા જે સંવાદ, આતમ ને પરમાતમ વાદ
શીખે સુણે ગ્રહે જે અર્થ, ચેતનતા આવે સાશ્રય ॥ ૧૪૩ ॥
એક ભાવે હોઈ સઘળે રમે, થઇ સ્વરૂપે સવને નમે
અસ્તુતી નીદા પરહરે, ભકતી રાખવા સુસ્તુતી કરે ॥ ૧૪૪ ॥
એવા જે માન ભાવ મહંત, સદા એક રસ કહીયે સંત
રાગ દ્વેશ અંતર નહી હોય, પુરણ બ્રહ્મ અખંડીત જોય ॥ ૧૪૫ ॥
એવાનો કરીયે નીત સંઘ, નીશદીન ભીના આતમ રંગ
મન મારી ઉન્મુની રહે, ગુણ દોષ કેના નવ ગ્રહે ॥ ૧૪૬ ॥
હરખે નીક્ષવ નીરખે નર, આતમ ભાળે સુભર ભર
તે સંગ મન સંજમ થાય, આતમ લક્ષે દ્વેત પલાય ॥ ૧૪૭ ॥
મન સંજમ ગ્રંથ નીજસાર, સુરતા થાયે બ્રહ્મકાર
જગત ભાવ છુટે તતખેવ, બ્રહ્મ રૂપ થાયે અહંમેવ ॥ ૧૪૮ ॥
મન સંજમ ગ્રથ નીજસાર જગદીશ, ચોપાઈ
આઠમેરે છવીસ
સખા સખીને ઉતાણી, અભેવ અક્ષર જેમ
સ્ફટીક મણી ॥ ૧૪૯ ॥
ગાયે સાંભળે ચીત્તમાં ધરે, બ્રહ્મ રૂપ થાયે તે સરે
કહેનાર ગ્રેહનાર એક સાશ્રય, એનો કોઇનો
પુછશો અર્થ ॥ ૧૫૦ ॥

સંવત અષ્ટાદસ અઠાવીસ, સર્વ વસ્ત તણો જે ઈશ
માઘ શુકલ પક્ષ એકાદશી, રૂકમાંગદ અમરીષ મનવશી ॥ ૧૫૧ ॥
તે દીન સપુર્ણ ગ્રંથજ થયો, આપે આપનો
વર્ણવ કર્યો
કહેનાર અખંડ અદ્વૈત ભાણુ, નીરાધાર નીરવાણુ ॥ ૧૫૨ ॥
બોલનાર ગુરૂબ્રહ્મ સાક્ષાત, ગામ શેરખી મધ્ય ગુજરાત
તેણે કહેવરાવ્યુ તેણે કહ્યુ, કોઇ સત લેનારે લહ્યુ ॥ ૧૫૩ ॥
નીરવીકલ્પ દેશ મે કહો, તત્વ દર્શી કોઈ વીરલે લહ્યો
એ સીદ્ધાંત મે' ભાખ્યુ રાય, પુરણુ થયો સાતમો
અધ્યાય ॥ ૧૫૪ ॥
મનની ભ્રાંતી દુર પલાય, અહ બ્રહ્મ આપે સ્વયં થાય
એ ટીકા છે બ્રહ્મ પ્રકાશ, ભાણુ ચરણ રજ કહે રવીદાસ ॥ ૧૫૫ ॥

**ઈતી શ્રીમન સયમ ગ્રંથે સર્નાનંદ ગયંદ સંવાદે સાર સર્વ તત્વનીરૂપણુ નામ સપ્તમો અધ્યાય**

સંવત ૧૮૮૮ ના કારતક સુદ ૧૫ ને શનીવારે લખીતંગ ઠકર દુરગસી હ હરદાસાણીએ અ જાર મધ્યે લખેલ તેપ્રત ઉપરથી આ પ્રતનો ઉતારા કર્યો છે. આ પ્રત દુધરેજ શ્રી વડવાળાની જગ્યાના સાધુ શ્રી મણીરામજી શ્રી ગુરૂ જાનકીદાસજી માટે શ્રી કટુડા મધ્યે લખી સવત ૧૯૮૪ ના જેઠ વદ ૪ ને ગુરૂવાર.

દા રાવળ કાનજી લાલજી.



श्रीरामाय नमः  श्रीगुरुभ्यो नमः

## શ્રી રવીરામ સ્વામીકૃત કવીત છપય લીખ્ય તે.

સત ગુરૂકી મહીમાય, કવણુ કહી દેઉ પટંતર
અંબુનીધી ગંભીર, ઉસહી રહે પર તંતર
અરક ઉદેહી અસ્ત, સરો રૂહફાંટા અંગા
ચંદ્ર શીતળ અંગ રોગ, ભમર ભોગી ફુલ સંગા
કલ્પ વૃક્ષ વીચારથી, ચંદન ભુજંગ નીગમ થકે
સતગુરૂકી શોભા રવી, સારદા વરણવી ના શકે ॥ ૧ ॥

સતગુર બાધન પાસ, જોગી જતી સાધન જોરા
ખટ દરશન ખટ શાસ્ત્ર, મન શબ રહેગા ઓરા
જમને મકરી પકવ, જોગ અષ્ટાંગહી સાધે
કુદરત દર બ્યાર બ્યાળ, જ્યું સપતંતર લાધે
જ્ઞાન અપંગ અધ પ્રેમ, નર વૈરાગ બધીર શુરતી કહે
સર્વહી સાક્ષી રવિ, સુદ્ધ જાગ્રત સતગુર રહે ॥ ૨ ॥

સતગુર દીન દયાળ, સર્વ શાસ્ત્રી પર રાજે
સગુણ ધર્યાં અવતાર, જીવ બંધ છોડણુ કાજે
જેમ જમ્યા જલ હીમ, તેમ સંત સતગુર રૂપા
દેખન દીસે દેહ, હેમ દષ્ટાંત અનુપા
પીંડ છંડ બ્રહ્માંડમેં, રહે માંહી ન્યારા રમે
રવીદાસ સતગુર અટક, પસરી ફીણું એક સમે ॥ ૩ ॥

## શિષ્યોવાચ

ાીશ્ય કહે કરજોર, એક મોહે સ શય ઉપના
ાાધન સીધા સત તેહ કેમ કહીયે સ્વપના
ોમ અ ધ કર્યું હોય, જ્ઞાન કર્યુ હોય અપ ંગા
ાધીર કર્યુ નીરવેદ, સર્વસે રહે અસ ગા
મર્થ સરોતર કરી કહો, જ્યું શ શે ગ્ર થી મટે
ાવીદાસ કહે દીનમણી, ઉગે અ ધાર વટે ॥ ૪ ॥

### ગુરૂ ઉવાચ

સાધન સાધે જીવ, શીવ પામ્યાકી ઇચ્છા
શીવકુ સપન સમાન, કુનકુહ રહી શીછા
નીરભે ન'શ'ક નીરાશ, શીવ મે સતગુરૂ સ્વામી
સદાશીવ સ તોષ, નીરાલ બી નીઃકામી
મોહ ની દ સાધન શપનમો, સતગુરૂકુ ના છબે
જ્ઞાન વૈરાગ ભકતીના અર્થ, કરી કહે રવી અબે ॥ ૫ ॥

પ્રેમ ન દેખે દોષ, યા ઉઠી પરમ વીવેકા
જ્ઞાન માટી સબ દોર, મન પગ ભાગા ટેકા
ભાગે સબહી સ્રબ, કર્મ ટાલે વૈરાગા
સુણે ન શુભ અશુભ, રાગ દ્વેષાદીક ત્યાગા
પ્રેમકા પાઉ પીવ કહે, જ્ઞાન ચક્ષુ લઈ ચલ્યા
શુદ્ધ વેરાગ અનહદ સુણો, રવી સતગુરૂકુ જા મીલ્યા ॥ ૬ ॥

સતગુરૂ ગુણુ ગ ભીર, ધીર શુરા શીનવ તા
નેહ કામી જમનાથ, કામી જેમ કૃષ્ણુ અન તા
સાવધાન સ તોષ, અણુ આસન દઢતાઈ
ક્ષર અક્ષરને પાર, રહે વ્યાપક ગુરૂ શાઇ

રવીદાસ સતગુરૂ તણી, સેવા કરતા સઘ ફલ્યા
કીત રોગ સબ કાટીયા, શાષ્ય સરૂપે જઇ મલ્યા ॥ ૭ ॥

સતગુરૂ કેરા દોષ, શીશ ચીતમા નહી આણો
અવગુણ કરે જે કોય, દષ્ટ દેખે નહી જાણો
રતી ન રાખે શેષ રોષ જો સતગુરૂ ધરહી
અપણા અવગુણ જાણુ શીશ લઈ ચરણે પરહી
કામ ક્રોધ મદ લોભ તજ, મન અરપી સેવા કરે
નામ બોહીત શીર ચડી, રવી ત્રિનોકને તારે તરે ॥ ૮ ॥

ઇદુથી ઝરે વન્હી, અરકેથી અમૃત વરસ્યા
ગરૂડહી ગળ્યા ભોયગ, અહી દાદુરે ગરસ્યા
પિયુષ પીગે મરજાય, ગરલ પીગે અમર કાયા
મુરખ પોખ્યા દેહ વચે લુટાયા ડાહ્યા
અંબુ માહી અગ્ની જલે, સતગુરૂ દ્રષ્ટે દખીયા
રવીદાસ સતગુરૂ મીલ્યા, લેખામે નહી લેખીયા ॥ ૯ ॥

અચરજ દેખ્યા એક નીર સરાવરકુ પીવે
પીતા મરગયે તોય, શલ્ય ચડી ગનીયા ગ્રીવે
મછી નીકળી બહાર, નીરબીન જુગજુગ જીવે
સમુદ્ર છીપહી માહે, છીપ મુક્તા મે રહેવે
દેખો ઉનકી રીત મોતી હંસનકુ એવે
મોતી હંસ ચલે ઉડ, પંખ વીણુ દોનુ ચનીયા
અધર નાશાન બેઠ, નીરખત હીનાને ગળીયા
ઉનપર પછી એક હે, રૂપ અરૂપ પંખ નહિ
રવીદાસ લાનહી ઉડ ચલે, ઉસ ગુરૂ માહે સમાહે ॥ ૧૦

સતગુરૂ વચન પુર ઉપ, સુખ યહ કહ્યા ન જાયે
બ્રહ્મા ઇંદ્ર કુબેર, વીષ્ણુ શીવ પાર ન પાવે

ગણુપત શારદ શેષ, ગાય ગુણુ આહી અહંતા
થયા પૃથ્વીમે પુજ્ય, માનની માહી મહંતા
માન નાહી મહ તને, અત્રીષ ગુરૂ લક્ષે રહ્યા
શીતળ થયું ચકર રવી, દુરવાસા મન ભ ગ થયા ॥ ૧૧ ॥
સમઝ કહુ સાક્ષાત વાત માને નીત કોઈ
સતગુરૂ સમ નહી ઓર ઠીત દુબધા સબ ખોઇ
તીરથ વ્રત આચાર જોગ જુગ બહુ વીધ કરહી
જપ તપસ્નાનહી દાન કર્મ કરી, પચ પચ મરહી
પ્રેમ પ્રીત પરતીતસે, સતગુરૂ સેવા આદરે
રવીદાસ શીખ અતીતહી, પ્રાર્થના દેવતા કરે ॥ ૧૨ ॥
ઓળખીલે અવીનાશ, શીષ સતગુરૂને સોપી
સતગુરૂ બખશે નામ, રાખ મન વરતી ગોપી
આ અવસર આ દાવ, ટાળ દય દુબધાભાઇ
રદીયા ભીતર મકર, નામ નંગ રૂપ દરસાઈ
હાલર પકડે લાકડી, ખુલે નેણુ દેખે ફરી
રવીદાસ ગુરૂ ચર્ણ ગ્રહે, ભાસે સચરાચર હરી ॥ ૧૩ ॥
પતીવ્રતા જેમ નાર, પીયુંકી પુઠ ન તાકે
ડરતી રહે દીન રેન, જેમ શ્રમ સઉને નાકે
પરનર જાણે પુત્ર, પીતા ઓર ભ્રાત સમાના
તુચ્છ માત્ર સ સાર, ગણે નજ માન અમાના
એમ શીષ સતગુરૂને ગ્રહે, અન્ય ન રાચે મન
રવીદાસ ગુરૂ જ્ઞાનતા, પય પન કરે જતન ॥ ૧૪ ॥
સતગુરૂ ગરીબનવાજ, એસા કોઇ દેખ્યા નાહ
વસ્ત અમોલીક માલ, દાયાકર દીન બનાઈ
સુરત સહેજે લીયા શોધ, સામા નામ અનામ

પનમે ભાંગી ભુખ, ર ક હુવા મહારાજા
ભાણુદી બ્રહ્મ સાગર નીધી, નીઃશ ક હોઇ નીરભે વર્યા
રવીદાસ પર મહેર કર, હસ્ત કમલ મસ્તક ધર્યા ॥ ૧૫ ॥

શહેર બાર એ ધામ, નામ નવ ખંડમે પ્રાજા
ભાણુ જગત ગુરૂદેવ, રાવ રંક રાખી માજા
પલ પલ પરચાદીન, બ્રહ્મ વેતા બ્રહ્મ જ્ઞાની
હું તુ દીયા ઉઠાય, ઉસ મીઠા ભયા પાની
તીન લોકમેં સાર, શ્રી રામ નામ રટવાએ
અનહદ ધુન્ય શુભ શબ્દ, પાર પરમાતમ પાયે
અરૂઠ મતા વાયક અભે, નામનામ ફરે નહી
ભાણુ ઉજાગર અભેદ બુધ, રવીદાસ કહે બ્રહ્મ માહી ॥ ૧૬ ॥

પ્રથમ કરૂં અરદાસ, લાગુ સતગુરૂને પાયે
બ્રહ્મા વીષ્ણુ મહેશ, ગુરૂ પુજે પુજાયે
ઇહ લોક પરલોક, અરૂ સુક્ષમ ને સ્થુલા
સતગુરૂ છે સાક્ષાત, સર્વંનું એ છે મુલા
જેવો ભાવ જેવી મતી, પુજન ગુરૂનુ આદરે
રવીદાસ મન વચન કાય, તેવી ગુરૂ પ્રાપ્તી કરે ॥ ૧૭ ॥

ધર્મ અર્થ અરૂ મોક્ષ, કામ ચારે ફલ દાયક
તીરથ વ્રત તપ દાન, ફલે ગુરૂ ચરણુ સહાયક
ઇશ્વિર ઉપાસન જેહ, ફલે એક પલજુ માહી
આદ ગુરૂને મલે, ટળે સર્વ દુતીયાહી
વિશ્વ વસ્તુ થઇ ની ખડે, આદ જડે પોતા તણી
રવીદાસ ગુરૂ સેવતા, ભકતી પ્રગટે મહા મણી ॥ ૧૮ ॥

જેમ નારાયણુ દેવ, તેમ સતગુરૂની ભકતી
મન નીજ નીરમળ થાય, હોય જન જીવન મુકતી

આતમ ગુરૂ છે એક, જેમ સુર કરે પ્રકાશા
સાક્ષી સનગુરૂ સ્યામ, બહાર ભીંતર અજપાસા
પ્રેમ પીંડ ઉજડ થયો, ગુરૂ શબ્દ કાંતી હુવી
ગુરૂ પુંજે આગ્રણ મીટે, જેમ તીમીર રંધે રવી ॥ ૧૯ ॥

અંધકાર નહી હોય, જ્યાં શુધ સનગુરૂ બોધા
ભવ તારણ ગુરૂ ચરણ, સર્વ શાસ્ત્ર મેં શોધા
સર્વ નીવારણ દોષ, સનગુરૂ દ્વંદાતીત
ઉભે ચરણ ગુરૂ નાવ, હોય જો પ્રેમ પ્રતીત
સનગુરૂ સેવા જે કરે, વિનાશ્રમ પાવે હરી
રવીદાસ લોહો પથર ભરી, જાય શાપ નોકા તરી ॥ ૨૦ ॥

ગુરૂ બ્રહ્મ નહી ભીન્ન, કહું શુ મન વીચારી
વેદ પુરાણ ઇતીહાસ, સ્મૃતી વદે પોકારી
મંત્ર જંત્ર વીધાય, પ્રકાશે ગુરૂ પ્રસાદી
શીવે કહ્યું સાભળ, ઉમા સનગુરૂ અનાદી
અંત્ર લોક રાખી રહ્યા, તત્વ મસી મહા પદ રહે
મન અરપન કરે રવી, તો ગુરૂના રૂપને લહે ॥ ૨૧ ॥

શીવ શકતી થઈ ગતી, કીધી ગુરૂ બોધા રૂપા
ભરમી આપ કહે જીવ, સદા ગુરૂ શીવ સ્વરૂપા
યજ્ઞ વ્રત તપ નેંમ, જોગ જપ સમ દમ માના
સતગુરૂ તત્વ વીજ્ઞાન, સાધના સપન સમાના
ગુરૂ બોધ છે આતમ, નીરદોશી નિશ્ચલ વરે
મુંઢ તરે રવીદાસ કહે, જો ગુરૂની પૂજા કરે ॥ ૨૨ ॥

રહે ન સ શે સુત, વેદ તત્વ કહું વીચારી
અકલ કહાવે લાલ, નામ નંગ ગ્રહે ઉરધારી
મહા હાંસલને કાજ, સેવે શીપ ગુરૂ હરી જાણી

ગુઢ દીશા અફીત, થાય મહા રસને માણી
દગે ધ્યાતા માને શરીર, તત્વ પ્રસાદ જન કહે કથી
રવીદાસ ઈશ્વિર વદે, ગુરૂ વીન કોય બીજો નથી ॥ ૨૩ ॥

દેહ છતાં થાય બ્રહ્મ, મર્મ જો ગુરૂનો જાણો
પાપ થકી મુકાય, દેખે હરી તાણે વાણો
વિશુદ્ધ આત્મા અશુદ્ધ, તુરત તે નીરમલ થાય
સતગુરૂ સમ નહી કોય, જાણો એમ મનવચ કાય
અસી પદ ને ઓળખી કરે, સતગુરૂ ચરણુ પંકજ ભજે
રવીદાસ અનન્ય હોઈ, આન આસરો સહુ તજે ॥ ૨૪ ॥

સર્વ તીરથ ગુરૂ ચરણુ, રહ્યા છે સહુ મળી આવી
સઘ પ્રાપ્તી થાય, જેહને ગુરૂ ભકતી ભાવી
પાય ધરે લઇ શીશ, કરે સો વીધીવત પુજા
સોધે સો અધ ઓધ, ગુરૂ વીન દેવ ન દુજા
સત શબ્દ માને તકે, જ્ઞાન અર્ક તે નીત્રડે
રવીદાસ મન કર્મ વચન, અતર ચક્ષુ ઉઘડે ॥ ૨૫ ॥

ગુરૂ ચરણોદક સાર, આચરે આનંદ આણી
સુખે તરે સંસાર, પાર તે ઉતરે પ્રાણી
પડે લંગ પરલાય, ભરમ થાય મન મુલા
જન્મ કર્મ મીટે મણું, પલાય સંશે શુલા
ભક્તી જ્ઞાન વૈરાગસે, થાય પ્રાપ્તી તુરત
રવીદાસ અખંડ રમે, ગુરૂ શબ્દમા સુરત ॥ ૨૬ ॥

ગુરૂ પાદોદક નીત, નેમ પીજે શીર ધરીયે
આપુ ટાળી અંત્ર, અસુષ્ટ લઈ સ્તુતી કરીયે
સત સ્તોત્રહી જ્ઞાન, જપવું દીવસહી રાતી
ગુરૂનું દેહ તે ક્ષેત્ર જાણુ, ઉર આણી શાંતી

સપ્ત પુરી જેમ છે પ્રગટ, તેમ ગુરૂ અંગ પ્રમાણ
ચરણોદક રવી જાણવી, આવા ગમન મીટાણ ॥ ૨૭ ॥

સતગુરૂ ઇશ્વર રૂપ, નહી માનવ તન ધારી
જેમ ગંગ નહી નદી, તેમ ગુરૂ માન મોરારી
તીરથ થાય પ્રસન્ન, દરસન જો ગુરૂનું કરીયે
ગુરૂ ચરણની રજ, ઈશ જાણી શીર ધરીયે
ભુત પ્રેત પ્રાણી તરે, મોટા ગુરૂ મહારાજ
પ્રાગ એટ જેમ રવી કહે, સહુમેં તીરથરાજ ॥ ૨૮ ॥

સતગુરૂ મુરતી સાર, સમર દઢ એક ચંતે
નીત જપીયે ગુરૂ નામ, જેમ હરી જપીયે એકાંતે
ગુરૂ જે કહે વચન, આજ્ઞા મો લાગ ન કરવો
પતીવ્રતા જેમ નાર, તેમ ચીત ગુરૂને ઠરવો
મુખા ગરે બોલે ગુરૂ, સો સો જાણો બ્રહ્મ
રવીદાસ સેવક સુચી, સાચા પાલે ધર્મ ॥ ૨૯ ॥

ધરીયે ગુરૂનું ધ્યાન, જેમ જપે પતિવ્રત નારી
તજે ઉપાસન આન, ભાવ અનીન ગુરૂ ધારી
શ્વે આશ્રમ સુ જાતી જન, કીર્તી પુષ્ટી કેવલ મને
રવીદાસ રીઝે ગુરૂ, થાય સ્વરૂપે તે છને ॥ ૩૦ ॥

સુખી થાય સીવ નેહ, તેહ સતગુરૂને વલ્લભ
સતગુરૂ કેરૂ ભજન, દેવ સર્વ રૂપીને દુર્લભ
આપે ભક્તી દાન, દીન મણી પરગટ હોઈ
બાહાર માંહી પ્રકાશ, ઉદેહી અરતન કોઈ
કહીયે લેપાય નહી, જ્યાં જ્યાં ધરે સ્ફટીક મણી
રવીદાસ એમ જાણીયે, ગુરૂ ભક્તી મહીમાં ગણી ॥ ૩૧ ॥

બ્રહ્મા વિષ્ણુ મહેશ, સુર અર અસુર કહાવે

-ગુણ ગંધર્વ સીધ, નાગ નવ કુલ રહાવે
સતગુરૂ થકી ન અધીક, વેદ સ્મૃતી એમ ભાખે
આપે માલ અ તોલ, ગુરૂ અપના કરી રાખે
વાહન ભુપણ હેમ વસન, સાધુ સહુ અરપણ કરે
રવીદાસ મસ્તક સહીત, સતગુરૂના ચરણે ધરે ॥ ૩૨ ॥

ગુરૂથી ન રાખે એમ, નેમ લઈ સર્વ સમર્પે
મસ્તક રાખે ચર્ણ, ડગલે ડગલે ડરપે
ગુરૂનો ધરે આરાધ, દંડ વત કરી નીભાવે
તજે લોકની લાજ, કાજ ઘર સર્વ વીહાવે
દેહાદીક સબંધી ફરે, તે તે તે સહુનું તે હતું
આત્મદારા આદ રવી સુંપે જેહવું જેહનું ॥ ૩૩ ॥

કર્મ કીટ અની નીષ્ટ, માંહી સર્વ ભરીયા વીષ્ટા
જલ મુતર દુર્ગંધ, દેહ તું જાણ અનીષ્ટ
ત્વચા સલેખમ રકત, અશુચી અનસ્થ મદ મંસા
પંડ ખેત્ર પરપંચ, ગ્રહીયા આતમ અંશા
હું માર તેહને કહે, અજ્ઞાની જે અંધ નર
રવીદાસ તીમર મટે, વરે સતગુરૂ વિશ્વેશ્વર ॥ ૩૪ ॥

સંત કહત નીજ બોધ, વરખ સંસારકો વર્ણવ
રૂઠ પતીત અજ્ઞાન, માન મદન હેકો ર્ણવ
એવી દેહ અસાર, તાહીમે કરે ઉધારા
સતગુરૂ ગરીબનવાજ, નમી કરું નમસ્કારા
ગુરૂ અજ વીષ્ણું મહેશ છે, ગુરૂ છોડાવણ કર્મ
રવીદાસ ભજ ઓળખી, સતગુરૂ પુરણ બ્રહ્મ ॥ ૩૫ ॥

ચક્ષુ નીર્મળ હોય જો, ગુરૂ આંજહી અંજન
આરસ અંત:કરણ સનમુખ દર્શે નીરંજન

મોહ અધાર પલાય, ઉદય આત્મ અવીનાશીજ વાસા
અખંડ મંડલ પ્રકાશ, સોઇ બ્રહ્મ સર્વાવાસા
તતપદ ત્વંપદ ધ્યેય છે, એક દરશે સતગુરૂ વડે
આવણુ શુભ અશુભ વિચ, રવી અરકને નહી નડે ॥ ૩૬ ॥
માત પીતા ગુરૂ બંધુ, ગુરૂ દેવન આધારા
જક્ત હેત ઉપકાર, બોધ દેવા અવતારા
અસત સરવ સંસાર, સત સતગુરૂથી ભાસે
ત્રીગુણુ મટી ગઈ રાત્રી, આપ દેખે એહ આસે
સતગુરૂનો આનંદ, પરવર્યો સર્વે માંહી
આનંદે આનંદ, બહાર ભીતર વરતાહી
સ્વેપદ પરમાનંદ ગુરૂ, સર્વે સ્થીતી ગુરૂ રૂપ
ભ્રાંતિ ભાજી રવીદાસ કહે આપે આપ તદ્રુપ ॥ ૩૭ ॥
જય જય જય ગુરૂ દેવ, બોલતું જય જય જય જય
દે સતગુરૂને શીશ, પ્રીતી કરી દે દે દે દે
લે લે લે લે સત નામ, નામ તું લે લે લે લે
સેહે સ શે ખલ વચન, ક્ષમા કરી સેહે સેહે
રે રે રે નીરધાર, રહેણીએ રે રે રે રે
ગ્રેહે ગ્રેહે સત શબ્દને, નાવ ખિયામે વહે
રવીદાસ સતગુરૂ સેવતા, હોય નામ મેહે લયે ॥ ૩૮ ॥
પ્રીય અપ્રીય મધ સુત્ર, બહુ ભાંતી પરવારા
સતગુરૂ આતમ સુચી, માંહી મણીકા સ સારા
સર્વ થયું સાક્ષાત, જ્યારે દેહાદીક ત્યાગા
ચીતે વશીયા એક, શુદ્ધ પ્રગટયા વૈરાગા
જાગ્રત સુપ્ન સુસોપતી, સાધન સાધે સાધ
રવી સતગુરૂ ન્યારા રમે, ત્રણુ ત્રીપુટી બાધ ॥ ૩૯ ॥

જેહને જેહ અધીકાર, જ્ઞાન સુગોપતી થાય
પરમહંસ બુદ્ધી ગ્રહે, વિશ્વ દષ્ટ ભેદ પલાય
સદા રમે એક રૂપ ગુણ મુર્તી સાકાર
વીધી નીષેધ નહી કાંઈ, રહે ગુરૂ રહીત વીકાર
નત અમૃત વાણી વીગત, નીગમે કલપ્યા નામ
અનીન ભાવે ગુરૂ રવી, એક સતગુરૂ તે ઠામ ॥ ૪૦ ॥

નમો નમસ્તે દેવ, હેત વંત હરી સતગુરૂ રાજા
સમુદ્ર સંસાર અથાહ, તાહી પર બાંધી પાળા
અવિદ્યા અપાર, પલકમેં દીયે હઠાઇ
નમસ્કાર કરૂં તાહે, નામ નીધી દીયે કઢાઈ
અજ્ઞાન અંધારૂં અપર બલ, નેત્ર પલ આડા વળ્યા
સતગુરૂ અંજન આંજીયા, રવીદાસ પડલ ટળ્યા ॥ ૪૧ ॥

કારણથી થયું કારજ, નીગમ સ્મૃતી એમ કહીયા
આપ માની અજ્ઞાન, ભ્રાંતી રૂપ બનીને રહીયા
સર્વ ગુરૂનો ભેદ, જેમ હોય સમુદ્રમાં તરંગા
અર્ક અર્કની કીર્ણ, તેમ ગુરૂ ન્યારા સંગા
ભાસે નાના મીસે બહુ, ભીન્ન ભીન્ન આકાર
રવી સાત્રથી ગુરૂ તણી મારૂં તારૂં શીર ભાર ॥ ૪૨ ॥

ઇશ્વર રૂઠા હોય, જીવ સતગુરૂ લે તાણી
સતગુરૂ રૂઠા હોય, જીવ ભોગવે ચો ખાણી
કહે પુરાણ પુકાર, મન ગુરૂ ચરણે ધરીયે
ટાળી આપું અભીમાન, જુગત લઇ જીવત મરીયે
શીવજીયે કહ્યું શીવા પ્રતે, ગુરૂ મહાતમ નીજ જ્ઞાન
રવીદાસ ગોવીંદ ગુરૂ, ગુરૂ ગોવીંદ સમાન ॥ ૪૩ ॥
કારણથી થયું કાર્ય બણી રહ્યું ભ્રાંતી રૂપ

કારજ કારણ એક, સર્વ ગુરૂ સ્વરૂપ
નાના રૂપ સંસાર, રચ્યો શોભીન્ન આકાશ
કારજ કારણ રૂપ, સમસ્ત વ્યાપક ગુરૂ સારા
એમાં હું મારૂં નહી, તન મન ધન અરૂ પ્રાણુ
રવીદાસ ગુરૂ આતમા, ગુરૂ પરમાતમ જાણુ ॥ ૪૪ ॥
વંદુ સતગુરૂ ચર્ણું, આદ અંગ દ્વંદ્વાતીત
પહોચે નહી મન વાણુ, રંચ વ્યાપે નહી હીત
શ્વેત રક્ત નહી રૂપ, શીવ શક્તી એક સંગા
ગુરૂ અક્ષર હે જાણુ, અવેવ રહીત અસંગા
ગુણાતીત ગુંગે કહ્યો, રે રે રૂપહી વરજીત
રવીદાસ સતગુરૂ સમ્રથ, શુદ્ધ ચૈતન આતમ નીત ॥ ૪૫ ॥
પંચ રૂપે રમે ગુરૂ, દમે નહી વીદ્યા અવિદ્યા
સદા સચ્ચિદાનંદ, શીવ કહે સુણો જે આદ્યા
અગની નેત્ર ભુજ ચાર, ત્રીય લોચન મહાં તે જ
ચતુર મુખ બ્રહ્માય, કહે ગુરૂ બ્રહ્મજ એજ
સતગુરૂની મહીમા અપાર, અજ અમાપ આગર બુધી
રવીદાસ નીત નીત નમુ, સુખ સાગર સતગુરૂ નીધી ॥ ૪૬ ॥
નીજ ભક્તી ગુરૂદેવ, અનુગ્રહ કરી કરી આપે
સહેજે તરે સંસાર, મુક્તી આલી સ્થીર સ્થાપે
સતગુરૂ પરમ કૃપાલ, વિવેક ચક્ષુ નિત રૂપ
નહી અત્રણુ નહી આડ, બ્રહ્માનદ અનુપ
ભેદ ભાગી અજ્ઞાન, ઉલુક દેખે નહી સુર
અંધ ન સુઝે નેણ, દીવસહી ઉગ્ગા સુર
શ્રી ગુરૂનાથ જે દશ રહે, તે હગે ઉર મેવાવીયે
રવીદાસ તે દીશ નીત નમે, ભાવે ગુરૂને ભાવીયે ॥ ૪૭ ॥

દીન પ્રતી વાધે પ્રીત, વૃતી તે દીશે ધરવી
મને તે કરી મનન, માનસી પુજા કરવી
તીન કાળ જાગ્રત સતગુરૂ ચકર વરતી
ઉદય અસ્ત નાટક યામ, જાય પર વરતી
તેહના સાક્ષી ગુરૂ સદા, દીર્ઘ કાલ એમે રહે
જેમ આકાશ અસંગ રવી, અભ્ર તે તેને ના લહે ॥ ૪૮ ॥

ચેતન જીવ આ જગત, અજ વિષ્ણુ શીવે જોગી
કરે પાલે સંહાર, આતમા સદા અરોગી
ગુરૂકી નહી અધીક, એહ ઉંડા અરથ ભેદા
સતગુરૂ સમરણ સાર કહો, શાસ્ત્ર શ્રુતા વેદા
પરમ ઉદાર ચરણ કમળ, શીશ કમળને ગુરૂ રવી
રવીદાસ ચીત ચેત લે, ગુરૂ બ્રહ્મ શુક કહે કવી ॥ ૪૯

ગુરૂ પ્રસાદે એમ, અજ વીષ્ણુ શીવ દેવી
પુજાયા તીહુ લોક, યથા સમ્રથ ગુરૂ સેવી
સતગુરૂ તત્વ પ્રસાદ, વિશ્વ સરવ કારજ ચાલે
સતગુરૂ તત્વ પ્રમાદ, ત્રીગુણીકી માયા માલે
સમરથ માત્ર જ્ઞાનની, ઉત્પની સામ્રથ ગુરૂ તણી
રવીદાસ સતગુરૂ બડા, મહીમા શું કહું ભણી ભણી ॥ ૫૧

ઇંદ્ર દેવ કીન્નર, પીત્ર ગાધંર્વ યક્ષ ચારણ
મુની જન સર્વ મુનીશ, કરે તપ તપશી આરણ
જપ લીધા ભવ માહી, આવર્યા સહુ સંસારે
તેમાં ધરીયુ તન, ડુબીયા તપ જપ ભારે
પુનરપી ફેરી જન્મે મરે, વીશેક માયા મન
રવીદાસ સતગુરૂ કવા, લહે નહી જે જન ॥ ૧૨

સાધે અષ્ટાંગ જોગ, હોમ હવન ત્રીયા સંગા

૭વ લીયે જમદુત, દેહ ધરે કીટ પતંગા
ક્તી વીના નહી મુક્ત, કોટ જો કરે ઉપાય
મેહી લોક પરલોક, જાય પાછો પરતાય
ાવા સરગ ઈચ્છા કરે, સુરપતી ધરે જુ તંન
પીદાસ ગુરૂ ભક્તી વીન, અતે નરક પચન ॥૫૩॥

ાન ધ્યાન પદ ગુરૂ, સેવ આનદ ગુરૂ દાયક
ાનીસે શીવ શાખ, સહુ સંપતી ગુરૂ લાયક
ાતા ભક્તી મુક્ત, લીયે પમાડે તીરં
ાન ગાજે જમ અખડ, વર્ષે ગુરૂ અમૃત નીરં
ાનસ્યમ નીરમળ જાન, છૂટી જ્ઞાન નીરમલ કથા
ીદાસ ગુરૂ સેવતાં, જક્ત ભાવ ભાસે વૃથા ॥૫૪॥

ારવા સતગુરૂ ચરણ, વિષય વારીધ પર વાજા
કેતરે જીવ અનાથ, ગુરૂ ગોવીદ મહારાજા
જેમ રઘુનાથ સેત બાધી, રાવણને હણુવા
ેમ સતગુરૂનો શબ્દ, ગર્ભ રાક્ષસને ખણુવા
અરીદલ મારંતે કરી, પહોચ્યા પારસ દેવ
રપીદાસ સતગુરૂ સવે, સદા સદોદીત શીવ ॥૫૫॥

શ્રીમદ પરીબ્રહ્મ રામ, શ્રીમદ સતગુરૂ સ્વામી
શ્રીમદ ત્રીગુણાતીત, પાર બ્રહ્મ ગુરૂ નમામી
સતગુરૂ બ્રહ્માનંદ, પરં મુદીતં સુકૃતં
મુર્તી દ્વદાતીત, જ્ઞાન કેવળ અઠીતં
મગન સદર્શ નર પક્ષ, તત્વ મસી દીલ લક્ષ રહે
રવી ગુરૂ પરમાત્મા, નીગમ શાખ ભાગવત કહે ॥૫૬॥

એક અમલ આકારા, અચલ સર્વદા શાખી
સદગુરૂ ભાવાતીત, સેવ્ય ટાળી અભીલાખી

ત્રીગુણ રહીત ગુરૂદેવ, સદાય રહે મહા પ્રસન્ન
જ્ઞાન સ્વરૂપ નીજ બોધ, દેવ સમ્રથ જેમ કૃષ્ણ
બહુ પ્રતીત સતગુરૂ તણી, રાખી મન દર્શન કરે
ભવ રોગ ટાળે રવી, જન્મ જોન નહી અવતરે ॥ ૫૭ ॥

જોગ જુગત મંત્ર આની, રોગ જેમ હણે ધનંતર
બ્રહ્મ કમળ રહે સુરત, સતગુરૂ સદા સ્વતંતર
મોહન મુગત અતી હાસ, તાપ ત્રીવીધને ગોળે
ચંદ્ર કેના રહે વરસી, અખંડ અમૃત રસ પોળે
સતગુરૂ સરખા કો નહી, શારદ વર્ણવી ન શકે
બ્રહ્મ રૂપ થાયે રવી, જો ગુરૂ લક્ષ આવે તકે ॥ ૫૮ ।

શ્વેત અમર વીની શ્વેત, લેપન માળા પીતા સહીતા
વામ અંગે વશે શક્ત, શાંત કીધા દુ:ખ સહીતા
સુદગ હાસ વીનાસ, સહેજ સુરતી લઇ ધારે
શ્વેત ઇચ્છાયો આપ, સ્થાપી સૃષ્ટી વીસ્તારે
સર્વ અનુગ્રહ આતમ કરે, પંચ ભુત પ્રકૃતી જીવ
તે મધ્યે ભાગે રવી, સતગુરૂ સાચા શીવ ॥ ૫૯ ।

જયા સર્વ સંસાર, તાપે બહુ બળે અપાગ
વીહુવળ રહે દીન રેન, સ્વપનમે નહી કરારા
દાવાનળની લાય, ઉદ્દન અગ્નીના જોરા
સોના સમા શરીર, થાયે કાળા કાયેરા
શશી રૂપે સતગુર, રહ્યા, અમ્રતની ધારા ઝરે
પોગે પરમાતમ ગુરૂ, રવીદાસ સચરા ચરે ॥ ૬૦ ।

નીરાભાસ સ્વે શુદ્ધ, ઉપાધ ન રૂપ અંયામ
નીજ બોધ સદરૂપ, ગુરૂ પૂર્ણ પ્રકાશ
નમામી પુર્ણાનંદ, સકળ ભોવન ગુરૂ દ્રષ્ટી

નીરાલંબ નીજ તત્વ નીત્ય સતગુરૂ સમ વૃષ્ટી
દ્દષ્ટ એક તત પદારથે, મોક્ષ મારગ એક દષ્ટે રહે
સમદ્દષ્ટી સતગુરૂ રવીદાસ, કોઈ વીરલા લહે ॥ ૬૧ ॥

દીવ્ય દ્દષ્ટી ગુરૂદેવ, નહી કોય નહિ ગુરૂ પાંખે
જેહને ગુરૂનું ધ્યાન, તેહ શીખ રૂદીયે રાખે
ધરે પ્રેમ પરતીત, છુટે સર્વ જાત વહેવારા
અણુલીંગી અધ્યાસ, સોઇ શીષ્ય ગુરૂને પ્યારા
ઇશ વચન ઉમયા પ્રતે, દાખી ગુરૂ ગુરૂગમ મતી
રવીદાસ સતગુરૂને વરે, તે પરમારથ મહા મતી ॥ ૬૨ ॥

લેઇ શીખ થાઇ વીવેક, મસ્ત મુકે ગુરૂ ચર્ણે
તેહને થાય સદ્ય જ્ઞાન, ઉદાન પ્ર ાટે બ્રહ્મ અર્ણે
તીમીર મીટે તતકાળ, સંશે રહે ન તેહને
હોઇ બ્રહ્મ લોલીન, ગણે ન તન ધન તેહને
ગુરૂ ધરમ જે આચરે, વીચારે વીચરે સહી
રવીદાસ ગુરૂ સેવતા, નીજ ભક્તી નેણે લહી ॥ ૬૩ ॥

ગુરૂ ઉપદેશે મુક્તી, થાય ગુરૂ ચર્ણેજ ગ્રહીયે
પાળીયે ગુરૂનો ધર્મ શુદ્ધ વીચાર લહી રહીયે
ખંડીયે કર્મ અનીત, નીત કર્મ રૂદીયે ધારે
કરે ફ્લાદીક ત્યાગ, હુંય હરદેથી હારે
ઉનમાને કલ્પી કર્યું, કરી મને બહુ જ્ઞાન
જ્ઞાનસે રવી એક થયું, દ્વીત ભાવ નહી આન ॥ ૬૪ ॥

જ્યાં અનેક ગુરૂ એક, સ્થાવરહી જંગમ અનંતા
સતગુરૂની સત્તાય, માંહી બાહેર કરે સંતા
વ્યાપક વીશ્વાધાર, સેન કહી સતગુરૂ સ્વામી
કલા કલે નહી કોય, ગુરૂને અંહ નમામી

નમસ્કાર કરૂં તેહને, તત્વ માલ ગની શુદ્ધ
જ્ઞાન શક્તી પર બળ રવી, મહા દશા આરૂઢ ॥ ૬૫ ॥
મુક્ત મુક્તિ દાતાર, ચેરી બુધ ગુરૂ ગોસાંઈ
જીવ અજ્ઞાની બુધ, બોધ કરી જ્ઞાન દઢાઇ
અનંત જન્મનો કાડ, સંચીત બંધાયા ઘાટા
જ્ઞાન અગનીએ ખાખ, ભસ્મ થઈ ઉડયાં આંટા
સતગુરૂ મોટા માલમી, કોઉ ન જાણે મર્મ
રવીદાસ નીત નીત નમે, સનચીદ આનંદ બ્રહ્મ ॥ ૬૬ ॥
ગુરૂથી અધીક ન જપ, તપ તીરથ અરૂ સ્નાના
ગુરૂથી અધીક ન જોગ ભોગહી પુરે દર નાના
ગુરૂથી અધીક ન યજ્ઞ, દાન ગ્રહણુ દીયે અપારા
પહોંચે ન શુદ્ધ વીચાર, જ્ઞાન અરૂ ધ્યાન અચારા
મનાતીત રહે ઈશ ગુરૂ, પરમાનંદ સર્વ ભુત
નમો આદ્ય રવીદાસ કહે, સતગુરૂ મહા અવધુત ॥ ૬૭ ॥
સર્વ ધ્યાનમે પાર, મુલ મુરર્ત ગુરૂ રાય
પુજા મુલ ગુરૂ ચર્ણું, શ્રુતી સ્મૃતી કહી ગાય
મુળ મત્ર ગુરૂ વાકય, મુક્ત મુળ ગુરૂ કૃપાયે
ગુરૂ પુજા નિરદોષ, થાય સચ્ચીદાનંદ સહાયે
સાત સાગર તીરથ પ્રજંત, તે ફળ હોય અનંત
ગુરૂ ચર્ણોદક માંહે સર્વે, મળ્યા રાય કહે સંત ॥ ૬૮ ॥
સર્વ શક્તી વીશેષ, એમ ગુરૂનો મહીમાયે
તે મન વાણી બુધ,કહ્યો અરૂ વહ્યો ન જાયે
મુરખ ન ધારે મન, કરે સતગુરૂની નીંદા
ઘોર નરકમે પડે, રડવડે સુણ્યા કહે અધા
કલપ કાલ કહી વહી જતા, પુનરપી પામે દેહ
રવીદાસ કહે ગુરૂ નીંદક, ફરતા નાવે છેહ ॥ ૬૯ ॥

લક્ષ ચોર્યાશી માંહે, રડવડે પાપી પ્રાણી
કોટી કલપહી માંહી, પચત તેમાં અભીમાની
અઠાવીસ જે નર્ક, કપીલ માતા પ્રતી ભાખ્યા
ગુરૂ નીંદક જમ બાંધ, ઘોર નરકમે નાખ્યા
ઘરથકી તે છેવટલગી, ગુરૂનો લોપ જો નવ કરે
ગુરૂ જ્ઞાની રવીદાસ કહે, સુખે તહાથી ઉધરે ॥ ૭૦ ॥

પ્રાજ્ઞ માંહી જો હોય, શામ સાચી મુરજાદા
શીપ થઇ આધીન, ગુરૂ સું કરે ન બાદા
વાદે વણસે ગુરૂ ધર્મ સામા કોટી કર્ણ લાગે
જ્ઞાની કરે અહંકાર, શ્રીપતી તેહને ત્યાગે
વચન વાદ બહુ વીધ કરે, વળગે તેમ વીકાર
તે પ્રાણી રવીદાસ કહે, વહે ગધા હોઈ ભાર ॥ ૭૧ ॥

કરે સતગુરૂસું વાદ, રેખ રતી રહેન ભક્તી
ક્ષમા દયા વેહે જાય, પાપ વાધે પરવરતી
નીર્જલ અર્ણવ અશુધ, દુર્ગંધ જે કહેવાયે
તે દેશ જાય દુષ્ટ, જીવ તે બ્રહ્મ રાક્ષસ થાયે
મનસા પાય પનંગશે, જે હોય દેવ સદાય
રવીદાસ ગુરૂ લોપીને, બાળે ત્રીવીધી તાપ ॥ ૭૨ ॥

અકાળ મરતક હોય, દુરગતી પામે અંતે
ગુરૂ કરે રક્ષાય, કહ્યું સત શાસ્ત્ર સંતે
સુર મુની ગાંધર્વ જક્ષ, સર્વને રહી આશક્તી
ભોગે વગગ્યા સુર, જાણે નહી શ્રી ગુરૂ ભક્તી
સતગુરૂની સેવા વીધી, બ્રહ્મા ન લહે ભેદને
સુગમ ગુરૂ ગમીને રવી, ગમ નહી ચૌ વેદને ॥ ૭૩ ॥

ગુરૂ શ્રાપે ક્ષય થાય, મન તુ દેખ વીચારી

કર્યો સર્વ શ્રમ જાય, થાયે ભીખ્યા બલીહારી
શાબર મંત્રહી માંહે, મહા મંત્ર અતી સારા
૬ અક્ષર ગુરૂ રામ, સમરતાં ઉતરે પારા
સુરતી સ્મૃતી જાણીને બોલે સાચો મર્મ
સતગુરૂ એક સાક્ષાત છે, ઓર સકળ સ્ત્રી ભર્મ ॥ ૭૪ ॥

જાણે અજાણે અગની, બાળે જે સન્મુખ જાયે
નામ રૂપ હોય ભરમ, વાદ વાણી વીલાયે
જાણુ અજાણે વીખ, ગ્રાસે તુરતહી મરજાયે
જાણુ અજાણે અમર, પીયુષ પીવેથી થઇયે
જ્ઞાન સ્મૃતી એમ ઉચ્ચરે, જે ગુરૂની સેવા કરે
નહી વેશધારી સ્ત્રવી, પાખંડે પેટજ ભરે ॥ ૭૫ ॥

નીરાકાર નીત બ્રહ્મ, રૂપ ધરીયા સાકારા
દીપ દીપન્તર કોય, ગુરૂનો લહે ન પારા
સતગુરૂને પ્રસાદ, નીરખ્યા હરી રહીયા બીંતર
આત્મ એક અખંડ, તેમ ગુરૂ સદા સ્વતંતર
ભક્તી જ્ઞાન વૈરાગમે, ગયુ અજ્ઞાન સહુ વીસરી
રવીદાસ અજ આદ્ય દેર્ઈ, વ્યાપક આદ્ય ગુરૂ હરી ॥ ૭૬ ॥

આદ્ય અંત ગુરૂદેવ, અરૂપ રૂપ થાવર જંગમ
કરૂં પ્રણામ ગુરૂ તેજ, શીવ શક્તા હાસ સંગમ
બ્રહ્માસ્મી જે વસ્ત, અસ્ત ઉદય નહી થાયે
એ સમસ્ત સાક્ષાત, મળે સતગુરૂ કૃપાયે
પલ પલમેં વંદન કરૂં, ગુણાતીત આનંદ
રવીદાસ ક્ષણ એકમેં, ગુરૂ મીટાવે ફંદ ॥ ૭૭ ॥

પુરણ પુરૂશોતમ, આવી રૂપ ધર્યા આકારા
ગુણ રહીત ગંભીર, સર્વ ગુણ ભર્યા અપારા

પરાતપર ગુરૂધામ, બ્રહ્મ નીત્યાન દ સ્વામી
જેહુ રૂદય આકાશ, પ્રકાશ સ્ફાટીક બહુ નામી
શ્વેત રૂપ સ્ફાટીક મણી, દરપણે ભાસે રૂપ,
સોહુ' આત્મા સતગુરૂ, રવીદાસ ચીદ્રુપ ॥ ૭૮ ॥

આપે આન'દ રૂપ, કરે સ્પર્શ ગુરૂ સારા
અ'ગુષ્ટ સમાન આકાર, પરમ ગુરૂ પુરૂષાકારા
તે સત્ય સો ચીતરૂપ, ભાવે કરી ચૈતન આદી
તેની આ સત્યાય, ભર્યાં અજ હુદ અનાદી
આવણુ નહી જાવણુ નહી, મરણુ નહી ઉતપત
રવીદાસ ગુરૂ નીરમલા, સદા સદોદીત સત ॥ ૭૯ ॥

ઉત્પતી સ્થીતી અરૂનાસ, સર્વ વર્જીત ગુરૂ બ્રહ્મ
માયા રહીત ઉદ્યોત જ્યોત ત્યા છોત ન કર્મ
અવેવ રહીત અસ ગ, જેમ રજવાન આકાશા
નામ રૂપ વણુ નામ, સતગુરૂ સર્વા વાસા
અગમ અગોચર નીગમ કહે, શબ્દાતીત સતગુરૂ કલા
શબ્દે કરી જણાય નહીં, ઓળખે રવી નવ વઘેબલા ॥ ૮૦ ॥

જેમ કપુર માંહી બરાસ, જેમ ફુલ માહી સુગ'ધા
તલ મધ્યે જેમ તેલ, તેમ વ્યાપક નીર ૬ દા
નેહે કામી નરવાણુ, નીત આત્મા સુભાવા
સ'ભવે નહી સપના, બ્રહ્મ મે ભાવ કભાવા
પ ચ ભુત વીલસી રહ્યા, ગુરૂ તેમાં તાદ્રસ વસે
ક્ષોભ કયાંહી પામે નહી, રવી પારસ જ્યા ઉપમે ॥ ૮૧ ॥

મુખ સશી કોટી સમાન, નેણુ શોભીત અતીસારા
સર્વ નીવારણ દોષ, ગુરૂ મહા અતી ઉદારા
જે ઓળખે ગુરૂ એક, શાસ્ત્ર સર્વ જાણે શુ' થાય

દુર્લભ સતગુરૂ નામ, મંત્ર જપ સતગુરૂ રાય
તતક્ષણ ટાળે તાપને, કૃપા દ્રષ્ટી સતગુરૂ કરે
રવીદાસ જીવ અનાથસો, ભવ સાગર મેહેજે તરે ॥ ૮૨ ॥

ગુરૂ શબ્દ તે બ્રહ્મ, પ્રતીત જો પુરણ આવે
ગ્રહે શબ્દ નર બંધ, જેની સ કટમે નાવે
કરે વીશ્વ વિલાસ, ગુરૂને દમે ન માયા
સતગુરૂ આપ અરૂપ, સગુણ ધારી સત કાયા
કોટી જનમના સચીત તે, અઘ ઓઘ સતગુરૂ હરે
નીયમ એક રવીદાસ કહે, ધારણ જો ગુરૂની ધરે ॥ ૮૩ ॥

નીશ્ચલ સતગુરૂ નામ, કરૂં નીત નમસ્કાર
કુમંત્ર અનંત અવતાર, પલકમે કરે ઉધ્ધાર
ત્રીકાલ જ્ઞાની જોઇ, શરણ સત ગુરૂને રહેવું
જીવનું કારજ થાય, વચન તે તેહનું ગ્રેહવું
અષ્ટાંગ જોગ લક્ષને લજે, શુધો શીપ તે નીપજે
જેમ મધુકરને કમલસું, પ્રીત રવી કરી નવ તજે ॥ ૮૪ ॥

એમ સતગુરૂ સું પ્રીત, રીત રાખે શીશ કોઇ
મન વરતી ગુરૂપાસ, ભ્રમર દ્રષ્ટાંતે સોઈ
સત શાસ્ત્ર સતસંગ, કરે મો નીત્ય અભ્યાસા
તરવા સુલભ સંસાર, કરે ગુરૂની અરદાસા
જે શીશને આવ્યો અધીક, સતગુરૂને અધીકાર
સ્મરણ કરત સંકટ મીટે, રવી સતગુરૂ કરતાર ॥ ૮૫ ॥

જેને ગુરૂને ઇષ્ટ, તેહ શુચી તીજ દાશા
તેથી અધીક ન કોયે, એમ કહે પ્રતીક બલાસા
સુખનું ધામ ગુરૂ ચર્ણુ, સુકીત એથી નહી બીજા
સતગુરૂને ઉપદેશ, સાધુ કોટી કહી સાજા

જ્ઞાન પ્રકાશ સદા રહે, ગુરૂ સેવા પ્રાપ્તિ હવી
કેવળ ફળ ભક્તી તણું, તે નીશ્ચે પામે રવી ॥ ૮૬ ॥

જેણે વર્યાં ગુરૂદેવ, તેથી અધીક ન કોઇ
કહી ન શકે વેદ, ભારતી થાકી સોઈ
વસ્તુ ગતે વ્યાપક, કહ્યો મુદ્રા મુળ મંત્રે
ગુરૂ ગોવીંદ તે એક, સકળમે રહે સુ તંત્રે
દીદારે સર્વ દુ:ખ મટે, જાય સમુલા પાપ
રવીદાસા શાસ્ત્ર વદે, સતગુરૂ પોતે આપ ॥ ૮૭ ॥

ગુરૂ શું નાહી સનેહ, તેની દેહ તે મુડદા
ગુરૂ શું નાહી સ્નેહ, તેહને આડા પડદા
અસુચી બુદ્ધી મસાણ, તાપ ત્રણ માંહી જલાવ્યા
જીવ ન પામ્યો મુક્ત, રોઉ રોઉ નરક પચાવ્યા
અસંખ્ય જુગ તે તેહમાં રહ્યો
શુકર કુકર ખર તન ધર્યો
રવીદાસ કહે શીશ અધમ, સત શબ્દમે નહી ઠર્યો ॥ ૮૮ ॥

પાખંડી પાપીષ્ટ, જેહની નાસ્તીક બુદ્ધી
મહેલું જેહતુ મન, સ્રીય લંપટ નહી શુદ્ધી
દુરાચારી અતી ભ્રષ્ટ, ઘોર કર્મના અધીકારી
ખલને ખલસેં પ્રીત, કરે પર નીંદા ભારી
ક્રોધ મોધ લોભી બહુ, સતગુરૂને દંભી કહે
રવીદાસ સત શાસ્ત્ર વદે, તે શીષ ચોર્યાસી વહે ॥ ૮૯ ॥

નીંદક નીલંજ નીષ્ટ, લુબ્ધ જ્ઞાને કરી બોલે
વાદ કરે સર્વ સાથ, ઘરહી ઘર ભટકે ડોલે
બોધ કરે દ્રઢ બંધ, જીવ સંપટમે આણી
અણુછતા થાયે દોષ, સંતને પાય ન પાણી

ગુરૂની દક હોઈ ગુરૂ ફીરે, પક્ષ રાખે પાપી તણી
રવીદાસ એવા લ પટ, એકે ગત નહી તે તણી ॥ ૯૦ ॥
પરમારથની વાટ, પાડે ગુરૂ વિમુખ અભાગી
સામાં મારે ઠાઠ, શબ્દના અ તર આગી
ઠરે નહી સત શબ્દ, હ દ રૂદય મહા કાતી
માન ત ગી મન મોહ, રૂદય મદ મચ્છર બ્રાતી
કીત દુબધ્યા ગુરૂ દ્રોહમે, યહુ લક્ષણુ મહેજે વસે
રવીદાસ કહે મુ ઢ મતી, કાળ અહો રાત્રી ગ્રસે ॥ ૯૧ ॥
પરમારથ તનચીન, ભીન્ન નહી ગુરૂ મોરારી
જેમ જામ્યા જલ હેમ, તેમ સતગુરૂ દેહ ધારી
ગુણાતીત ગુરૂ દેવ, મેળ્ય એક ચીતે ભાઇ
ગુરૂ કરે આપ સમાન, જન્મ અરૂ મરણુ મીટાઈ
વીષ્ણુ શીવ અજ ગુરૂ તણી, અસ્તુતી કરે સદાઇ
રવીદાસ સતગુરૂ સમર, કીમત અનત પવાઈ ॥ ૯૨ ॥
ગુરૂ વિષય વશ, હોય લ પટ અતી લોભી
નીદ્યા રાગને દેષ, આચરે વાણી અશોભી
સ્વારથ બુદ્ધી ભ્રષ્ટ, કરે વેસ્યા સ ગ પ્રીતી
લીયે અભક્ષ્ય ભક્ષ, ચાલે બહુ ચાલ અનીતી
દેખાડે અવગુણુ બહુ, તો પણુ શીષ સરધા ધરે
રવીદાસ સેવક સુચી, અનેક જીવ લઈ ઓધરે ॥ ૯૩ ॥
મચ્છ રૂપ ગુરૂ દેવ, ભવ સાગર રહે અગધા
સતગુરૂ કલાકો રંભ ઉલટ છ દ્રી નીરછ દા
સતગુરૂ વારાહ રૂપ, પૃથ્વી નાભી સ્થીર સ્થાપી
સતગુરૂ નર સંગ દેવ, દાસને ભક્તી આપી
મન માયા હરણુ સબ, પેટ ફાડ પ્રાજે કર્યાં
રવીદાસ સેવક સુચી, નીજ ભાવે સતગુરૂ વર્યા ॥ ૯૪ ॥

લોભી સતગુરૂ હોય, જાણુ વામન અવતારા
ક્રોધી સતગુરૂ હોઇ, ઘેર ફરશુરામ પધાર્યાં
સાત્વીક શ્રી રઘુનાથ, અમૃત મય સતગુરૂ વાણી
ગર્વ રાક્ષસને હણી, શાંતી સીતા ઘેર આણી
કામી સતગુરૂ દેવને, શ્રી કૃષ્ણ જાણી વરે
રવીદાસ અવગુણ તજી, ગુણ ગ્રહે સો સેવક સરે ॥ ૯૫ ॥

શીષ ચીન્યા નીજ મુલ, એક સતગુરૂ મહારાજા
મધ્ય સરૂપે લીન, વૃથા સર્વ કાજ અકાજા
લેવા બુદ્ધી પરખાય, વાણી બોલે ગુરૂ ઉંધી
સમજી સુધારૂપ, શીશ લેવે કરી સુધી
જુજવી બુદ્ધી જગતમે, કલીયુગ કારણ એહ
રવીદાસ સો શીશ ભલા, ભીતર ન રહે સદેહ ॥ ૯૬ ॥

સતગુરૂ નેહે કલંક. લાગે નહી કાંઇ
જીહ્વા લેઇ સર્વ સ્વાદ, લેશ વળગે નહીં ત્યાંહી
હિન્દુ મુસલમાન, એક સાહેબ કરતારા
એક પીલાયે અશન, ટેક એહ મેક આચારા
પરમ હંસ સતગુરૂ દશા, કર ગ્રહી રાખે ત્યાં રહે
શુક્ર પાન જેમ પવન ગત, રવીદાસ કોઇ શીષ લહે ॥ ૯૭ ॥

તરો સુલભ સંસાર, કરો સતગુરસે પ્રીતી
અવગુણ છોડી સજો, ભાવ ભક્તી રસ રીતી
ગુણ હોય અપરંપાર, એક અવગુણ રહે સંગા
કર્યું પરમારથ જાય, હોય ભક્તીમાં ભંગા
સુજે અવગુણ આપણા ઢીત ન દેખે કયાહી
રવીદાસ શીષ નીરમલા, સતગુરૂ પકડે બાંહી ॥ ૯૮ ॥

શીષ કહે ગુરૂદેવ, એક મોહે સ શે ભારી
કલીયુગ મોટા એક, ભક્ત ગુરૂના અધીકારી
મન માયામે બ ધ, પડયો વીકરે બહુ ભ્રાતી
સતગુરૂ કેરા દોષ, રોષ દેખે ભય ભ્રાતી
ત્યાગ વીના છુટે નહી, હુ તુ માયા નાહાર
રવીદાસ ગુરૂ જ્ઞાની વીના, શીષ્ય ન હોય ભવપાર ॥ ૯૯ ॥

ભલુ વીચારી શુધ્ધ, પ્રશ્ન પુછ્યુ તે ભાઇ
સ્વારથી ગુરૂ સ સાર, ફરે ઘર ઘર ભરમાઈ
બેસી દીયે પ્રબોધ, એક રોગીને શાટે
સજ થઇ ફુ કે કાન, ચાને ગુરૂ બારે વાટે
ક ઠી બાધે ક ઠમા, પૈસાની પચાસ
રવીદાસ એ ગુરૂ થકી, મટે ન મોહનો પાસ ॥ ૧૦૦ ॥

સુણુ સતગુરૂનુ રૂપ, બુધી બાળક સમ વરતે
હર્ષ ન વ્યાપે શોક, દેખે સમ સરતે નરતે
ક્ષમા શીત સ તોષ, શાતી ગુણ રહે સદાઇ
કનક કામની ભરમ ત્યાગી રહે ઉન્મુની માઈ
પરમારથી ગુરૂ પ્રેમમે, સહેજ બોધ શીષ્યને કરે
રવીદાસ આપા મધ્યે, આપ ગુરૂ સચરા ચરે ॥ ૧૦૧ ॥

પરમારથ ની ૮ રૂપ, સાર સતગુરૂ અવીનાશી
નર નારી મધ્ય આપ વીશ્વમે રહે વીનાસી
નીરાન બ નીરવેર, સહજ વીમરે નીસ પ્રેહા
સ મ ત્યાગ ન રાગ, દેહથી રહે વદેહા
પરમારથ રૂપ સતગુરૂ, ચીને શીષ્ય સુજાણુ
રવાદાસ સત સ ગથી, પામે પદ નીરવાણુ ॥ ૧ ૨ ॥

ગુરૂ મહીમા નીજ સાર, શ્રુતિ રૂપીનુ પ્રત ભાષ્યા

શીવે કહ્યો ગુરૂ ધર્મ, દેવીએ રદીએ રાખ્યા
વૈકુંઠથી ઉપમાન, ફેરીઆ સુકજી જેવા
સતગુરૂ કર્યા જનક, શીષ્ય થઇ કીધી સેવા
વ્યાસે ગુરૂ નારદ કર્યા, નારદે મચ્છી માર
રવીદાસ સતગુરૂ વીના, ભમ્યા સકળ સંસાર ॥ ૧૦૩ ॥

ઈતી શ્રી ગુરૂ મહાત્મ અંગ સંપુર્ણ.

---

## અથશ્રી અશુધતા ભાવકો અંગ પ્રારંભ.

જગત ગરજકા યાર, સ્વારથે કરે સનેહા
ઠાડા રહે કરજોર, અપંહી તનમન ગ્રેહા
સજ્યા દીએ સમાર, હસ્ત દોઉ પાંઉ પખારે
બેઠે અદબ સહીત, ગુરૂ ગોવીંદ સમ ધારે
શાસ્ત્ર જ્ઞાન અનુભવ સહીત, શબ્દ સરોતર રૂચી ગ્રહે
જબ હીણુતા ઉપજે રવી, અવગુણ ધરી ન્યારા રહે ॥ ૧ ॥
પ્રથમહી પ્રીત બઢાવે, નેન અતી આંસુ ઢારે
મલીન વચન કહે દીન, દેખ તન મન ધન વારે
પ્રશ્ન કરે ગુરૂસંત વીલપી, બહુ વીહવલ હોઈ.
કબહુ મીલોગે આય, મારકર જાનહો મોઇ
રવીદાસ એસે ગલીત, ભાવ આણી શેવ સ્નેહ
જબ કછુ આવે હીણુતા, અવગુણ ધરી ન્યારા રહે ॥ ૨ ॥

શીષ કહે ગુરૂદેવ, એક મોહે સ શે ભારી
કલીયુગ મેકો એક, ભક્ત ગુરના અધીકારી
મન માયામે બ ધ, પડયો વીકરે બહુ ભ્રાંતી
સતગુરૂ કેરા દોષ, રોષ દેખે ભય ભ્રાતી
ત્યાગ વીના છુટે નહી, હું તું માયા લાહાર
રવીદાસ ગુરૂ જ્ઞાની વીના, શીષ્ય ન હોય ભવપાર ॥ ૯૯ ॥

ભલું વીચારી શુદ્ધ, પ્રશ્ન પુછુ તે ભાઇ
સ્વારથી ગુરૂ સંસાર, ફરે ઘર ઘર ભરમાઈ
બેસી દીયે પ્રબોધ, એક રોટીને શાટે
સજ થઇ ફુ કે કાન, ચાલે ગુરૂ બારે વાટે
કંઠી બાંધે કંઠમાં, પૈસાની પચાસ
રવીદાસ એ ગુરૂ થકી, મટે ન મોહનો પાસ ॥ ૧૦૦ ॥

સુણુ સતગુરૂનું રૂપ, બુદ્ધી બાળક સમ વરતે
હર્ષ ન વ્યાપે શોક, દેખે સમ સરતે નરતે
ક્ષમા શીલ સંભેષ, શાંતી ગુણુ રહે સદાઇ
કનક કામની ભરમ, ત્યાગી રહે ઉન્મુની માંઈ
પરમારથી ગુરૂ પ્રેમમે, અહેજ બોધ શીષ્યને કરે
રવીદાસ આપા મધ્યે, આપ ગુરૂ સચરા ચરે ॥ ૧૦૧ ॥

પરમારથ નીજ રૂપ, સાર સતગુરૂ અવીનાશી
નર નારી મધ્ય આપ, વીશ્વમે રહે વીલાસી
નીરાવ બ નીરવેર, સહજ વીસરે નીરા પ્રેહા
સ ગ્રહ ત્યાગ ન રાગ, દેહથી રહે વીદેહા
પરમારથ રૂપ સતગુરૂ, ચીને શીષ્ય સુજાણુ
રવીદાસ સત સ ગથી, પામે પદ નીરવાણુ ॥ ૧૦૨ ॥

ગુરૂ મહીમા નીજ સાર, શ્રુતિ રૂપીયું પ્રત ભાખ્યા

શીવે કંધો ગુર ધર્મ, દેવીએ રદીએ રાખ્યા
ચૈકુ ઠથી ઉપમાન, ફેરીઆ સુકજી જેવા
સતગુર કર્યાં જનક, શીષ્ય થઇ કીધી સેવા
વ્યાસે ગુર નારદ કર્યા, નારદે મચ્છી માર
રવીદાસ સતગુર વીના, ભમ્યા સકળ સ સાર ॥ ૧૦૩

ઈતી શ્રી ગુરૂ મહાત્મ અંગ સપુર્ણ

---

## અથશ્રી અશ્રધતા ભાવકો અંગ પ્રારંભ.

જગત ગરજકા યાર, સ્વારથે કરે સનેહા
ઠાડા રહે કરજોર, અર્પંહી તનમન ગ્રેહા
સજ્યા દીએ સમાર, હરત દોઉ પાઉ પખારે
બેઠે અદબ સહીત, ગુર ગોવીદ સમ ધારે
શાસ્ત્ર જ્ઞાન અનુભવ સહીત, શબ્દ સરોતર રૂચી ગ્રહે
જબ હીણુતા ઉપજે રવી, અવગુણ ધરી ન્યારા રહે ॥ ૧
પ્રથમહી પ્રીત બઢાવે, નેન અતી આસુ ઢારે
મલીન વચન કહે દીન, દેખ તન મન ધન વારે
પ્રશ્ન કરે ગુરૂસત વીવધી, બહુ વીહવન હોઈ
કબહુ મીલાગે આય, મારકર જાનહો મોઈ
રવીદાસ એસે ગનીત, ભાવ આણી શેવ સ્નેહ
જબ કછુ આવે હીણુતા, અવગુણ ધરી ન્યાગ રહે ॥ ૨

દુનીયા કેરા ભાવ, એક અચરજ હમ દેખા
હરખહી શેવા ભક્તી, માંહી સ્વારથકી રેખા
ગરજે કરતહે અરજ, ગરજ વીન અરજ ન ફાવે
મન રાખી કરે વાત, મુરખ મસ્તકહી નમાવે
રવીદાસ આધીન હોઇ, સદા સેવક હરી મુખ રહે
જબ કછુ આવે હીણુતા, અવગુણ ધરી ન્યારા રહે ॥ ૩ ॥

સતગુરૂકા મત અચલ, જગતમે પરખ્યા નાહી
નારી પુરૂષ દોઉ વસે, વીશેષે મન મીલાઈ
ચી થરીઆ હોઈ સ ત, ભક્ત જાની ઘર આયા
મુખ ન બોલે બોલ, મનખા જનમ ગમાયા
અન્ય આપે આદર વીના, પરમારથ બુધી ના લહે
રવીદાસ ભક્તી રહીત, અવગુણ ધરી ન્યારા રહે ॥ ૪ ॥

દેખા દેખી ભક્તિ, જકત બહુ વીધી આદરહી
ગાન તાન ગુલતાન, શીશ લે ચરણે ધરહી
બોલે દીનતા વેણુ, પાસ દીન રાત્રી આવે
સેવા વીના વીવેક, કરત બહુ પ્રીત બઢાવે
પલક પલક પલમે બહુ, હેરત રહે સંતકી ગલી
કષ્ટ પડયો રવીદાસ કહે, છાડે અહી જ્યું કાંચલી ॥ ૫ ॥

ગાવે નીરગુણ જ્ઞાન, પ્રેમકી બાત ન જાણે
કરે વીષયકા ભોગ, બેન જ્યું જોડયા ઘાણે
લહેન વાવેક વીચાર, મન પોતાની તાણે
કહેગે ખડી ગુપ્ત, અર્થ અનુભવકા આણે
વાતુ કરે બનાય કે, ભરમ કોટ વાતો કહે
જન રવી આવે હીણુતા, અવગુણ ધરી ન્યારા રહે ॥ ૬ ॥

બોલે મીઠી વાત, મી ટ જેમ મીની માણે
માન્ય ધરે લઘુ આહાર, જુકતમા જમતા ભાણે
સ ત મળે જબ ચાર, બ્રહ્મકા ભેદ બતાવે
દયા દષ્ટ વર્જીત, લક્ષ એહી ઠેહેરાવે
પ્રીત કરે જલ મીન જ્યુ ! વિછરે ને નહી જલ છહે
જબ ઉપજે હીણતા રવી, અવગુણ ધરી ન્યારા રહે ॥ ૭ ॥

સતગુરૂ આવે દ્વાર, આરતી અખ ડ ઉતારે
કરે સ તસુ પ્રીત, ગુરૂ ગોવીદ સમ ધારે
પગ ગે પધરાય, વાય વીઝને કર ઢોરે
સંત કરે જબ યાદ, છજી મહારાજહી બોને
હાથ જોડ સન્મુખ રહે, સ ત કહે સોઠ કરે
વપત્ય પડે રવીદાસ કહે, વીરલા ભકતીમે ઠરે ॥ ૮ ॥

ચોમાસાકી નદી, પુર બહુ વહે અખુટે
ગ્રીષ્મ સે વીનાય, સર જ્યા ત્યાથી તુટે
કરે આદરી ભકતી, પછે પાછી પડી જાયે
રતી ન રહેવે પ્રેમ, જેમ છીલર સનીતાગે
ભાવ મુવા ભકતી ગઇ, સુખ દર્શતા તેહ
રવીદ સ ત્યાહા ના જઇએ, જ્યા નહી પ્રેમ સનેહ ॥ ૯ ॥

સુણો જકતાકી રીત, હરખહી કરે હીશોરા
ટાક ન ટલે કપટ, લ પટ મીલ બેઠહી ચોરા
હરખ શોક અજ્ઞાન, સ તકો શબ્દ ના ભાવે
સુખ સપનાગે નાહી, દુ.ખમા દીન ગમાવે
આપ ભકતી નહી આદરે, પર દેખત જલતા રહે
રવીદાસ કહે કનીષ્ટ બુદ્ધી, નર્ક જાયે નીગમ કહે ॥ ૧૦ ॥
॥

જ્યાં પ્રીત ત્યાં વેર, વેર ત્યાં પ્રીત ઠહેરાયે
સતગુરૂ મલીયા હોઈ, સાન સહેજે સમજાયે
મુલ લહે જડ મુંઢ, ઇને જેહે જીવ ભાવા
ક્ષુધા પીપાસા ઉષ્ણુ શીત વ્યાપે નીત ચાવા
ગયે શોક આવે હરખ, પલ પલમે અવગુણ ધરે
ઉલટ ભેદ રવીદાસ કહે, અર્થ હી બુઝે સો તરે ॥ ૧૧ ।

ઈતી શ્રી અશુધ્ધતા ભાવકો અંગ સંપુર્ણ.

## નામ મહીમાકો અંગ.

રામ નામ નીજ સાર, રામ ગુરૂ અખંડ ઉજાગર
રામ નામ નીજ ટેક, રામ સુખહી કે સાગર
રામ ગરીબ નવાજ, રામ સબ દુઃખ કે ભંજણુ
રામ પરમ કૃપાળ, રામ અરી દલકે ગંજણુ
સુન સનેહી રામ ભજ, તજ માયા વીષય ફોજકું
રવીદાસ એક નામસે, માણુ અખંડીત મોજકું ॥ ૧ ।

રટયા રામ કબીર, નામસે ભયા લો લીના
શાહ સીકંદર બોલાય, પલક પલ પરચાદીના
તોય ન ડુબ્યા તન, આપ અગ્ની નહી જલીયા
રામ નામ પ્રસાદ, હસ્તી મુક પીછા ખલીયા
ભયે નીશંક મન જીતકે, નામ નીશાનહીં બાજીયા
રવીદાસ એક નામમે, સકળ જક્ત ભય ભાજીયા ॥ ૨ ।

સુણો પુરાતન શાખ, નામ પરતીત ન જાઈ
ગજ ગુનકા ઓર ગીધ, નામ નીજ ભયે સહાઇ

વ્યાધ ઉલટા સુલટ, હરખ વેમાન બેઠાઈ
અજામેલ મહા દુષ્ટ, તુરત વૈકુંઠ પઠાયે
પ્રીત પ્રેમ વ્રજનાર, નેમ કંસ મારન કીના
મહા ક્રોધી શીશુપાલ, અંતહી પરમ પદ દીના
રામ નામ સત શબ્દ હે, સત સંગ તહી સઘ કુળે
રવીદાસ નામ ઔષધી, રોગહી ભવસાગર ટળે ॥ ૩ ॥

નામ નીરંજન દેવ, ભેવ જાણે શીવશંકર
રાત દીવસ લો લાય, રામ નામ નીજ અક્ષર
ઉમાકુ ઉપદેશ કીયા, છુટા સબ શુલા
રામ નામ નીજ સાર, તત્વ સબહીકા મુલા
રામ રઘુવંશી સકળ, અખીલ રૂપ આનંદહે
રવીદાસ એક નામ બીન, સોઇ સકળ જુગ ફંદહે ॥ ૪ ॥

જય શબ્દ જુગ જીવન, શીવ સબ સૃષ્ટ ઉપાયા
રેરા રમતા રામ, મમાનીજ બ્રહ્મકી માયા
જીવ કહે જે રામ, નામસે અઘ સબ ભાગે
શ્વાસો શ્વાસા રટન, સ્વપનમેં સુતાં જાગે
જય શ્રી રામ મુખ ઓચરે, હરદા માહી હેતે કરી
રવીદાસ તત ચીનતા, જેની જન્મ નાવે ફરી ॥ ૫ ॥

ગો કહેત હે પૃથ્વી, ગો ઇંદ્રી મન ધેનું
ગો સકળ ત્રિલોક, ગોચર અચરહી ગ્રેહેનું
વવા વ્યાપક હે સૃષ્ટ, ઇષ્ટ અનેક હે વાકા
દરસે દરસકી આપ, નીગમ નેતી કહી થાકા
ગોવીંદ નામ ઉચારતા, પાપ સકળ પ્રલય કરે
રવીદાસ ધન સંતસો, કહે વ્હેવરાવે સોતરે ॥ ૬ ॥

સેજ સમાધી ટેક, ટેક વીન મંદીર દેખ્યા

ખીન ટાંકીકા દેવ, રૂપ વણ રૂપ વીશેખા
વીન મુખ બોલે વેણ, દેહ વીન અમર કાયા
વીન જલ સબ હરીયાલ, વરખ વીન શીતળ છાયા
કારણ કોઈ લહે નહી, સતગુરૂ મેરમ સોખરા
રવીદાસ ઉસમે ગરક, સકળ રામ સુભર ભર્યા ॥ ૭ ॥

રામ એક અવીનાશ, જેહ દશરથ તન ધાર્યા
સોહં સદા પ્રકાશ, પરમ તત જોત ઉજારા
ધરણ ગગન નહી સુર, નુર જહાં રામ બીરાજે
સોઈ નંદ ઘર ગોન, વૃજ ગોપી છંદ છાજે
અજમ ખ્યાલ અવીનાશીકા, કોણ લહે સતગુરૂ પખે
રવીદાસ કહે નામ સત, નામ રટ નામી લખે ॥ ૮ ॥

હે રઘુવંશી રામ નામ, શ્રીસોડી તારણ
દીયા બીભીશણ રાજ, દુષ્ટ રાવણ સંઘારણ
અંગદ ઓર સુગ્રીવ, નીલ નલ જાંબુવ તા
હનુમાન શીર મોડ, વાલી ચંકુંઠહી પહોતા
શીવરીકો મહીમા અતુલ, નીર ગંગ નીરમળ કીયા
રવીદાસ નીજ ભક્તીસે, નીય જાનકુ નીજ પદ દીયા ॥ ૯ ॥

ગૌલોકી ગોવીંદ, અક્ષર બ્રહ્મ આનંદ કારી
ખેલે બાલ મુકુંદ, રમણ રસ કુંજ બીહારી
સોળ સહસ્ત્ર અટ શત, ગોપ વધુ સદા સોહાવે
બાવન વરસ અગીયાર, કાની રસ પ્રેમ લીલાવે
નટવર વેશ લીલા ધરી, અખંડ રાસ વૃજ મેં કીયા
રવીદાસ સો રસ ગ્રહી, રસહી રૂપ આપે ભયા ॥ ૧૦ ॥

રટણ રટે દીન રાત, રામ રહે છીપ્યા અંગે
શ્વાસો શ્વાસ લપટે, સુરત નીસાણા ડગે

રસનાથકી લક્ષ, ઉઠે નાભીસે રેરા
રૂદે કમળ પ્રકાશ, થાય ધુન અનહદ ઘેરા
અમૃત ધારા વરસે, અખ ડ પરમ જ્યોત ઝલક ત
રવીદાસ મહા તેજ મે , મળી રહ્યા મહ ત ॥ ૧૧ ॥

નામ વીના જે જ્ઞાન ઘૃત વીન અશન અસુચા
વસ્ત્ર વીના જેમ દેહ, નાક વીન શોભે ન બુચા
વાસ વીના જેમ પુષ્પ, જેમ મીસ્રી વીન ખીરા
વીના ચઢે જ્યુ કમાન, લગે ન સન્મુખ તીરા
જ્ઞાન દીપ વૈરાગ શશી, જોગ અર્ક સમ જાણીયે
રવીદાસ કહે નામ સહીત, ભક્તી મણી પ્રમાણીયે ॥ ૧૨ ॥

જ્ઞાન પ્રગટ ભયો —
સત હીરોમણી અ ધ, ર ગહી ચઢયો અપારા
નીરભય પદ નીરવાણુ, સત શબ્દ નીરતારા
એહ કમીર અવતાર, યાહી કલીયુગમે કહાવે
દુખધા ડારી દુર, બહોર નીકટ નહી આવે
એક અક્ષર પહેને હતો, સો અક્ષર અમ લીયો
રવીદાસ ભાણુ પ્રસાદસુ, પુરણુ જ્ઞાન પ્રગટ ભયો

ઈતોશ્રી નામ મહાતમકો અ ગ સ પુર્ણ.



# સંત લક્ષણકો અંગ આરંભ.

## શીષ્યો ઉવાચ

શીષ્ય કહે ગુરૂ દેવ, પ્રશ્ન એક ઉપજ્યો મનને
તુમહી છોડાવણ હાર જાત, સંશય સબ છીનમે
સત વત સર્વ વદે, સતનુ લક્ષણ કહીયે
કોણ ચાલ કોણ ચેત, કોણ નીસ સ્વભાવ લહીયે
સત અનત સંસારમેં, અનત ભાતી મત વાણ
રવીદાસ અસ્તુતી કરી ભજે, કહો ગુરૂ સત પ્રમાણ ॥ ૧ ॥

## ગુરૂ ઉવાચ.

સુણ શીષ્ય શુદ્ધ વીચાર, સત મહીમા અતી ભારી
સુરનર મુનીજન આદ્ય, સત શ્રવણ ના અધીકારી
ખટ દર્શનમે વાદ, માહો માહી અહંકારી
નહી પ્રેમ પહેચાન, સતસુ ખમતા અપારા
ગુણાતીન ગંભીર જન, પરમ પદ પ્રાપ્તી કરે
રવીદાસ સત સેવના, જન્મ જાય નહી અવતરે ॥ ૨ ॥

જોગ જપ અને દાન, તપ તીરથ વ્રત નહાના
સુચી પાઠ જમ નેમ, કરે ગંગોદક સ્નાના
સાધન સાધે તત્વ, ફળે અણીમાદીક સોઈ
સ્વર્ગ મૃત્યુ પાતાળ, જાય આવે ગમ હોઇ
વચ સીધી બહુ દીવી બન, નીગમ આખ્ય સનગુરૂ વદે
સત સેવન ભક્તી વીના, રવી સાહેબ ન વસે રૂદે ॥ ૩ ॥

નારદ પ્રત્યે અવીનાશી, શ્રી મુખ વચન ઉચારા
તનમન અર્પી પ્રાણ, સત રહે જુગમે ન્યારા
મમ માયા બળવાન, સતને જડવત ભાસે

બ્રહ્મા મુખ ચોહો વેદ, સ તની લખ ન આશે
અંતર નહી નીજ સંતસું, મારા આતમ પ્રાણ
મારી દેહ રવી સ તની, એમ કહે સારંગપાણ ॥ ૪ ॥

પરમ દયાળુ સ ત, આપ અમાની કહાવે
દીયે સર્વને માન, મીત્ર શત્રુ સમ ભાવે
નીરાલબી નીરકહે, રહેત સ ગ્રહ સ ત સાચા
મમતા નહી અહંકાર, ભજનમા રહે નીત્ય રાંચા
અપાર સાગર ભવ અખુ, બુડે જીવ અનત
નૌકા રૂપ રવી એહ, તારણ હારા સંત ॥ ૫ ॥

ક્ષમાવ ત અદ્રોહ, દ્વંદ સ ત સકળ સમાવે
દ દથી રહીત અચ ત, નીરંતર રહે નર દાવે
ઉડા અતી ગ ભીર, ધીર હરી સ્મરણે શુરા
ગરક રહે ગુલતાન, રાખે મન અનહદ તુરા
સહેજ સ ત ચરચા કરે, સુણે તજી દેહ અભીમાન
અધ અજ્ઞાન તીમીર મટે, પ્રગટે રવી રૂદે જ્ઞાન ॥ ૬ ॥

કરી સર્વ સ ગ ત્યાગ, દ્રઢ મો ગ્રહે સત મ ગા
સાધુ કીપા નીધાન, સદા વરતે એક રંગા
પર ઉપકારી સ ત, કોઈ જીવને નહી નીદે
ખમી આપ ઉપહાસ જાણી વ્યાપક હરી વ દે
રૂદય શીતળ સાપતી ગુણ, ભક્તી ધર્મ દ્રઢતા કરે
રવીદાસ સ ત સેવતા, અઘ પાપ હરજાયે પરે ॥ ૭ ॥

સાધુ આવન દેખ, કામ સબ દીયે વીહાઈ
જેમ ગોપી સુણનાદ, ઉઠી વ્રદાવન ધાઈ
જેમ હરખે ત્રેહેવ તી, ગેર પીયુ બહુ દીને આવે
તેમ સ તસુ સ્નેહ, હરખી રૂદય જુડાવે

મસ્તક સહીત અરપણ કરે, તન મન પ્રાણ સમેત
રામ સંત રવી દૈનહી. શ્રી સુખ શાખ કહે દેત ॥ ૮ ॥

શીષ્યો ઉવાચ.

સાધુ સાધુ કહો સાધ, સાધકી કહો મોહે રીતી
મેં અજ્ઞાની અતી મુંઢ, વચન સબ ભાખ્યું અનીતી
તુમ કૃપાળુ ગુરૂદેવ, આપ સમ જાણી પોખો
બાળક અવગુણ બહોત, તોહુ મન નાવે ધોખો
તુમહી દ્રઢાવો સંત પદ, મોરી મન હે જોર
મહેર કરી સંત લક્ષ કહો, રવી શીષ્ય કહે કર જોર ॥ ૯ ॥

સાધુ લક્ષણ સાર, મન બુદ્ધી સ્થીરજ રહી
સદાચાર લઘુ અહાર, અહં અભીમાન ન ધરહી
શીતળ કોમળ રૂદે, જીત ઈંદ્રી સુખાકારી
સાવધાન લય લીન, દીન રહે રહીત વીકારી
શોક મોહ વ્યાપે નહીં, સાધનનું નહી બળ અણું
રવીદાસ સોઇ સંતજન, સમ્પુ સર્વ પોતા તણું ॥ ૧૦ ॥

શોક મોહ ક્ષુધાય, પીપાસા જરા અરૂ મૃત્યુ
એ ખટ જીને સંત, સ્વપ્ને નહી સરતુ નરતુ
અત્યંત પ્રીતી પરતીત, સંત રહે દ્રઢ વીશ્વાસા
જાણે નહી લવ લેશ, સમજી ત્યાં ખટ પાસા
વાણી રહીત વચન કહે, સમજી માંહી સમાઇયા
રવીદાસ સાધુ અકલ, નીગમ નેતી કરી ગાઇયા ॥ ૧૧ ॥

નેહ કંચન ગંભીર, સદા આત્મવત શાંતી
રજો તમોગુણ રહીત, ક્ષમા શમ શોભીત કાંતી
સત પ્રતીત અનીહ, શીલ કરૂણા નીધી સાગર
નીંદા સ્તુતી સમાન, સુખ દુઃખ રહીત ઉજાગર

ઉંચ નીચ મીત્ર રીપુ, અંતર આતમ ભાવ
રવીદાસ સંત જન અભે, એક નીરંતર સાવ ॥ ૧૨ ॥
કંચન કાચ કથીર, ગરલ અમૃત સમ જાણે
બ્રહ્મા કીટ પ્રજંત, આતમા એક પ્રમાણે
ગત ઉદ્વેગ ઉદાર, સુહ્રદ શીતળ સમ દર્શી
સુક્ષમ ચીત ચીદ્રુપ, મુખ અમી રહે વરસી
સર્વ નીત્ર નીર વેરતા, કોઈસુ નહી અહંકાર
રવીદાસ સો સંતજના ઉતારે ભવ પાર ॥ ૧૩ ॥
ત્યાગી અતી સંતોષ, નીર્વીકલ્પ મન વર્તી
જાણે બંધન મોક્ષ, ઇંડ ફોડી ગઈ સુર્તી
વિરહન લેશ વિક્ષેપ, સદા આનંદમે તન મન
ગુણાતીત નીરગ્રેહ, જ્ઞાન વિજ્ઞાનમે નીમગ્ન
અદભુત લક્ષણ સંતના, થકે શ્રુતી શારદ શેષ
રવીદાસ સંત હરીથી અધીક, અસ્તુતી કરત મહેશ ॥ ૧૪ ॥
અમૃત રૂપી વચન કહી, ત્રીય તાપ સમાવે
કલ્પ તરૂ સત સંગ, મન વાંછીત ફલ પાવે
સાધુ તીરથ રૂપ, હરન અઘ ઓઘ અપારા
અનંત ગંગ પદ તોય, કરત પલમે નીસ્તારા
પ્રફુલ મુખ સનમુખ વદે, કરે સંત આપ સમાન
રવીદાસ સતગુરૂ વદે, સત શબ્દ સન માન ॥ ૧૫ ॥
આરંભે અશ્વ મેધ, જગ્ન નૃપ વિધીવત હોઇ
શત કોટી ગૌદાન, દીયે બ્રાહ્મણ શુચી જોઇ
કંચન અરૂ ગજ તોય, આદ આપે સર્વાદી
જપ તપ સંયમ નેમ, ધર્મ દીવા વર્નાદી
સોઇ ફળે એક પલકમે, પામે જે સત સંગ કરે
સાધુની મહીમા અકથ, રવીદાસ શું ઓચરે ॥ ૧૬ ॥

અડસઠ તીરથ જાય, નાય ગંગોદીક માંહી
ગ્રહણ સમે મધ્ય ગંગ, સ્નાને ધન અરપે ત્યાંહી
:યા આણી મનમાંય, પગ પનહી નહી પહેરે
કુળવી ચાલે ચાલ, દ્રષ્ટ નીચે કરી રહેવે
એ ફળ પલ સત સંગમે, કરે જો પ્રાણી ચીત ધરી
રવીદાસ જેમ ભમરી સંગ, કીટ ભમરી થાયે સહી ॥ ૧૭ ॥
સંત દ્રઢાવે નામ, નીરગુણ ગુણ મધ્ય શાખી
સાધુ કૃપા નીધાન, કરે પુરણ અભીલાખી
કામ ક્રોધ અત લોભ, શીલખમ્યાંવંત સારા
સત સમાવે ક્ષોભ, છુટે દેહાદી પસારા
ભાગવત ગીતા સહીત, સ્મૃતી કરે વખાણ
રવીદાસ શ્રી મુખ વદે, સત સંગત પ્રમાણ ॥ ૧૮ ॥
અજ ઇંદ્રાદીક દેવ, રૂપી સહસ્ત્ર અઠયાસી .
આરાધે એક ચીત, રાત દીન સેવે કાશી
ચૌદ વીદ્યા ચૌ વેદ, પાઠ જીહ્વાની અગ્રે
વશે અણું વન ભોમ, જાય નહી વસ્તી નગ્રે
અષ્ટા દશ સીદ્ધી ફળે, સરવ કરે સન્માન
રવીદાસ મહતા વધે, નહી સતસંગ પ્રમાન ॥ ૧૯ ॥
સત સંગત નીજ સાર, તાહે નમી કરૂં નીત વંદન
કરહી આપ સમાન, જેમ મલીયાચર ચંદન
સમ સંતોષ વીચાર, માંહે સુગંધ અપાર
આસ પાસ રહે જેહ, થાય તે સ્વરૂપે સાર
સાંવંતી સમીલ પ્રેમલ ફુરે, ચૌદ લોક સા વાસ
રવીદાસ સત સંગને, હોય સ્વરૂપે સમાસ ॥ ૨૦ ॥

અજ પુજે ફલ હોય, હોય ફળ મઘવા નીજતે
દેવ ભજે ફળ હોય, હોય ફળ જપ તપ સજતે
જોગ સાધે ફળ હોય, હોય શુભ કર્મ આચરતે
સો ફળ પામે સહજમેં, જો સંત સેવે ચીત ધરી
રવીદાસ સત સંગતે, ભવ સાગર જાયે) તરી ॥ ૨૧ ॥

નામ ઉપાસી સંત, નામ મુખ કરે ઉચારા
ભક્તી મુક્તી દાતાર, કર્મ બંધ છોડનહારા
ફળ પામે કો કાળ, કોટી તીરથ વ્રત કરતે
તે પામે તતકાળ, સતની સંગ પલ કરતે
અનેક ધર્મ નીગમે થયા, તે સર્વ સહકામ
રવીદાસ નીહકામતા, સતગુરૂ સાધુરામ ॥ ૨૨ ॥

પલક કરે સંત સંગ, કહી કથી જાય ન મહીમા
અજ ઇંદ્રાદીક ભોવન, દેવ સુખ માણે લેહમાં
મોહ જાત જંજાળ, જંતુ પડીયા તે માંહી
તતક્ષણે કાઢે સંત, કાપી બંધન મુક્તાઇ
સતગુરૂ સંત સંગત વીના, ફળ પામે નહી કોઇ
રવીદાસ સંત સેવતા, સહજ પરમ પદ હોઈ ॥ ૨૩ ॥

નામ વીના નહી રૂપ, રૂપ વીન નામ ન ભાસે
ઠામ વીના નહી ગામ, ગામ વીન લીખે ન આસે
નેહ વીના નહી નાળ, નાળ વીન નેહા ન લહે
રામ વીના નહી સંત, સંત વીન હરી પલ ન રહે
સતગુરૂ કૃપાયે સંત મળે, સંત સદા નીજદાસ
રવીદાસ સંત સંગતે, હોય અંખડ પ્રકાશ ॥ ૨૪ ॥

સંત સંગત જગ સાર, શબ્દ સતગુરૂ મુખ ભાખ્યા
શ્રુતી સ્મૃતી શાખ, કૃષ્ણે નારદ પ્રતી ભાખ્યા

સોળ સહસ્ત્ર શત અષ્ટ, માંહી ઇંદીરા માહા રાણી
જે સંતન હરદાસ, રહળ ઘર કરે સીંહાણી
અષ્ટ સીદ્ધી નવ નીધી, હાથ જોડી સન્મુખ રહે
અનુચર હોઇ સેવા કરે, રવીદાસ જે સંત કહે ॥ ૨૫ ॥

દેહાદીક અસાર, સત સંગને તુચ્છ ભાશે
જેમ મૃગજલ નભ કમલ, જેમ વંધ્યા સુત આશે
જેમ પુતળી આકાશ, કલ્પી કહે રમે અપારા
માંહો માહે કર રાડ, એમ જાણે સંસારા
જેમ સ્વપનને ભરમે કરી, ફરે ફેરા ચારે દશા
રવીદાસ સંસાર એમ, પ્રગટ પણુ મીથ્યા દશા ॥ ૨૬ ॥

નીજ જન રહે નર બંધ, કમલ જમ જલ માંહી
જલ પંખી જલ મધ્ય, ભીંદરે દેખે નાહી
જેમ નટ ચડે આકાશ, તુટ હોઈ પડે શરીરા
જ્યું કાત્યું સાત્યુત મોજ પાવે મનધીરા
જેમ મકરકો રંભ કલા, છીપ સમુદ્રા રહે ખરી
સંત એમ સંસારમે, રવીદાસ સુમરે હરી ॥ ૨૭ ॥

સાધુ શુદ્ધ નીરાશ, આશ અવીનાશી કેરી
જેમ બપઇયા ટેક, દષ્ટ ઉંચી રહે હેરી
પીયુ પીયુ કરે પોકાર બુંદ લેવા મુખ માંહી
પીયે ન સરીતા તોય, પંડ અરૂ પ્રાણુ વીલાહી
જેમ ચકોરહી માછલી, અંડુ અંબુ સું પ્રીત
રવીદાસ એમ સત જન, નામ બડી પરતીત ॥ ૨૮ ॥

સમજ સમી રહ્યા સંત, નામ નીશ્ચલ દ્રઢતાઇ
ચકોર કથી નીરધાર, વૃત્તી દ્રઢ ઈંદુ માંહી
ચકોર ભક્ષત વહની, અનલસે રહેવે અલગી

ત્યુ સાધુ નર બ ધ, વેહે પણુ નાહી વળગી
ચલન હલન વહેવાર, દેહી કે સબહી દેખાવે
જ્યુ કાચળી ભોજ ગ, માહી પણુ અનગ રહેવે
એલાડુ અડી સ ગ રેવે, વીવકા દ ત તોડી રમે
રવીદાસ એમ સ ત કુ, ભુગતે માયા નહી દમે ॥ ૨૯ ॥

મન ઇ દ્રી જે ઠામ, નામ તેનું ઉધ્વં રેતા
રાગ ન પામે લેશ, દ્વેશ ત્યાહી નહી ગ્રેહેતા
અ ત કરણમે અન્ય, અવિદ્યા નાહી ભાસે
બાહર ભી તર રામ, અખ ડીત પરીબ્રહ્મ અ સે
શુભા શુભથી ર ગીત સ ત, ની ત્યામી નીગ્મદ રહે
સહેજા ધ્યાને કમ તા, રવીદાસ સતગુરૂ કહે ॥ ૩૦ ॥

અન્ય ધ્યાન નહી ધ્યાન, સ ત કોઈ વીરલા ઠરીયા
લેહ પામી શુન્ય માહી, દેખી રહે જીવત મરીયા
સોઈ સદા શીવ રૂપ, વાસના રહીત સ ગતા
સદાય આન દ રૂપ, સ્વરૂપે સદાય રમતા
શુન્ય ઉપાસના જીવન મુકતા, સુનાતીત માહી સમે
રવીદાસ વીચરત મહી, આપુ ઓઇ આપે રમે ॥ ૩૧ ॥

જીવ પણુ જે સાનીધ્ય, હોમ્યુ બ્રહ્મ અગ્ની માહી
નીરધુમ જો વન્હી, શુન્ય વીષે જોયો તાહી
અહું ટળ્યા મન શુદ્ધ, સ્વરૂપે સુનાતીત
બ્રહ્મ વદને ત્યાહાગમ, અ ત કરણુમા નહી પ્રીત
જીન ઇ દ્રી ચીત સ્થીર મન, અધ્યાત્મ ધર્મ સાત ઉદે
રવીદાસ સ ત જીવન મુકત, અ ય ભા વ જે નહી રૂદે ॥ ૩૨ ॥

જેમ મધુર તન સુખ, પ્રત્ય ત દીસે જેમ ક્ષુધા
અધ્યાત્મ વીદ્યાય, સર્વ શાસ્ત્રમે સુધા

ભકતી મુકતી ઉભેય, જેહને રહી પ્રકાશી
ભકતી સ્વરૂપે લીન, મુકતી રહે સન્મુખ દાસી
મનસા વાચા કરમણા, હુ ખોયા ખ્વેયા હરી
રવીદાસ શ્રી મુખે વદે, જીવન મુકત લક્ષ દ્રઢ ખરી ॥ ૩૩ ॥
સદાચાર તે શ્રેષ્ટ સોઈ કુનવાન કહાવે
રૂદે વસે કરતાર, જેહને આનન ભાવે
કામ ક્રોધ મદ રહીત, શીલ સંતોષી વીરાજીત
સદા નીરંતર ધ્યાન, કદીએ કુછ નહી ઉતર્ચત
સોધ પંડીત કવી કીરત વંત, વીપે અહંકાર ગ્રહીત
રવીદાસ મમતા મોહો, ત્યાગી માયા સહીત ॥ ૩૪ ॥
જેણે ચીન્યુ નીજસાર, સોઈ નીરમન કુલ દાખ્યા
શશીયે નીરમલ કુન, જ્ઞાન જો રૂદીયે રાખ્યા
શ્રેષ્ટ પક્ષ સીદ્ધાંત, કીયો સતગુરૂએ વર્ણવ
બીજા બુદ બુદા તરંગ, પુરૂષ ઉતમ સો અર્ણવ
સંત ત્યાં સહેજે સમ્યા, દીનતા વંત દયાળ
રવીદાસ સંત છાના નહી, સ્વર્ગ મૃત્યુ પાતાળ ॥ ૩૫ ॥
મન વચન કર્મ સુધતાય, સો સાધુ કહીયે
સ્વપન વીના જેમ નીંદ, જ્ઞાન પ્રગટયુ એમ લહીયે
સધજે થાય શીવ ભાવ જ્યાં જાય શીવ વર્તી
રૂદયે શુદ્ધ વાચાર, જ્ઞાનથી ઉગે નવ સુરતી
તત્વ જ્ઞાન નીરપ્રેહી, એકા એકી રહે સંત
રવી બ્રહ્મ આનંદને, ગરક રહે મહંત ॥ ૩૬ ॥
ચીંતા નીદ્રા વર્જીત, સ્વપન નીદ્રા તુન વર્તે
મન સ । અનુદ્વેગ, બ્રહ્મ લક્ષ બેઉ ફરતે
ભાન સુભાવે જેહ, તે સાધુ મહા જ્ઞાની

શત્રુ મીત્રસમ એક, દઢ બ્રહ્મ જ્ઞાની અમાની
હોજ અથવા આંહાવ સદા, જેહને બ્રહ્મ દશા થઈ
જેમ વ્યોમ મારગે પંખી રવી, પંથ અપંથ સો
લહે નહી ॥ ૩૭ ॥

વ્યોમ મારગે પંખી, દેશ વીદેશ ન જાણે
તેમ એ બ્રહ્મ વીદાય, વસ્તુમાં રહે ગરકાને
જેમ બાલકને કામ, દઢ પય પાન સુ ભાઇ
અન્ય વસ્તુનુ નામ, લીયે નહી કોટ ઉપાઇ
તેમ તત્વવીદને સહી, પુર્ણ બ્રહ્મનું ધ્યાન
રવીદાસ સર્વ શ્રુત લીયે, દટી રહે સમાત ॥ ૩૮ ॥

ગ ગ અ બુજ જલ ચીત, હોય જેહ ચી ત્યા રહીતા
સાક્ષીય કોને જોગ, તત્વ દર્શી અહીતા
મહા જોગ મન માંહી, ક્ષણુ ક્ષણુ ધરે સમાધી
અંત:કરણુ એકતાય, મેલા મન ચઢી ઉપાધી
અધ ઓધ તતક્ષણુ ટળ્યા, મન ઉન્મુનીયે રહે ઠરી
રવીદાસ કહે શીવ સ્વરૂપ, વશ કરી મુદ્રા ખેચરી ॥ ૩૯ ॥

ગર્ભ ધ્યાન પરમાણુ, જ્ઞાન કેવળ પ્રકાશ
મહા આનદ પદ ધામ, ઠામ મન ધ્યાન અભ્યાસ
શીવ શકતીનો સગમ, થાય વાસના વિલાયે
હોય પરમ સુખ શાત, સુર્ય શશી ગ્રહ પલાયે
સતગુર શબ્દે પહોચ્યા, પ્રકૃતી પુરૂષકે પાર
રવીદાસ સુક્ષ્મ શાખા ગ્રહી, રહી વસ્તુ અબાર ॥ ૪૦ ॥

પરમ સુખ આનદ, સોહી સત કહીયે નીરાશી
નીહ પ્રેમ નીહ કામ, નામ ખીન ધરે ન આશી
અહ મમતા નહી કયાહી, શુભાશુભ નહી વહેવારા

ભક્તી જ્ઞાન વેરાગ જોગ, દ્રઢ સુક્ષ્મ આહારા
જત્ર તત્ર દાખે નહી, સતગુરૂ કેરો ભેવ
રવીદાસ સો સંત લક્ષ, અતર નહી અહુમેવ ॥ ૪૧ ॥
સાંચુ ભકત હરીદાસ, હોય સેવક સુખી શાંતી
તહા સંત કરે પ્રકાશ, જયા અણુ માન ન આતી
જે અંગીકારી સન્સ, ગલીત મન જ્ઞાનમ મોખી
વેહે વ ત અની પ્રેમ, મતી અદ્ભુત અનોખી
પ્રીત બહુ બુધ્ધી અચલ, સત શબ્દ તેહને કહે
ર વી સ ત સ્ફાટક મણી, સ્વે સ્વરૂપ આપે રહે ॥ ૪૨ ॥
અનાચાર બહુ અ શ, અલ્પ બુધ્ધી મીથ્યા અલાપા
ગ્રહે મેધીન જ્ઞાન, જેમ પય પાયસુ સાપા
સ્ત્રી સંગી વીમુ ખ, તેહને જ્ઞાનજ કહેવુ
કહે શ્રી મુખ હરી સાખ્ય, અસંગી પટથી રહેવુ
પુજા મ ન અરૂ હોમ તપ, ધ્યાન જપ વળી કરે ક્રીયા
ખર વરગ અભીમાન તજી રવીસ ત ન્યારા રહ્યા ॥ ૪૩ ॥
જીત ઇ દ્રી સ ત તેહ, હીન નીદ્રા દ્રઢ આસન
કરે તેહોને જ્ઞાન, રામ ચરીત્ર ઉપાસન
સમ દ્રષ્ટી સમાન, જ્ઞાન બ્રહ્મ અગ્ની તાપા
શુભા શુભ કર્મ કાષ્ટ, બાળી દાઝે સંતાપા
સદા સ ત શીરોમણી, સમીપ સત વસ્તુ લહી
રવીદાસ સ ત અસ ત નીત ભાવા ભાવ રૂદે નહી ॥ ૪૪ ॥
કાષ્ટ ભાર અશ ખ, હોય પૃથ્વી માંહી ભારી
ક્ષણુ એક મહી દહે, ખાખ અગ્નિ હોય સારી
તેમ એ બ્રહ્મ જ્ઞાન, શુભા શુભ બાળે કર્મ
તજે કપટ ચતુરાઇ, પાળે સત ગુરૂનો ધર્મ

રાગ દ્વેશસુ રહીત જે ભકતી મુકતી દાતાર
રવીદાસ સો સંતજન, ઉતારે ભવ પાર ॥ ૪૫ ॥

અજ્ઞાની જે અંધ, જ્ઞાન બાહેર કરે રડા
અછતા દેવે દોષ, તેહ સાકુટથી ભુંડા
શાસ્ત્ર પુરાણુ વંચાય, વેદ અર્થ કરી બહુ ત્રાડે
ગુરૂ ગમે સમીપ વસ્તુ, મુંઢ લઈ દૂર દેખાડે
જ્ઞાન ભાવ બાહેર કથે, મહા પાતક રદીયે ધરે
રવીદાસ એમ સંત કહે, કમી જીવ નહી ઓધરે ॥ ૪૬ ॥

સમીપ વસ્તુ જેહ, સંત દેખા કહે નેડા
મન તણો ક્ષય થાય, તેહ સ્થાનક જઈ બેઠા
રદીયે વસ્તુ વિચાર, તેહ ક્ષય પામ્યો તેહમાં.
ન્યારો સહુથી જેહ, સર્વ સમાયે જેહમા
કંચીત ચીત નહિ કલ્પના, ચીંત્યા વરજીત તે રાહી
રવીદાસ સોઇ સંત ગઉં, પલીપલ મળે નહી, ॥ ૪૭ ॥

સ્રનક તણી પેરે જેહ, સંત વૃત માને વરતે
જીવન મુકત એહ, બેઠે ઉઠે વીચરતે
દ્રષ્ટ પદારથ માહી, નહી આસકતી કયાંહી
અન્ય ચીંતવન નાહી લેશ, સ્થીર ત્યા નહીં નહી ત્યાંહી
પાંચે પીડા નવ કરે, સાકળમે દ્રષ્ટ સમાન
જીવન મુકત રવીદાસ કહે, શ્રી મુખ વચન પ્રમાન ॥ ૪૮ ॥

નાદ બુદ જે અછત, સંત પાખે નહી મોહા
કામ લોભ અહંકાર, સપને ઉપજે નહી કોહા
નહી પદારથ દુર, શ્રેષ્ટ તત્વવેતા કહીયે
દરશનથી દુખ જાય, જેમ છે તેમ સંત લહીયે

જાગ્રત જોગસું મન મળ્યા જન્મ મરણ બે વીલે થયા
સુન મન સુનાતીત રવી, જાગ્રત નીંદ્રત સ્વપન ગયા ॥ ૪૯ ॥

જ્યાં લગી દેહમે પવન, સ્થીરતા રહેન આહી
તહાં લગી જન્મ અરમણું અસ્ત્રી સુત સ ગ અથડાઇ
જ્યાં લગી વીષય વીકાર, ત્યા લગી ચાલે કુડુ
જ્યાં લગી દોહો દીશ ધાય, જ્ઞાન ફુરે નહી ઉ ડુ
સુખ દુ ખ વામે જે ભજે, જ્યા લગી ચ ચળ મન
લક્ષ ચોર્યાસીમા રવી, ફેરા ફરે તે જન ॥ ૫૦ ॥

સંત તણુ વસ મન, અનુભવી જોગી પ ડીત
મહા પુરૂષ તતવેત, જેહ ઇ દ્રી મન દ ડીત
ગામ અર્ણુ સહુ એક, તેહને સરખુ ભાસે
શુચી અશુચી અમાન સ્નાન અસ્નાન એક આસે
ઉર્ધ્વરેતા આત્મ વેત્તા, જીવન મૃતક જેહ
રવીદાસ શ્રી સુખ કહે, તે તે હું ને હું તેહ ॥ ૫૧ ॥

કો ઉત્તમ કો મધ્યમ, કો સ્તુતી નીંદા ભાખે
ન ધરે મન ગુણ દોષ, ક્ષમા કરી વચનકી શાખે
ટળે સર્વ વીઘન, ભક્ષ અહારા નીજ આહારા
પતીગ્રહ ભક્ષાત લેહ, જેહવી તેહવી લેંન
ત્યાગી નહી અરૂ નહી અહે, જેહવી તેહવી લેંન ॥ ૫૨ ॥

સ્વલ્પ અહાર કરે સ ત, પાન રસ પીયે અમૃત
બહુ અહાર કરે જ ત, કામ રોગ પામે મૃત્યુ
સર્વ શાસ્ત્રી કોણ માત્ર, સંત નીજ જ્ઞાને કહે છે
જક્તહી પણુ સમાન, જેહ નીરસ્નેહ રહે છે
વીરક્ત મહા મોટી દશા, હરી રસ પી તૃપ્તી થયા
રવીદાસ સંત બ્રહ્મ મગન, હુ તું ભાવ ઉડી ગયા ॥ ૫૩ ॥

વીરી ઇંદ્રાદીક દેવ, જાણે સંત કીટ સમ દેહા
પોતાની દેહ અત્ર, જુદા ધન કુટુંબ એહા
સવગે દેખે રામ, બીજો અન્ય ભાવ ન તેહને
ચૈતને ચીત થયું લીન, મુકત પદ ઇચ્છે કેહને
ચીત સ્થીરને પખન સદા, એહેમે તીરથ વન
રવીદાસ સંત વીચરે, તો હુ ન જાય મન અન્ય ॥ ૫૪॥
જત્ર તત્ર સમાધ, સંતને બેઠે વીચરે
સદા રહે સુખ ગ્રાપત, સુન સુતે ઉચરે
ગળીયુ દેહ અભીમાન, જ્ઞાન પ્રગટયો રવે અનુભવ
તે પરમાતમ રૂપ, મટયો સહુ દેહનો સંભવ
પુર્ણ બ્રહ્મ વ્યાપક જુવે, સોઈ સેજ સમાધ
રવીદાસ કોટયા મધે, વીરલા જોગી સાધ ॥ ૫૫ ॥
ચાલ્યે બેઠે સુવે, રહે ચીત રોપ્યું જ્ઞાને
ઉપમાને નહી શોક, હર્ષ ઉપજે નહી માને
તત્વ વેતાની લક્ષ,. સંત લક્ષણુ એ કહીયા
બીજો સર્વ ભેખ, સંત શાતી પદ રહીયા
તત્વ દર્શી અહરનીશ, નીજ તત્વ સુ કાજ
રવીદાસ સતગુરૂ કહે, શ્રી મુખ શ્રી મહારાજ ॥ ૫૬ ॥
જહાં મન જાએ કયાહી, તોએ બીન્ન ભાવ ન પામે
જુવે ચરાચર રામ, આગે પીછે દીયે વામે
જત્ર તત્ર સંત રહે, તત્ર તત્ર અખંડ સમાધી
ગલીત પણે ગુલતાન, મનથી મટી ઉપાધી
સંત તણુ સુખ સંત લહે, જે ઉન્મુનીયે રહે સદા
શાંતી ગુણ રવીદાસ કહે, સદા સર્વદા મન મુદા ॥ ૫૭ ॥

ગુણ શાંતીનુ સુખ, મુખ કહેવાપન કહેવા
બ્રહ્મા ઇંદ્ર મહેશ, દેવ જાતો નહી એવા
ચક્રવર્તી નૃપ, પદ આદે બહુ જેહા
શાંતી ગુણનું સુખ, સ્વપ્ના સુખ લહે ન એવા
ધનદ લક્ષ્મીવાન જે, પટ દરશનતું જ્ઞાન કહે
વર્ણાશ્રમ સહીત રવી, સંત તણુ સુખના લહે ॥ ૫૮ ॥
ચીંતા નીદ્રા વર્જીત, સીદ્ધ આસન સીદ્ધ જોગી
જે મન શાંતી શીલ, જીવનહી મુક્ત અરોગી
સદા સર્વદા અનીન, પ્રીત દ્રઢ નીરખે જ્ઞાની
મદ મચ્છર નહી લોભ, અહોનીશ રહે અમાની
રાગ દ્વેષ ન કરે કહી, નીરપ્રેહ નેહ સ્વારથ કરે
રવીદાસ સો સંત જન, આદર અનાદર નહી ધુરે ॥ ૫૯ ॥
સ્થીર આસન ધરે સત, ચીત ચંચલ નહી કયાંહી
ચીખે પ્રપંચ પલાય, રહે નીવૃત રણ માંહી
હરી ભજે એકાગ્રેહ, અનાશક્ત ચલ એકાંતી
જહાં નહો કીતા કીત, મોહ મચ્છર નહી ભાંન્તી
સકળ તીરથ જ્ઞાનસો, મંત્ર સકળ મુખ રામ
રવીદાસ તપતે શમ્યા, અન્ય ભાષણ નહીં હામ ॥ ૬૦ ॥
તજવું માનવ તે દંભ, દાન જે દ્રષ્ટ સમાના
સમતે તે જે સમાન, વીષમતા ટલી નીદાના
જામ તેજે મન ઇંદ્રી ઠામ, નેમ હરી નામજ ભજવા
જ્ઞાન તેજે બ્રહ્મ જ્ઞાન, મન મોહો ખોઈ અહું તજવા
ધ્યાન તેજ આતમ જુવે, જપત અજંપા જાપ
રવીદાસ મહા દેવતે, જે સ્વે નીરંજન આપ ॥ ૬૧ ॥

પ્રેમ નેમ વીશવાસ, સોઇ માનો સત પુજા
ભક્ત સોઇ જે દાસ, સતસે ભાવ ન દુજા
વૈરાગ સોઇ જાણ, કદીના સ્ફુરે દેહા
સત તે જે કહે સત, જીવત મરી થાય વીદેહા
માયા સો મમતા સહી, ત્રષ્ણા સ્ત્રી કલ્પના
રવીદાસ સત તજી, આશા અવીદ્યા જલ્પના ॥ ૬૨ ॥
સહેજ અચીત લેવે આહાર, અલ્પ જે ગ્રહે નીસ્પ્રેહા
શ્રી મુખ ઇશ્વર સાખ્ય, એકાકી કરે ન નેહા
નીદ્રા તજી સત તેહ, અજ્ઞાન વાસના વીવાઈ
ચીંતા તજી સત સોહ, હણુ વૃષ કલ્પના તાઈ
ભગવા વસ્ત્ર નવધા ભક્તી, જટા, તેજ જુગતે રહે
ભસ્મ તે શુભ મતી રવી, દંડ તે જે નીત દભ દહે ॥ ૬૩ ॥
ઝોળી પ્રેમ ગુરૂ જ્ઞાત, ડીબી પાત્ર સતોષ સ્થાના
લીયે અહાર અચીત, કમ ફળ બ્રહ્મ રસ પાના
ચેના જ્ઞાન વીજ્ઞાન, સી ગધુન અનહદ વાગે
સમહી આવણ છંદ, અષ્ટમે ગગને ગાજે
કથા શુદ્ધ વૈરાગ સો, રાગ ત્યાગ કૌપીન
રવીદાસ મુદ્રા ઉભે, વીવેક વીચાર, પહેરીન ॥ ૬૪ ॥
નીર્વાંછના પ્રાણ, સહેજ રોધે સો જોગી
કરે સારવસ ભોગ, આપહી રહે અરોગી
વજકાછ સ્થીર મત્ય, દાયા ઉજયાણી જ ગોટા
ઉભે સજમ સહીત, ખાય અનુભવશા રોટા
ખેચરીએ સ્થીર થઈ રહે, સહેજ સુન્ય માહી સમાય
બ્રહ્મ જોગ રવીદાસ કહે, એમ મન લેહે લાય ॥ ૬૫ ॥

અગમ અગોચર સંત ફેરી ફેરે નીત અજવાસા
ઉન્મુની સ્થાન મુકામ, વાસા વમે આસા નીરાશા
સકલ સાત વીસરામ, પામ્યા આનંદ અનુપા
પર જ્યોત ઝળકત, પરસે વરસે દરસે નીજ રૂપા
બ્રહ્મ જોગ ધર્યાં થકી, નીર્વાણ પદ પામે સરે
શ સે રેખ રહે રવા, તો ભકતી બાણ પાઠ્ઠા ફરે ॥ ૬૬ ॥
સારૂપે રહે નીજ દાસા, તોહુ દીનતાસો દાખે
કરવુ મટયુ શુભ કર્મ, ધર્મ સુ દ્રઢતા રાખે
બ્રહ્માનંદ ભરપુર, ભજનકી રાખે ટેકા
નીરવાઝક થયુ મન, નામકી આશ વશેકા
ભકતી વીના સો અધ ત્રય, જ્ઞાન વૈરાગ અરૂ જોગ
રવીદાસ ભકતી સહીત, પાસે બ્રહ્મ રસ ભોગ ॥ ૬૭ ॥
ભકતી જ્ઞાન વૈરાગ, જોગ સતગુરૂથી પામે
વિદ્યાવેદ તપ તીર્થ, મન નાવે ખામે
માત પીતા સુત બંધુ, મીત્ર સરવે દુખ દાઇ
સતગુરૂ સમ નહી કોઈ, મીત્ર સાચા સર્વ સાઇ
પરમ પદ હોય દરશને, સુના તીત સહેજે લહે
રવીદાસ અવસ્થા ચારકા, ઇછિ ભેદ સતગુરૂ કહે ॥ ૬૮ ॥
જાગ્રત પ્રત્યક્ષ પ્રમાણ પ્રાણ કરે શ્વાસો શ્વાસા
પ્રાણ હંસને નીદ્રા, નથી જાગ્રત એહ દાસા
જેણે કરી કર્મ થાય, સકળ સૃષ્ટી માહી કરતે
ચાવે દેહ વહેવાર, પ્રાણ હંસ જાગ્રત વરતે
સપન દશાનું કહુ સરૂપ, દશ ઇંદ્રીતો જે રાયે
કલપે જલપે બહુ વીધી, રવી દોહો દીશ ધાયે ॥ ૬૯ ॥

મનકા મત અનેક, કરે અતી ચીત્ત ચપલતા
સકલ્પ વીકલ્પ ઉભે, મનોરથ મે કલકનતા
ઠામ ઠામ મન ફરે, ઠરે નહી કીક ઠેકાણે
પ્રસક્ષ સપન તું માન સત એમ વરતે જાણે
હર્ખ શોક ઉપજે ઘણો, મન પામે મન જેહ
રવીદાસ સતગુરૂ કહ્યા, સપન દસા સહ તેહ ॥ ૭૦ ॥

નીદ્રા દશા જડ દેહ, પંચ ભુતણો એ કહીયે
જડ એ સુનવત જાણુ, સુસોપતી પરગટ લહીયે
જહા નહી ભાવા ભાવ, ઘેન સરૂપ સો દેહા
ત્રણ અવસ્થા જીવ, ભણે ચોર્યાશી એહા
તુરીયા દશા હવે કહુ, સ્વે પ્રકાશ અનહદ ધુની
રવીદાસ તુરીયા મધ્યુ, રમે કોઈ મોટા મુની ॥ ૭૧ ॥

અખંડ અનહદ નાદ તેહને કોઈ જાણે વીરલે
સપ્ત પાતાળ બ્રહ્માંડ, એક વીણુ સુણી સુરલે
ધુન સકલમા કરે, આપ વ્યાપક જગદીશા
સુક્ષમસે સુક્ષમ જાણુલે મોક્ષ વીરા
સતગુરૂસે ધુન ઉપજે, નીર તર સો નીર્વાણ
રવીદાસ તુરીયા શબ્દ, તુરીયા તીત વખાણ ॥ ૭૨ ॥

તુરીયાતીત સત, શબ્દ તુરી તહા સમાયા
સોઇ શબ્દ નીરવાણ, જ્યા નહી મન અરૂવાચા
સતગુરૂ શબ્દે પ્રગટ, ભાસે પરાત્પર દેવા
સહજ સુન ભરપુર, નહી લેવા અરૂ દેવા
પરમ જોત પરકાશ છે, સદા સર્વદા જોય
નીરાલબ રવીદાસ કહે, નામ નીરંજન સોય ॥ ૭૩ ॥

ઉપમા કહી ન જાય, નેતી કહી નીગમ ઉચારે
આદ્ય અંત નહી મધ્ય, વચ પર ભીંતર બહારે
સતગુરૂ શબ્દ પ્રસક્ષ, તાહીમેં નાહી સંદેહા
સુખ દુખ રહીત સરૂપ, સ્વે સહેજાનંદ એહા
સચરા ચરમે રમી રહ્યા, હું તું તે મેં એક
રવીદાસ નીજ ભક્તી મે, પાવે કોઇ વીવેક ॥ ૭૪ ॥

જહાં પ્રીત પરતીત, તહા રતીયે નહી નેમી
વચન માંહી અતી વહાલ, નેણ મેં ઝલકત પ્રેમી
સુખના સાગર સંત, દેખ આવત મન હરખે
જેમ વર્ષે હરીયાળ, થાય અમૃત ધન વર્ષે
દીનતાઇ સ્વાંતી બુધ અતી, ઉલટ આદર કરે
રવીદાસ સેવક સુખી, તાહી રૂદે સતગુરૂ ઠરે ॥ ૭૫ ॥

ઈતી શ્રી સંત લક્ષણકો અંગ સંપુર્ણ.

---

## અથ શ્રી અધમ અજ્ઞાકો અંગ પ્રારંભ.

મહા જુગત જોગેન્દ્ર, મહા જોગા અભ્યાસા
આતમ કીના વશ, મન ઉન્મુની પ્રકાશા
લાગી સહજ સમાધી, ઉપાધી સબહી વાળી
વરતી બ્રહ્માકાર, અખંડ ધુન લાગી તાળી
આપ પહેચાન્યા આપમેં, આપ સરૂપે થઈ રમે
રવીદાસ સો સતપુરૂષ, કામની સંગે કયું રમે ॥ ૧ ॥

વીરહણી કેરા વચન, અધર રસ અમૃત ધારા
મુખ કમલની વીશ્વાસ, સુગંધ સુખ લીયે અપારા
કુચ કમલ પર હસ્ત, આલીંગન લીયે મેહમંતા
ક્રીડા જુગત વિહાર, અગન રસ રહેવે કંતા
એ સુખ વીષ સરખા લગે, જે જોગી આતમ હતા
ઇષ્ટ દેવ છોડી ચલ્યા, રવીદાસકા મોટા મતા ॥ ૨ ॥
પૃથ્વી મધ્યે શુર, ઉડતાં પંખી છેદે
મદોન્મત જે કુંજર, કુંભ સ્થળ તાકી ભેદે
મહા બન બંકા સિંધ, પલકમે ઉનકું મારે
અપની ફેરે આણુ,, ચૌદ ભુવનમેં સારે
પોહત જાણુ સુજાણનર, અગમ વાણી બહુ બકે
કંદર્પ કઠણ રવીદાસ કહે, વરલા કોઇ મારી શકે ॥ ૩ ॥
પંડીત મહા પ્રવીણ, વચન દ્રઢ વૈરાગા
વચને હોય વીત્રાગ, વચન કર સંગહી ત્યાગા
વિત વંત બુદ્ધીવંત, ષટ શાસ્ત્ર તતવેતા
વચને જ્ઞાન વિવેક, જોગ જુગતહી લેતા
સભા સકલ દેખત રવી, પલક માર બેઠે સહી
કટાક્ષ લોચન કામની, તજવા તે સાવધ નહી ॥ ૪ ॥
હાટક નાર તરવાર, અંત આપણી કછુ નાહી
એ અવીધારા અંગ, શુલકી બુદ્ધી ન જાહી
ભઇ આતમસે ઉદય, વીકારીન ઉઠી છકા
જ્યું જલ મધે લીલ, પ્રગટી જલહીકું ઢકયા
ત્યું કામની ઓર કનક, દેખી તન ઉઠત જવાલા
કરે નેણુની ચોટ, શુર નર ભયે બેહાલા
બ્રહ્મ જ્ઞાન અનમે કથે, કનક કામની મન વસે
રવીદાસ કહે ખલ બુદ્ધી, દેખી અંધ નરકે ધસે ॥ ૫ ॥

કામની કામ સુભાવ, પુરૂષકું બંધ ઉપજાવે
લજ્યા હાસ વીનોદ, પ્રેખકી સ્નેહ જણાવે
પાછું જોઈ કટાક્ષ, વચન અની શીતલ બોલે
ચતુર છલાય તુરત તાસ સંગ ઘર ઘર ડોલે
નીરગુણકુ જાને નહી, કનક કામની સંગ
વરતી હીણ રવીદાસ કહે અંતે હોય પતંગ ॥ ૬ ॥

અંતે હોય પતંગ, દીપ માંહી ઝપલાવે
જીવ માયા આધીન, કર્મ માંહી જલ જાવે
ઇંદ્રી ગુણ અભીમાન, નજરસે નરખે નારી
બહાર દેખાવંત ત્યાગ, અંતર ગત પ્યારી
વાચ જ્ઞાન વીલાસસે, ઉલટા પરીયા ફેર
ચીત્ર જોત રવીદાસ કહે, કેસે ટળે અંધેર ॥ ૭ ॥

વેદ પુરાણે શાખ કંદર્પ કબીરકે વાયક
અનંત કોટી સંત માંહી સાકળ નાયક કે નાયક
શબ્દ વીચારત નાહી, જીવ બાંધ્યા મોહ પાસા
અગલી પીછલી ઓર, મટે નહી મનકી આશા
કઠણ રેણ કરડી અણી, ચડતે મન ડગમગ કરે
રવીદાસ જ્ઞાની ગુની, કામના વશ હોય ફરે ॥ ૮ ॥

અષ્ટ દસ પુરાણ, વ્યાસે નીરભેદી ગાયા
કામની લાગી પુંઠ, પુત્ર કારણ લલચાયા
સનકાદીક દેવ, શ્રેષ્ટ માંહી શ્રેષ્ટ જ્ઞાની
સનકાદીક ભયે ક્રોધ, શુકે કીરતન મન માની
ભરથ રાંગી નારદ મુની, પારાસુર પૈજે પગી
રવીદાસ અહં કૃત પણે, સુંદરી સબકુ ગઇ ઠગી ॥ ૯ ॥

ચંચલ મેખલા શબ્દ, કંકણુનેપુર ઝણુકારા
વેંણા વારાંગી નાગ, મુગ્ધ મહારૂપ અપારા
નીચા ઢાલી નેણ, નીકટ આઈ મુરખ મરકે
અંગના અનંગ સુભાવ, ચીતડું લઇ આકરશે
મૃગ લોચની કટાક્ષસેં, રાજ હંસ વિહવલ કરે
રવીદાસ મુન ડગ્યા, છલકે ઇચ્છા વર વરે ॥ ૧૦ ॥

લીલાવંતી જે નાર, સ્વભાવે ચ ચલ હોઇ
કરતહી હાલ બેહાલ, હાવહી ભાવસે મોહી
મુરખકા મન માંહા, તુરતહી બેસી જાયે
હમ સામુ રહી જોયે, અતી આનંદીત થાયે
સ્વભાવે વીકસે કમલણી, યું માનીનીકું મંગળ ગમે
રવીદાસ ચીત જેસે ભ્રમર, જ્યું કુચનારી પુંઠે ભમે ॥ ૧૧ ॥

જુઠ ન બોલે બેહેન, સુનો એક વાત સરોતર
સબ લોકનમેં સાર, અસ્ત્રી રામ નાંહી મનોહર
કહા રાજા કહા રંક, તારૂણી વલભ લાગે
તરીયા દેખે તુરત, તપસી તપહી ત્યાગે
દુઃખ કારણુ કામની, એ સમ દુઃખ નાહી રજે
રવીદાસ ચીત ચેતલે, રામા છોડ રામહી ભજે ॥ ૧૨ ॥

વિષય વંત જે નાર, એહને મીત્ર ન કોઇ
સ્વારથ કરે સનેહ, અંતહો દીયે વગોઇ
પ્રથમહી બોલે રસાલ, દ્રીતીયે એમ દ્રષ્ટહી મેલે
ત્રીતીયે ચીતથી રૂદે, મન ચતુરથ સુ ભેલે
રવીદાસ ચ ચલ ત્રીયા, જેમ મંઝારી ગાન
મીઠુ બોલી રીઝવે, તકી મુશક કરે પાન ॥ ૧૩ ॥

જગત મોહ અજ્ઞાન, રૂપમાં મદીરામા પ્રીતી
ઉન્મતથી ઉન્મુન, સાંતને બોલે અનીતી
અર્ક ઉદયને અસ્ત, તેણે આયુષ ક્ષય થાયે
દોરી કાપે કાલ, પલકમાં જમ ઘર જાયે
નથી જાણતો મુઢ નર, કાલ મસ્તક ઉપર જીતે
જનમ મરણ રવીદાસ કહે, બે ઉપજી નહી દે છતે ॥ ૧૪ ॥

ઈતી શ્રી અધમ સ્ત્રીકો અંગ સંપૂર્ણ

---

## અથ શ્રી ઉત્તમ નારીકો અંગ પ્રારંભ.

વીરહનકુ વૈરાગ, ઉપજે, આનંદકારી
વીષયી પુરૂષકા અંગ, નરક સામ દેખે નારી
અસ્તી માંસ રૂધીર, રોમ કુચ નરકે ભરીયા
લંપટ લોભી, દીન, હીન લવલેશ ન ડરીયા
અશુચ જાનકે અસ્તરી, કામીકુ તતક્ષણ તજે
જ્ઞાન નીગમ હોયે રવી, સતગુરૂ શબ્દે જે ભજે ॥ ૧ ॥
રૂપવંત જે નાર, હોય અતી ભકતી વીવેકા
શીલવંત બુધીવંત, રૂદે સતગુરૂકી ટેકા
સ્થાવર જંગમ માહી, આતમા એકહી લેખે
ત્યાગ બુધ અનુરાગ, સાતપે પ્રીત વીશેષે
તનમન ધન અરૂ આતમા, સકળ સાજ અરપન કરે
રવીદાસ સો નાર ધન, હરી હીરા હરદે ધરે ॥ ૨ ॥

તનકી તનતા જાય, ઉષ્ણ અરૂ શીત ન વ્યાપે
હરખહી શોક વીલાય, મનમાંહો તન થાપે
ક્ષુધા પીપાસા સહેજ, અહાર ઉદકહી લેવે
હરી કે નામે પ્રાણ, કાઢ માનસો દેવે
આતમ પરમાતમ લખે, સપના ગણે સંસારકું
રવીદાસ ભક્તી મણી, બલીહારી ઓઇ નારકું ॥ ૩ ॥

પ્રીતમ સાથે પ્રોત, પ્રેમદા કોઇક દાખે
અંતકણું આવણું, ટાળ અમૃત રસ ચાખે
વાલપ માંહી વીવેક, એક અનવાત ન રૂચે
અપની દેહી આદ, ઔર સબ દ્રષ્ટ ન ખુચે
પ્રેમ મગન મન મનવા રહે, સો વારાંગના વીરલી ખરી
અધીકારી રવીદાસ કહે, નારી નહીં એ નરહરી ॥ ૪ ॥

ખડુતન કરે નેણ, પલ પીયુજીસુ લાગી
પ્રફુલ્લીત રહે મન, સુંદરી સદા સોહાગી
દ્રોહ વેર નહીં કયાંહી, અંતઃકરણ ઉજલ આળસ
સતગુરૂ કેરા શબ્દ, ભઈ પારસમે પારસ
પતીવૃતા પરદુખ હરન, શીતળતા સબકુ કરે
સહ દશા નારી રવી, અધીકારી માંહી સરે ॥ ૫ ॥

આપ સ્વારથે સ્નેહ, કરે નડી નરપખ નારી
કામ ક્રોધ અહંકાર, માર મજાદા ટાળી
દેહ ઈંદ્રી મન પ્રાણ, રહે જ્યું દીવસ ન એતર
વપુકા તેજ વીલાય, ઉગ્યો જ્યાં આપે દીનકર
સતગુરૂ કે પ્રસાદસેં, આવૃણ તીમીર તે આવરે
રવીદાસ સુખ દુઃખ રહીત, એ નારી તારે તરે ॥ ૬ ॥

સુંદરી સરલ સુભાવ, અજે અંતર શુચી શાંતી
વદન હસ્ત આનંદ, કંદે કોમળ અતી કાતી
સતગુરૂ કેરા બાણ, શબ્દ હરદા બીચ લાગે
હું તુ દીયા ઉઠાય, અટક આપા સબ ત્યાગે
પ્રેમકે નહી પ્રેમદા, રંગ રાતી પીયુમે રમે
રવીદાસ મદ રહીત સો, પન પલ પીયુજી કુ ગમે ॥ ૭ ॥

ભુષણુ શીલ સુભાવ, સરસ શોભીત અની અગા
પ્રેમ પટોળી પહેર, નેહે ભરી ચાલી વાર ગા
ધીર કાજળ દીયે નેણુ, શમાકી માગ સવારી
નેહ ક્રમ આડની લાજ, હાર હીયે ભક્તી ઉજારી
આનંદ મોદકી માનુની, સતગુરૂ ચણે જઈ નમી
રવી પ્રેમ મગન હોય સુંદરી, સત સરૂપે જાય સમી ॥ ૮ ॥

રઘુવર સાથે પ્રેમ, સાર સવરી સુખ જાણ્યા
કરમા ઓર વ્રજનાર, માહી રાધા રસ માણ્યા
કુંતાકા નેહે પ્રબલ, ભકત વીદુરકી નારી
રહીત દેહ સંભાળ, કૃષ્ણુસે પ્રીત અપારી
ગર્ભ કેળ નાખી દીયા, છાલકા સવાદ સવાઈયા
રવીદાસ હરખીત રૂદે, નીજ ભકતી હરી પાઈયા ॥ ૯ ॥

ઈતી શ્રી ઉતમ નારીકો અંગ સંપુર્ણ.

# અથ શ્રી નામ ભક્તિકો અંગ પ્રારંભ.

વહાલ પણાની વાત, કહીયે શું વૈરાગીને
સનેહ સુંહાગી વાત, ગમે કેમ તે ત્યાગીને
પ્રેમ પ્રીતની રીત, કહીયે કો પ્રેમી જનને
નહીંતર રાખ્ય અગોપ્ય, પ્રીછવ પોતાના મનને
કહે રવીદાસ રસ રૂપની, વાત ન જાણે કોય
વહાલ પણું જ્યાં ત્યાં નથી, જકત ફરીને જોય ॥ ૧ ॥

જપો હરીનું નામ, હૈયામાં હેત કરીને
દુર્લભ મનુષ્યા દેહ, ન આવે ફરી ફરીને
સપના સરખું સુખ, જાણવું સ સારીનું
માટે ધારો નામ, મનમાં મોરારીનું
કહે રવીદાસ કરતારને, કદી ન મુકો મનથી
જે કોઈ તાકો કાજકો, માનો સત વચનથી ॥ ૨ ॥

સત વચન શ્રી રામ, નકો રૂદીયાંમાંથી
નર દેહીને નાથ, એવા તક આવે કયાંથી
માટે ભજીયે રામ, થાઇ નીસ્તારો કાંઇ
ભારે ભવ જલ માંહી, ઉગારે સમ્રથ સાંઈ
કહે રવીદાસ કરતા ભજો, જે કાંઈ તાકો લાભ
કહો આનું કયાંઇ હશે, ઉંડલ માંહી આભ ॥ ૩ ॥

ઉંડલ માંહી આભ, ન આવે કોટી ઉપાયે
એમ ઠામ ઠામ શું ધાય, થીયો મન ઘેલો કાંઇ
સેંઘો હોઈ કે ટાળ, સહુ કેમ હોયે સાથે
વૈષ્ણવને વહેવાર, બને નહી બન્ને વાતે
કહે રવીદાસ હરી નામ, ભજ સો વાતોની વાતે
જગત જવાદે પુરમાં, હરીને કરીલે હાથે ॥ ૪ ॥

હરીને રાખે હાથ, વાત સુણ સાચી મારી
કો નહી આવે સાથ, માત પીતા સુત નારી
લલોપતોની વાત, કરો કાં લાલચ દેખી
કાલાને કહે ઠીક, પછી મેલે ઉવેખી
કહે રવીદાસ હરીનામ બીન, શુ સંસારી હેત
આવીને અમથા નડે, જમ પરકાશે પ્રેત ॥ ૫ ॥
જેમ પરકાશ્યો પ્રેત, પડે તે પુંઠ ન મુકે
જ્યારે દેખે લાગ, ત્યારે તે આવી ઢુંકે
ખાવા પીવા હોય, ત્યારે સૌ આઘા થાવે
જ્યારે થયા નીરધન, ત્યારે તે કોઈ ન બોલાવે
કહે રવીદાસ છોડો બહુ, સગાંને સંસાર
સાજુ રાખો રામશુ, તો ઉતરો ભવ પાર ॥ ૬ ॥
પાર પમાડે રામ, બુડતા જુગમા તારે
પશુ સરીખો પ્રાણુ, તેને તે તેજ ઓધારે
જેથી સીજે કામ, સેવીયે તેહને ભાઇ
વેહેલી મેલે વાટ, જગતની જુઠ સગાઇ
કહે રવીદાસ કુડો ગણો, કુટુંબ તણો પરીવાર
જોતા જુગ જાસે સહુ, નામ રહેશે નીરધાર ॥ ૭ ॥
નામ રહેશે નીરધાર, હરીનું જુગમા જાણો
તેહની મુકી વાટ, જકતને શીદ વખાણો
હૈયે વીચારો એમ, હરી વીના જે કોઇ બીજું
સાચા મુકી રામ, જગત જોઇે શું રીઝું
કહે રવીદાસ કરતારને, રાખો રૂદીયા માંય
હરી નામ હોડી તજીને, શીણે વળગો કાય ॥ ૮ ॥

રીણે વળગો કાંય, બુડવા વહેલા થાઓ
અમૃત મુકી કાંય, વળી એ ખીખડા ખાઓ
શે થયા સહુહીણું, બુધ્ધી કયાં બગડી સહુની
સશરા સાસુ શાત, પુત્ર બેટી ને વહુની
કહે રવીદાસ કહું આરડી, કોઈ ધરેના કાન
નંદ સુત નરહર તજી, શું બીજાસુ તાન ॥ ૯ ॥

બીજા સાથે તાન, કરે તે બુડી મરવા
ભક્તી વીના ભવ માંય, કહો કયાં પ્રાણી ફરવા
ભુલ્યા ભટકે એમ, ન જાણે નામ ઠેકાણું
કરતાં વાત વીચાર, ઓચીંતુ આવે આણું
કહે રવીદાસ કાંઇ જાલવો, સપણા સરખું જોઈ
જો આવામાં ચેતીયે, તો તો કાંઈ ચેતાઇ ॥ ૧૦ ॥

ચેતો રાખી ચોપ, આળસ નહી કરવી અંગે
મુકી સહુ સંસાર ને રાચો હરીને રંગે
ત્યારે થાય કલ્યાણ, જીવતું જાણો ભાઇ
ભજો હરીનું નામ, દેહ ધરી કરો ભલાઇ
કહે રવીદાસ કાંસલ તજી, હરીને રાખો હાથમાં
તરવાનો ઉપાય તે, વરતી લીયો એ વાતમાં ॥ ૧૧ ॥

વાતુ માંહે વચન, ઉપજી તે કાંઇ ધારો
રદીયા માંહી રામ, નીરખીને નેણા ઠારો
મુકી આળ પંપાળને, પ્રીત હરીસું જોડો
હરીસું રાખો હેત, બીજા સાથે મુખ મોડો
કહે રવીદાસ કલ્યાણ જો, તાકો જીવતું કાંઈ
તે સહુ તજીને હરી ભજો, લાભ ઘણો છે ત્યાંઇ ॥ ૧૨ ॥

લાભ ઘણો છે ત્યાંય, હરીને રહેજો વળગ્યા
મુકી નીરમળ નામ, રવી કયાં ધાઓ અળગા
એ શીખામણ સાર, હૈયામાં રાખો ઠાવે
મુકી સો સંસાર, ભજો ભુધરને ભાવે
કહે રવીદાસ કેશવ ભજો, કારજ મનના સહુ થશે
તો હરીમાં મળશે પ્રાણ, જો હેત હરી સાથે હશે ॥ ૧૩ ॥

હશે હરીશું હેત, તેને તો હરી નહી મુકે
ભક્ત વત્સલ ભગવાન, ભક્ત આવો તહા ટુકે
નીમષ ન મુકે નાથ, પોતાના સેવક જનને
એવો એ વીશ્વાસ, રાખજો માંડી મનને
કહે રવીદાસ કહું તે કરો, ભજો હરીના નામને
તો નીંદ્યા ન કરો કાન, જો તાકો નેહ કામને ॥ ૧૪ ॥

જો થીયો નીરકામ, ત્યારે તો હરીને સેવો
તો ભાવે કરો ભક્તી, હોય જો લાભને લેવો
ભક્તી વીના ભવ માંહે ભટકતા પાર ન પાવે
સાશ્રય નામ સ્નેહ, તેહને તો કોણ બોલાવે
કહે રવીદાસ કોણ ગાંજસે, જેહને હરીસું હેત
હરી હરીજન એક છે, લહેતા તે નથી અચેત ॥ ૧૫ ॥

લહેતા નથી અચેત, કહીયે શું તેને માંડી
ભક્તીવીના જમહાથ, જશે તે થાશે ભાંડી
ઉગારે નહી કોઈ, મારે જહાં જમના કીંકર
માટે મુરખ મન, ભક્તની હાંસી ના કર
કહે રવીદાસ કહું છું તને, માટે મુરખ મન
ચીતમાં ગ્રેહશી ધન સહુ, સતગુરૂ સત વચન ॥ ૧૬ ॥

માને એજ વચન, કહ્યું તે હૈડે ધારે
સગા સાગવા લોક, બીજા તું સહુ વીસ્તારે
જેહમાં આવે લાભ, આપણુ તે વાતે ધાઇએ
મુકી બીજી વાત, બેઠા ગુણુ હરીના ગાઈયે
કહે રવીદાસ ભજ રામને, નરભે થાઈશ નેટ
સુદર સાથે ભાવ કરે, તો તે પોહોંચાડે ઠેક ॥ ૧૭ ॥

પહોંચાડે એ ઠેઠ, નેટ એ નાથ ન મેલે
વરસે ઓસ અપાર, તેણે કાઈ જગના રેલે
આન દેવને એન, અરથ નહી સીઝે તેણે
તેનું ગ્રહીએ નામ, જગતમાં તરીએ જેણે
કહે રવીદાસ કેશવ વીના, કોઇ ન કરે સ ભાળ
એવું જાણી જાળવો, સમરો શ્રી ગોપાળ ॥ ૧૮ ॥

સમરો શ્રી ગોપાળ, જેથી કાંઇ કારણુ સીજે
જમ્યા વીના કરમાટ, તેણે કહો કામધ્રા પીજે
ભારે ભુંડીઠે ભુખ, ન ભાગે ખાધા વોણી
દુધ તણો જે સ્વાદ, ન આવે દીઠે દોણી
કહે રવીદાસ એ ઇમ છે, હરી વીના સહુ વાન
જેમ ગુનકાનો દીકરો, તે કોને કહે તાત ॥ ૧૯ ॥

કોને કહેશે તાત, વાત એમ સઘળી ખોટી
પુછે થાય પ્રગટ, જાત નાતી ને ગોટી
ફોગટ ફુલ્યો કોય, હયામાં જુવો વીચારી
વણુ ભક્તીએ ઈમ, હરીસે જયમ જુહારી
કહે રવીદાસ સહુ સાંભળો, એ શીખામણુ સાધની
તો મુકો મનની વાત, બીજી સહુ ઉપાધની ॥ ૨૦ ॥

બીજી સહુ ઉપાધ, વાત જે વણુ ભગતાઇ
જો તાકો કાંઇ લાભ, તારે તો હરી ભજ ભાઇ
તારે ત્રીભોવન નાથ, તુષ્ટ કાંઇ સંત મુખ બોલી
છે કોઇ હરીની હાર, જાનમે બીજો જોની
કહે રવીદાસ કહું વાત એ, જે કરો હરીની ભક્તી
સાથે કો આવે નહી, જોતાં જુઠી જક્ત ॥ ૨૧ ॥
જોતાં જુઠી જક્ત, ભક્તના ભેદ ન જાણે
હરીની મુકી વાત, મુઢ બહુ પાપ વખાણે
આપું રાખે એમ, નરક પડવાને કાજે
ભુતલમાં તે ભુત થયા, મેલ્યા મહારાજે
કહે રવીદાસ હરી ભક્તી ત્યાં, હરી હમેશા જાય
તેહનો બાંધ્યો નર હરી, વેચે ત્યાં વેચાય ॥ ૨૨ ॥
એમ વેચ્યો વેચાય, સુંદર ભકતોનો બાંધ્યો
જેણે તોડી જકતસુ પ્રીત, નેહ તે હરીસું સાધ્યો
તેહને સનમુખ સ્યામ, જેહને પ્રીતજ જાડી
ત્યાંથી નાઠા રામ, વાન જ્યાં દીઠી આડી
કહે રવીદાસ રઘુનાથને, જે એકે મન ધ્યાય
વહાલપણાની વાતમાં, તે સહેજે સનમુખ થાય ॥ ૨૩ ॥
સહેજે સનમુખ થાય, સ્યામ સ્નેહનો બાંધ્યો
પ્રેમ વીના પોકાર, કરીને કોઈ આરાધો
દેખે ન દીન દયાળ, કરે જો જપ તપ તીરથ
હરી વહાલ પણે વશ થાય, બીજી તો કહેવા કીરત
કહે રવીદાસ હરીનામ ભજ, હૈયા ફુટ આગે સહુ
બીજુ પામે નાશને, નામ અટલ રહેશે રહુ ॥ ૨૪ ॥

નામ રહેશે નીરધાર, જક્તમા સહુ જાવાનુ
રેશે ભાવ ભક્ત, વળી કે જન ગાવાનુ
અટલ રહે નીજ સ ત, જે હરી નામે જડીયા
તે ભવે ન થાયે ભ ગ, જે મન મોહનસે પડીયા
કહે રવીદાસ કીરતારસુ, જેહનુ જડીયુ મન
તે આ ભવમા નહી ઉતરે, માનો સત વચન ॥ ૨૫ ॥

માનો સત વચન, સાધ જે કહે તે સાચુ
બીજુ સહુ સાધન, હરી વીણ જાણો કાચુ
સાચા શ્રી રઘુનાથ, સદા તે હૈડે રાખો
બીજી આશ અનેક, હૈયેથી કાઢી નાખો
કહે રવીદાસ રડુ ગણો, તો ગુણ ગાવો ગોવી દના
તારે તેજ હોય નહી, તે ચમકારા ચ દના ॥ ૨૬ ॥

ચ દ તણો ચમકાર, ન હોયે ચ દા પાખે
બીજો આવે કોણ, વળી સુરજની સાખે
જેને જેવુ કામ, તેથી તે તેવુ થાયે
ગધા કરે હુ કાર, ધૃત તે ઘોડો ખાયે
કહે રવીદાસ એમ જાણજો, હરી મળે હરીના જન
વહાલ પણાની વાતડી, કો પ્રીછે પ્રેમીજન ॥ ૨૭ ॥

પ્રીછે પ્રેમીજન, વાતકો વરતે બીજા
તે દોહો દીશ શાને ધાય, જોઇ તે હરીને રીઝયા
જેહને જેહસુ મન, તેહને તેહજ ભાવે
કોટ કરે ઉપાય, બીજુ કોય નજરે નાવે
કહે રવીદાસ હરીજનને, એમ લાગી હરીસુ ખાંત
જેમ કાંય ચ દ ચકોરને, કે જેમ છીપ ને સ્વાત ॥ ૨૮ ॥

જેમ છીપ ને સ્વાંત, હરીજનને તેમ હરી વહાલા
બીજા ન ચડે ચંત, નજરોએ આવે ઠાલા
સોધો સહુ સ સાર, સાર એ ભક્તી હરીની
બીજી સરવે વાત, જોઇ સઉ અરા પરીની
કહે રવીદાસ કરતાર ભજ, કારજ સઘળા સીઝમેં
ભય ન ગણે ભક્તી કરે, ત્યા કુબુદ્ધી કુતા ખીજસે ॥ ૨૯ ॥
કેડે કુતરડા ભસે, તેને કાંઇ ચીત ન ધરીયે
મનછા વાચા એક, ભક્તી હરજીની કરીયે
જેહની સાથે કામ, તેને તો રાખો મનમા
હરી વહાલે વશ થાય, રહે વસ્તી કે વનમાં
કહે રવીદાસ કેશવ ભજો, તજો આળ પ પાળ
તેમાં વળગાડો સુરતને, જેમા તત્વ મહાલ ॥ ૩૦ ॥
જેમાં તત્વ મહાલ, તેજ હૈયામાં ધારો
બાકી બીજા દેવ, હૈયાથી સર્વ વીસારા
સાચી માનો વાત, કહીયે તે જુઠ ન જાણો
જો વાર હોય વાત, વળી મન તેજ વખાણો
કહે રવીદાસ જુઠ સહુ, હરી વીના વેપાર
મહાજલ મેડી સેવતા, કહે કો પામે પાર ॥ ૩૧ ॥
એમ કો પામે પાર, શીદ વહાણને શોધે
વણ ઉપદેશે થાય, તો સાધ શાને પરમોધે
વણ વાવે જો થાય, તો શાને ખેતીને ખેડે
બાવળ વાવી બાપ, કોહો કો આંબા વેડે
કહે રવીદાસ સહુ કો સુણો, સાચો એ ઉપદેશ
ભક્ત તણી ભવમાંહી, એ ગોવીંદ કરે ગવેશ ॥ ૩૨ ॥

ઈતી શ્રી નામ ભક્તીકો અંગ સપુર્ણ.

# અથ શ્રી પંચ કોશ પ્રબંધ પ્રારંભ.

શીષ્ય પુછે કર જોર, એક ઉપજી આશંકા
પંચ કોશકે માંહી, બંધ્યા રાજા અરૂ રંકા
બ્રહ્મા ઇંદ્ર મહેશ, દેવ સબહી અવટાયા
થાવર જંગમ આદ, જીવ પંચ કોશ બંધાયા
કોશ અરૂ કોણુ વશીરશા, ગ્રશા કશા કેહી ભાંત
સતગુરૂ સો નીશ્ચે કરી, કહો દ્રષ્ટાંત સીદ્ધાંત ॥ ૧ ॥

ઉતર.

અન્ન મનોમય કોશ, કોશ અરૂ પ્રાણુ વીજ્ઞાના
અરૂ આનંદ મય કોશ, તાહીમે સકલ બંધાના
પ્રથમ અનહીતે બંધે, વીશ્વ ઓર વૈરાટ
રવીદાસ સતગુરૂ કહે, અનંત કલ્પના ઠાઠ ॥ ૨ ॥

પકે બંધે કોશ, ખડગ દ્રવ્ય માન ભંડારા
પાંચ કોશ બંધે કર્મ, કમલ રસ ભ્રુંગહી હારા
એસે સકળ બ્રહ્માંડ, જીવ બંધે પંચ કોશા
હાણુ વૃદ્ધિ અરૂ શોક, મોહ રાગમદ રોશા
પંચે પંચે યું બંધીયા, વશ્યા રસાહી ગ્રસાય
રવીદાસ સતગુરૂ કહે, કરમે જીવ કહાય ॥ ૩ ॥

રેખતા.

કમલકે કોશમે, ભમર જ્યું રસ રશો
ગ્રશ્યો શું રાતદીન, જ્ઞાનહી માને
પંચહી જીવ કરી, કોશ વશ્યો કશો
એહ પરપંચ સંત વીરલા જાણે
બીન્નહી બીન્ન કરી, કોશ પંચ કહેતહું
અન્ન અરૂ પ્રાણુ વિજ્ઞાન ભાઇ.

આનંદ કોશકી વીધી બહુ અટપટી
જાનત નાહી શુધ, અશુધતાઈ
પ્રગટ કરી કહું ભેદ, અહ મારૂકો
વશો રશો ગ્રશો કશો કહાવે
કહે સતગુરૂ રવી અર્થ અનકોશકો
પ્રથમહી પીડંકી ઊત્પતી જણાવે ॥ ૪ ॥

## છપા.

પૃથ્વી અંબુ તેજ પવન, બ્યોમ પંચીકૃત માંહી
પ્રગટ ભયો આનંદ, પૃથ્વીમે કરી દેખાઇ
અન્ન તે રજબીજ રજબજ એક મળી રહહી
જાતે પ્રથમ પીકાર, ધાત શ્વપનહી બહુ લહહી
પીકાર તીન માંહી ગરભ, પીકાર તીન બહાર હુવા
સતગુરૂ કહે રવીદાસ સુણ, સોઈ બતાવું જુવા જુવા

## રેખતા

બાલકે કેલમે રંગ રમતા રીરે,
બીથનીયે બીથન એ કુદ નાચા
કુવાર જુવા ત્રીયા સ્ત્રીસેં રસ વશ્યા
વીશે સ્વાદમેં બહોત રાચ્યા
વૃધ ભયા કરા ગાત હુવા કફ
વાત અરૂ પીત કંઠ માંહી ઉલટા
સુત વશ કુટુંબકો કામ આયા ધહી,
ગારી દે સબે મીલ સ્ત્રીસો કુલટી
કોઢી કુચીલ અનરથ સબ દેહ સંગે
ઉંચ અરનીચ લઘુ દીર્ગ સોઈ

ગ્રી પુત્ર નપુસક ગુરૂ શીશ રવી
સતગુરૂ કથે અન્નકોશ ઓઘ ॥ ૬ ॥

ચારહી વર્ણ મનુશ્ય ગુ દેવતા
ચારી આશ્રમ દેહ ભાવ દેખો
વીધી નીશેધ સુખ, દુ ખ ત્રય તાપ સબ
વીહીત અવીહીતા, અન કોશપે ખોઉ
થાવર જ ગમ પશુ પ ખી સમે,
પ ચીકૃત પ ચ ભુત વરતા
સુર અશુર બ્રહ્મા લગી, કહા લગ વહુ
અન્ન માહી વરતા, એહી લોક પરલોકકા
ભોગ નાના વીધી દ્રષ્ટ પદારથ અન્ન માહી
સતગુરૂ કહે શ્રુતી સાખ દેઇ રવી
અન્નમે બહુાર કોઇ નાહી ॥ ૭ ॥

## પ્રશ્ન ઈદવ છદ.

અન્નહી કોશમે કોન વસ્યો ગુરૂ
કોન પ્રકાર રહ્યો સો સ્વામી
કશો કશો કોન પરકારહી
સોહી વીધ કહો અત ર જામી
તુમહો અ તર આદી અનાદી અખ ડીત
સત પુરૂપ સદા નેહ કામી
પ્રશ્નનો ઉત્તર દીજે કૃપાનીધી
રવીદાસ પુછતહે શીશ. નામી ॥ ૮ ॥

## ઉતર રેખતા

એહ દેહસે વસ્યો આદર કરી,
ભાવ જીવા અભીમાન માહી

રૂપક રૂપતા આપમેં માનીયા,
બદ્ધ્યો નીશ્ચે કરી જીવ ત્યાંહી
આપને ધર્મ વર્ણાશ્રમ માનકે,
રસોવાણી શ્રમકે ધર્મ ખુચા
રશે સીના વશો કર્મ કોશે કરે,
શુચી જીવ જાનકે કરે અશુચા
ઓરકા ધર્મકુ આપ ખંડીત કરે,
દોષ આરોપત તુચ્છ જાણી
આપકે ધર્મકું શુચી માનત રહે,
ગ્રસ્યો રહત બહોવીધ વખાણી
વેદ મરજાદ કુલ કાન તોરે નહી,
કુલ અભીમાન દઢ માંહી રહ્યી
કહે સત ભાણ રવી સમજ સત શાસ્ત્રમે
ઈસ વીધ કહાસો શ્રુતી કહહી ॥ ૯ ॥

અથ ગુરૂ વાચક પંચ આવણ.

ચાલ ઝુલણા.

આતમ ઢંકયો અનકોશમેજી,
જેમે સુર ઢંકયો વદરી જીપુ
તોય ઢંકયો લીલકે જીવરા ગેત,
જ્યું ગજ ગ્રહ્યો ગ્રહાકે ગ્રહીયા
તાંદુલ જ્યું છીલકાયા ઢંકીયો,
અર શુર ગ્રહ્યો રાહુકે લહીયા
સતગુર કહે સો પંચહી આવણું,
તોહી પુછાસો તોસે કહીયા ॥ ૧૦ ॥

## સતગુરૂ વાચ.

## અથ પ્રાણકોશ બંધન પ્રકાર રેખતા.

ભુખકે દુઃખસે જીવ બહુ આવર્યા,
ત્રષાકે લાગેસે માગે પાની
મંદ ભયા જબે ક્ષુધા મીટ ગઇ તબે,
પીયે નહી તોય જો દીયે આની
ઉદરમે વાઇકા ગુંજ ઉપસા રહે,
કબહુક વાઇ છુટે ન છુટે
મલ મુત્રકી બાત નીશ્ચે કરે,
પીછલે સુખકુ શીશ કુટે
ગાત કોમલ મમ સુવત પાસા તપત,
પાથરત પોથરી કઠીન લાગે
બહુત ઉદગાર કરૂં છીક આવત નહીં,
કુંચક નીંદ નહી બહુત જાગે
નયના પલકહે, અપલ અહોનીશ રહે,
ફાટીસી સુધસે રહત જોઈ
કહે સતગુરૂ શીષ પ્રાણ બંધન ઈહ,
કહા પીર કહુ સુણ અચેત હોઇ ॥ ૧૧ ॥
વિપ્રીન વીકલ ભયા રૂદન ફાટે હીયા,
બાત મેરી કોઇ સુણે નાહી
પહેલે હમ જેસે, હમનાહી અબ,
બલીનતા અન્ન અરૂપાની લીયા ન જાંહી
અન મેરે હસ્ત અરૂપાદ કંપન લગે
થકયોહી પ્રાણ બલ સબેહી તુટા

અબ હમ સેઇ ઉઠયો જાયે નહી
પહીલે બલીક અબ જોર ખુટે
શુધ આઇ અબે, બલ સબે મટી ગયા
યહી ગતી પ્રાણુ સીતળ હોતે
ખુધી કેસે રહે પ્રાણુ વીકલ જબે
મરણુ સુધરે તબ જીત મોહોતે
અબહી બીગાર હોઈ પ્રાણુ રહે તે થકે
અબ મેરે પ્રીતવંત સબે રૂઠા
ધીક ધીક મોય કહતહે આયકર
તેં કયું મરત નહીં જન્મ જુઠા
વ્યાધીકી પીર અંગ અંગમે સંચરી
અબ મેરે હુબકી ખુબ આઈ
એસે જીવ પંચ કોશમે બધીયો
અનોમે કોશકે શંવ જડાઈ
પ્રાણુહી કોશમે, આવતા રહતહે
એક દ્રષ્ટાંત કરી કે પહેચાની
કહે સત ભાણુ રવીસુણુ બંધ પ્રાણુમે
ઉષ્ણુ નામે તોય મળ્યો જાનો ॥ ૧૨ ॥

## મનોમેય કોશકો પ્રકાર કહતે હે.

### રેખતા.

મનોમેય કોશ જે દેહી બંદયો રહે
તેસેહી કહું સંત સાખ દેઇ
શુક્ષમ સ્થુલ દો દેહ દરશાવહી
દોયકા સકળ પાચીન દેહી

હસ્ત પાઉ ગુદા લીંગ વાણી કર્મ અર વાસના
સંચ આશા કરતા મનો જાહાં
ભાવ સુક્ષમ દ્રઢે, સ્થુલ લક્ષણ નાહી તાકે
સુક્ષમ સ કલ્પકા પક્ષ કહીયા ગુર
મનોરથ કહું મનો બ ધ જાકે ॥ ૧૩ ॥
ધર્મ અર કામ અર્થ મોક્ષહુ કહતહે
ક્રોધ અર લોભ અર મોહ શાતી
બહોત સંકલ્પ કરે, કાજ કોઉ ના સરે
ક્ષોભ મનોરથે જરત છાતી
લોક પરલોક મનોરથ લીયે રહે
મનોમે ભોગ જીવ સીધી ગહહી
ભક્તી એકતાની, જતન ચીનીયા વીના,
મનોમય સુક્ષમભાવ દહહી
મનો રાજી સંકલ્પ કરે
છીને છીને નીરફુલતા સબ હોય કૈશા
ફ્લ વીના ફુલ સો કામ આવે નહી
સતગુર કહે રથી જાણુ એસા ॥ ૧૪ ॥
સુક્ષ્મ ભાવકો કહો

## સ્થુલ ભાવ કહતહે.

### રેખતા.

સુક્ષમ કહ્યો સ્થુલ ભાવકુ કહતહુ,
ઉઠતહે મો સોહ કાર વાની
કછુ કરે કછુ અન ઠરે બુઝલે,
હસ્ત વીકારહી પ્રગટ માની

પાપ અરૂ પુન્ય પરમારથ હમ કીયે,
હમ સમા નાહીરે કોઈ કરતા
જોગ જુગતકુ જાનત હમહી સબે,
હમહી ન ડર હમ સબકે ભરતા
ભોગ ભોગ્યા હમ ભાવે, સબ જુગતીયા,
મેં કર્યો તેસેકુ કરે નાહી;
નીચ હમસે સબે, સબસે હમ બડા
બુઝયો હોતા શો સબ હુકમ માંહી
વેદ શાસ્ત્રહી પઢયા પંડીત સેંથી બડા
પુછે સબ કોઇ મેરી બાત માને,
હમ યજ્ઞકા ફલ લીયા,
તીર્થ વ્રત સબ કીયા,
નીત નીમીત હમ કીયે દાને
પ્રાછીત હમસે કોઈ ઢુંઢતહી ના મીલે,
નીલંજ હોઇ ફીરે તજે કરે લાજા,
અપનોકાજ સંવાર એસે કરી,
હમકી અહં માંહી બડા રાજા,
કર્મ ઇંદ્રીયેકે કર્મમે અહંકૃતા
કાચ નરધાર સબ વસ્ત ફોકા,
કર્મ ઇંદ્રી કુંડીતં હુ જબે,
કરહી શોક અધીકારી રોકા
દુરહી જહાં જહાં આપ કર્તા વૃતી,
સોઈ મનમે સંધાન સાંધ્યા
કહે સંત ભાણુરવી આપ ચીન્યા વીના,
મનોમે વૃતી કરી જીવ બંધ્યા ॥ ૧૫ ॥

## ઈતી મનોમય કોશ.

### કવીત છપઈ.

અંતરકર્ણ એકતાય, તાહાકી વરતી દોઈ
સુણુ શીખ મન અરૂ બુધ, અર્થ સબ કહુ વીલોઇ
મન અરૂ પંચ ઇંદ્રીએ, કોશ મનોમે કહહી
સોમન કરતા હોઈ, વરતે સબસે એહ લહહી
એ પકા દ્રષ્ટાંત, સોઈ સીધાંતહી જાનો
એહ સકલકા ભેદ, એહ શાસ્ત્ર પરમાનો
બુધી જ્ઞાન વિજ્ઞાનસે, સોઇ ભુક્તા હોઇ વરતહી
ભાણુ કહે રવી મનોમે, જીવ ઉત્પત અરૂ મૃતહી ॥ ૧૬ ॥

### રેખતા.

વીજ્ઞાનમે કોશકા પરસ્પર કહતહું
દેખલે દ્રષ્ટ જીવ બંધ સારા
નામ વીન જીવ બેહાલ બહુ હોતહે
બહો જાતહે મોહ ધારા
બુધી વ્રતી સો તીનસો મીલ રહી
જ્ઞાતા સુભાવ જાકો હો હે ભાઇ
કર્તા કોશ સંકલ્પ બાહેર હે આપમેં
જ્ઞાન વીજ્ઞાન સુભાવ તાહી
હંકાર હે મન મધ્યે, મમકર હંકાર મધ્યે
એહ સબ મનોમે કોશ લાલા
અબ વીજ્ઞાનમે કોશકી કહતહું,
અર્થકુ સમજ કર અહે બાલા
અહં સંકલ્પ એહ દોનોહી મીલ રહી
સંકલ્પ મધ્ય અહંકાર પ્યારા,

અહું મધ્યે મમભાવ બંધ્યો રહે,
પરસ્પર કામ નોમે વીચારા
બુદ્ધીમે ચીત રસ બસ હો રહ્યા,
અનુસંધાનહી ચીત મધ્યા
પરસ્પર એકમે એક સતગુરૂ કહે,
એસે વીજ્ઞાનમેકોશ સંધ્યા ॥ ૧૭ ॥

રેખતા.

બુદ્ધી અરૂ ચીત્ત દો એકતા હોઈ રહ્યા,
બુદ્ધીમે કાહે પ્રકાશા,
મનુ સંધાન ચીત સોઇ મીલ્યો,
નેહેચે બુદ્ધી તહાં કયા વાસા,
પરસ્પર કહતહું સુનો શ્રોતા સબે,
ચતુરથ કોશકા બંધ ગાઢા,
મનોમેકોશ કરતા જામે રહે,
જ્ઞાતા પુની તાહી શ્રુતી ગાવે,
પ્રાણમેકોશકી પરસ્પરતા અબે,
પાણકા બંધ રવી સતગુરૂ દેખાવે ॥૧૮॥
જ્ઞાની કૃત કર્મ પુની પ્રાણમે,
મનો વીજ્ઞાન તે સમજ ઓહી,
કર્મ પ્રાણ અરૂ, કર્ણ મન બુઝલે
બુદ્ધી વીજ્ઞાન પહેચાન સોઇ,
એ તીન પ્રકાર,અભીમાન સીધ્ધ હોત હે,
ચતુર દશ લોક સબ રહ્યા ઓટી,
નામ ચીન્યા વીના અક્કલ સબ નર ગયે,
અહં મમતાકી ફાંસ મોટી

જ્ઞાતા કરતા કર્મ સબહી લહે,
અભીમાન સીધ જબ હોત પુતા,
અન કોશકુ પાયકર કોશ સબ સીદ્ધ હુવા
ગ્રહે ગુરૂ રવી જીવ બંધ ગુતા. ॥ ૧૯॥

ચારહી કોશકા બંધ પરસ્પરે, સોહી વીચાર
શીશ કહું તોહી, અબ વીજ્ઞાનમે કોશકો
બંધ સબ, દાખું પ્રકાર નહી રાખું
ગોઇ, વીજ્ઞાનમેં કોશમેં આપ કર જ્યું
બંધ્યો, ત્યું કરી પ્રગટ કહું દેખ નયના,
જીવન મુકત સંત બંધ છુટે જબે, લાગે
અનર્થ સુખ પાવે ચહેના, જ્ઞાન ઇ દ્રી યહ
ભાવ મુક્તા દયો, ભુગત આપ અરૂ ભાવ
જ્ઞાતા, શબ્દ અરૂ સ્પર્શ રૂપ રસ ગંધ મીલી
પંચહી ભોગસે પંચ રાતા, બોલી ઉદ્દયો
હમ ભોગ અરૂ ભાનકે, રીત અરૂ પ્રીત
સબ સ્વાદ, જનાવે, સર્પ જ્યું રાગકો શીશ
ડોલાવહી, કુરંગ નાદ જ્યું સામો આવે
રાગ અરૂ રાગણી, કછુ જાનત નહી,
ભુક્તા હોઇ વાકું ભોગ ભાવે.
ભોગકે માંઝ ગતી જાણી રસબસ ભઈ, ભોગ રશીક
રશીક લહહી, કહે સતગુરૂ દ્રષ્ટાત દેખાડીયું,
મમતાએ જીવ ભવ સીંધુ વહહી ॥ ૨૦ ॥

## ઝુલના છંદ.

મગધ સુગંધહી રૂપ અનોપં, જ્યું આવી દીપ
પતંગ પડયો હે. ભોગ અનેક જ્યું ષડરસ ભોજન,

જેસે બંસી જ્યું એ મીન અમોહે, સ્પર્શ
ભોગકું જાનત ઓહો વીંની, જ્યુ ગજ કીરની
સંધ ગીરીયો હે, ભોગ અવભાકે લોભ
લાગી રહ્યો ત્રપત પ્રાપત ભોગ ધર્યોહે
જે જે ભોગકી આપની ભાવના, ભોગ
અટાદીક જીવ ર્યો હે, ભાણુ કહે રવી
લાલચ ભોગહી, વીહાન સ્વાદ જ જીર જ્યોહિ ॥ ૨૧ ॥

રેખતા.

પરોક્ષ પ્રસક્ષ સુખ ભોગ દેખે સુને, સામ
અરદામ બલ ભેદ જોરા,ચીત વીત ઇંનકી
કરે જોગ સીધી ધરે, યજ્ઞ અશ્વ મેધકી
મમત ઓરા, તોલા પુરૂષ ચીતવત બહુ
દાનકુ, જેસે ચંદ ચકોર કઠી, કારન
સકલ અહી ભોગકી વંછના, જપ
તપ્રાણુ ઉપમાન કષ્ટી, જંત્ર અરૂ મંત્રસે
ચીત લાગી રહે, ભોગકી લાલસા આઠ
જામે, ભોગહી કે લીયે બુદ્ધી વ્યાકબલ
રહે, ચીત ચોટયું રહે દામ કામે, કાશી
કરવત ચાત લેન ઇચ્છા કરે, પ્રવેશ
ત્રવેણી ભાન ભોગા, વાજ્ઞાન
કોશમે એસે નીશ્ચે કીયા, સુન
રવીદાસ પુત્ર ધન લોગા ॥ ૨૨ ॥
વિજ્ઞાનમેં એરોહી બહોત સંકલ્પ ધરે
મનોમે મોવી કૃત કરહી કૃતા, પ્રાનમે
કૃમ સીધી સોઈ જાણીયે, અનોમે, કોશ

હોઈ પ્રગટ વરતા, દોઉ શરીર અરૂ
ચાર મીલ બંધસેં, તાહીકુ જોરીકે
સબ દેખાએ, ન્યારે ન્યારે કરી અર્થ
અનુભવ ધરી, ભોગવતા ભાવકા ભેદ
પાઇએ, કોશ વીજ્ઞાન બધ્યો બંધન કરી
જીવ સોઈ ભોગતા ભાવ માને, ભાવ
કૃતવ કરી અંધ ઓહો બધ્યો, કોશ મનોમે
ચાવો આને, બહોત ફેરી ફરી કર્મ ભાવે કરી
બંધીયો પ્રાણમેં કર્મ યાગે, અનકી કોશ
અભીમાન કર બધીયો, ભાણ કહે બંધીયો બંધ
વીના શંગે ॥ ૨૩ ॥

અબ કહું શીશ આનંદમે કોશ ચેહ, બતાઉં
ભોગ શ્રુતી કહેતા કે, મોદ પ્રમોદ આનંદ
મો દેખલે, પ્રીય ભાવ મીશ્રીત સતગુન
જાકે, રાજસ ગુણ તાહી નીજ મુલતમ
ગુનજહાં, પરસ્પર દોઉ જીવ ઈશા,
નાત વર્જ તાહીકા અર્થ કરી કે લહો,
મીલે દશ એક સોઇ મુલનીશા, કારન
દેહ જહાં, કોશ આનંદ તહાં, પીરો બુઝાત
મો લોક સીયાના, આનંદ ભાસકો
એસે કહે ગુરૂ ન જાતુ ન જાતુ કહે સુખ જાના ॥ ૨૫ ॥

આનંદ કોશ કહ્યો.

રેખતા.

દ્દષ્ટાંત કહી બંધુકું શીખ દેખાઇયું,
આનંદ કોશમે જીવ બંધ્યા, જ્યું ગજ

ઘેરી જ્યું ગારીમે અટકહી, નીકસત નાહી
બલ અપને બાંધ્યા. ઓરૂંકે બલ ઉબાર
નાંહી કછુ, જબેલ કીયે ગજ નીકસી જાઇ,
ઓર કોટીક જાતને નીકસે નહી, કોગજ
ગજકે હોન સહાઈ, એસેહી જીવ જતન
કીયે ઉબરે, કે હરી ગુરૂ સંત કીપા હોઈ,
કહે સત ભાણુ અહં મમ છુટી જબ
સ્વરૂપે મુક્ત અરૂ બંધન હોઇ ॥ ૨૬ ॥

સવૈયા.

કહું અવસ્થા તીન પંચ કોશની, મીથ્યા
શ્રમે જીવ, લાલ બુધ ઓરા, કીયાકે
નહી અનાજ, ધુમરકે પરજને, ભાણુ
કહે સતમાત, બીજ બોયો ફને ॥ ૨૭ ॥

રેખતા.

આનંદ વીજ્ઞાન મનોમે પ્રાણુ અન, અવસ્થા
તીન પંચ કોશ કહેવે, જાગ્રત સોહી
અન કોશમે ભાસહી, કોશહી તીનમે સ્વપન
રહેવે, કોશ આનંદમે સુસો પતી લહી, પંચહી
કોશસે ત્રીય અવસ્થા જાનો, ખબ પંચ કોશ
કો ભાવ સબ ત્યાગવો, અભ્યાસકો
ત્યાગ સો મુક્ત માનો પંચહી કોશમે
ભાવહીકે લીયે, બાંધીયો જીવ સો તાહી
માંહી, જીવ ભાવ મીટયો તબ સહેજ મુક્તા
રહે સરૂપે રહ્યો બંધ મોક્ષ નાહી, પંચહી

કોશમે મોક્ષીકે લીયે, પુછ્યાસો અર્થ કહ્યો
કદ્દાઈ, સમજ રવીદાસ પંચ પરમાત્મા
પહોંચીયા સંત કોઈ લક્ષ સીપાઈ ॥ ૨૮ ॥

ઈતી શ્રી સતગુરૂ ભાણદાસજી રવીદાસજી કૃત
પંચ કોશ સંપુર્ણ.

## અથ શ્રી રવીસાહેબનું કવીત ઉપલી સંખ્યાનું

પ્રથમ સત અરતીન, દુતીયે એકાદશ જાનો
ત્રતીએ એકાદશ ઠાન, ચતુર્થે પંચોતેર માનો
પંચમ ત્રયો દસ ઠાન, ષષ્ટ નવ કીનો લેખા
સપ્તમે બતીસ એક, અષ્ટે અઠાવીસ દેખા
નવમ અંક એકાદશ સહી, પ્રથક પ્રથક કરીકે કહ્યો
સંખ્યા ત્રીસત સાત ઉણ, રવી ગ્રંથ પુરણ ભયો.

શ્રી સ્વામી જે રામ દાસજી ચરણ સ્વામીએ ગામ વણપરીમધ્યે સંવત ૧૯૪૩ ના શ્રાવણ શુદ ૨ ને રવીવારે, આ પ્રત લખીવી પુરણ કહેલ તે પ્રત ઉપરથી ઉતારો કરેલ છે.

## અથ સાખી શ્રી રવીસાહેબની લીખ્યતે

શ્રીગણેશાયનમઃ

# અથ શ્રી ગુરૂદેવકો અંગ પ્રારંભ.

## અથ સ્તુતી.

અખંડ રામ રમતીતની, પુની સતગુરૂ સબ સંત
રવીદાસ વંદન કરે, પલ પલ વાર અનંત ॥ ૧ ॥
રવીદાસ પ્રણુવું પ્રેમસુ, સતગુરૂ સત સુ જાન
માગુ મન ક્રેમ વચનમે ગુરૂ ગુરૂ ભક્તી જ્ઞાન ॥ ૨ ॥
વંદુ ગુરૂપદ વીમલ કર, વાણી બુદ્ધી રસાલ
રવીદાસ ગુરૂ ગોવીંદ ખરા, કરતા જુગલ ક્રીપાળ ॥ ૩ ॥
નમણુ કરૂં નીત પલ પલ, રવી અલખ ગુરૂ અંગ
સેનનમે સમઝાઈ કરી, ભલ કીના ભવ ભંગ ॥ ૪ ॥
ડંડૌત કરૂં ગુરૂ દેવને, પાઉ પલક પશાયે
જીવન મુક્તી જુગ જુગે, જનમ જનમ દુ ખ જાય ॥ ૫,॥
પાંઉ પર એહ પુરૂપકુ , રવી સાચે સતગુરૂ વીર
નેનમે ન્યારે કીયે, નીર નીવેરા ખીર ॥ ૬ ॥
નીમપ અ ક ગુરૂનાથકા, બલ જા ઉ વારંવાર
મનમે રામ મીલાઈયા, રવી જુગપત જુગદાધાર ॥ ૭ ॥
રવી સમરૂ સતગુરૂ સાચ મન, કાટન કરમ ક્રીપાળ
પ્રમ અમીરસ પાયકે, નીરખે કીયો નીહાળ ॥ ૮ ॥

રવી સાખી દાખી દુર્લભ, ગુરૂકું કીન પ્રણામ
ચક્ષુમે ચેતન દીયા, સાચે સતગુરૂ રામ ॥ ૯ ॥
સતગુરૂ મીલે શ્રીભાણુ બ્રહ્મ, જીનદીના નીજધામ
રવીદાસ નીશદીન કરે, સો ગુરૂકું પ્રણામ ॥ ૧૦ ॥
સતગુરૂ મીલે શ્રી ભાણ બ્રહ્મ, પ્રગટયા જ્ઞાન પ્રેકાશ
તીમીરથા રવીદાસ કહે, દુર કીયા સબ નાસ ॥ ૧૧ ॥
સતગુરૂ મીલે શ્રીભાણુ બ્રહ્મ, મીટયા કરમ કલેશ
નામ જહાજ રવીદાસ કહે, ઉતર પડયા ઉન દેશ ॥ ૧૨ ॥
સતગુરૂ મીલે શ્રીભાણુ બ્રહ્મ, નામ બતાયા એક
રવીદાસ નીજ નામકા, વીરલા લહે વીવેક ॥ ૧૩ ॥
સતગુરૂ મીલે શ્રીભાણુ બ્રહ્મ, નામ બતાયા સાર
તાપ મીટયા તાળી લગી, સુરત લગી એક તાર ॥ ૧૪ ॥
સતગુરૂ મીલે શ્રીભાણુ બ્રહ્મ, દીની અખંડીત ધીર
રવીદાસ આતમ લીખ્યા, આઈ સુખકી સીર ॥ ૧૫ ॥
સતગુરૂ મીલે શ્રીભાણુ બ્રહ્મ, આપા માંહી આપ
રવીદાસ સુરત મણી, સોઈ સકળ ઘટ વ્યાપ ॥ ૧૬ ॥
ચોટ લગી ગુરૂ શબ્દકી, રવીદાસ રૂદીયા માંય"
આનંદ ઉપજ્યા ભય ગયા, ચીંતા ઉપજે નાંય ॥ ૧૭ ॥
ચી તાકી ચોકી ઉડી, આનંદ ઉપજ્યા અંગ
સતગુરૂકે સત શબ્દમે, રવીદાસ લાગ્યા રંગ ॥ ૧૮ ॥
રંગ લાગ્યા રવીદાસ કહે, સતગુરૂકે ઉપદેશ
હેતે હરીકે નામમેં, મનકુ કીના પેશ ॥ ૧૯ ॥
પેશ કીયા મનુવા જબે, સોંપ્યા ગુરૂકે હાથ
દીયા ગુરૂએ રવીનામ તબ, સુધરી સબહી વાત ॥ ૨૦ ॥
બનતા બનતા બન ગઇ, સ્નેહ ઉપજ્યા સાર
રવીદાસ સતગુરૂ મીલે, ઉપજ્યા બ્રહ્મ વીચાર ॥ ૨૧ ॥

વીચારે વસ્તુમાં મીલે, સતગુરૂકે પરતાપ
રવીદાસ રૂધણુમટી, પરલે હો ગયે પાપ ॥ ૨૨ ॥
પાપ સબ પરલે હુવા, સતગુરૂ કીની સાર
રવીદાસ નામ નીશ્ચે કીયા, સુરત લગી નીરધાર ॥ ૨૩ ॥
અખંડ આનંદ ઉપન્યા, લાગ્યા નામ સ્નેહ
રવીદાસ સતગુરૂ મીલ્યા, દુધે વુઠીયા મેહ ॥ ૨૪ ॥
દુધે ત્રુઠે મેહલા, સાકર કરા, પડંત
રવીદાસ ગુરૂદેવકી, કલા લહે કોઇ સંત ॥ ૨૫ ॥
ગુરૂકીગત અપારહે, બુઝે વીરલા કોય
રવીદાસ ગુરૂદેવકી, કલી પડેનહી મોય ॥ ૨૬ ॥
સુરનર મુનીગતના લહે, બ્રહ્મા ઇંદ્ર અપાર
રવીદાસ ગુરૂદેવપર, પ્રાણ કરૂં બલીહાર ॥ ૨૭ ॥
પ્રાણકર બલીહારમેં, રવીદાસ કહે ગુરરામ
દુજા મે દાખું નહી, મેરે તુમસે કામ ॥ ૨૮ ॥
મેરે એકહી સતગુરૂ, ઓર નહી કોઇ ઈષ્ટ
રવીદાસ કેતીક કહે, જાનતહે સબ સ્રષ્ટ ॥ ૨૯ ॥
ઈષ્ટ શોષ્ટ જાને સબે, નીરખે વરીયા નાથ
રવીદાસ સતગુરૂ શબ્દસેં, હરજી આવ્યા હાથ ॥ ૩૦ ॥
આયા હાથ હરજી હવે, પલકન છોડું પાસ
રવીદાસ સતગુરૂ શબ્દ સે, નામ વીના નહી આસ ॥ ૩૧ ॥
આશા એક હરી નામકી, સતગુરૂ બીન નહી તાત
રવીદાસ એક હરી નામ બીન, મીલે ન દુસરી બાત ॥ ૩૨ ॥
દુજી આશા ના મીલે, તુમહી વીના ગુરૂ રામ
રવીદાસ કહે કીપા કરો, જે ભક્તી હોય નીઃકામ ॥ ૩૩ ॥
દુજી આશા ના મીલે, તુમ બીન ત્રીભુવન રાય
કૃપા કરો રવીદાસ કહે, ગુરૂ ભક્તી ભંગન થાય ॥ ૩૪ ॥

ભક્તી ભંગ ન હોય તબ, પ્રસન્ન હોય ગુરૂદેવ
લહે લાગી હરી નામકી, પુરણ પાયા ભેવ ॥ ૩૫ ॥
ભક્તી ભંગ ન હોય તબ, બલવંત કીજે ભાત
લે લાગી તવ નામકી, રવીદાસ દીન રાત ॥ ૩૬ ॥
રાત દીવસ રવીદાસ કહે, રૂદે તુમ્હારા નામ
દુજા મીલે ન આશરા, દુજા કરૂં ન કામ ॥ ૩૭ ॥
દુજા કામ કરૂં નહીં, સતગુરૂ વરીયા સત
રાત દીવસ રવીદાસ કહે, રહે રામસેં રત ॥ ૩૮ ॥
એ હેરી મત દીજે ગુરૂ, ગાંઉ હરીકા નામ
રાજા જનકા રવીદાસ કહે, રામહી તુમ વીશરામ ॥ ૩૯ ॥
તુમ વીસરામ હો રામજી, દુજા કોઉ નાહે
રવીદાસ ગુરૂ પ્રસાદસે, દેખ્યા રૂદીયા માંહી ॥ ૪૦ ॥
રૂદીયા માંહી ઢુંઢતા, પાયા રામ રતન
ત્યાં રીઝયા રવીદાસ કહે, અવગા જાય ન મન ॥ ૪૧ ॥
અવગા મન જાવે નહી, અબ અટકયા ગુરૂ સાથ
રવીદાસ હરી નામકી, મોટી મોકું આથ ॥ ૪૨ ॥
ભાત ગમે નહી કહુકી, ગમે હરીકા નામ
રવીદાસ રાચે વાહીસે, જાંસે હોવે નામ ॥ ૪૩ ॥
ભરમ ન ભાગે કાહુસે, બીના હરીકે નામ
રવીદાસ સતગુરૂ મીલ્યા, પાયા મન વીશ્રામ ॥ ૪૪ ॥
રામ નામ વીશ્રામ હે, દુજી મીલે ન ઓથ
રવીદાસ હરીના નામ ભજ, તજ સકલકી ઓથ ॥ ૪૫ ॥
નામ હરીકા સમરીયે, અંતે આવે કામ
રવીદાસ રૂદે વીચારીયા, નકર નીરવાણ નામ ॥ ૪૬ ॥
સતગુરૂએ નામ બતાઇયા, રવીદાસ રૂદયે રાખ
મનવાજો માને નહી, તો સુણો પુરાતન શાખ ॥ ૪૭ ॥

સાખ્ય પુરાતન સંતકી, સબહી દેત બતાય
કલીયુગમે રવીદાસ કહે, નામ નીશાન બજાય ॥ ૪૮ ॥
મુખસેં કહી જાવે નહીં, એસી બાત અગાધ
રવીદાસ કહે સોઈ જાનસી, જાકું મલીયા સાધ ॥ ૪૯ ॥
જાકું મલીયા સતગુરૂ, તીન એ બુઝી બાત
રાત દીવસ રવીદાસ કહે, લાગી રામ સ ઘાત ॥ ૫૦ ॥
તાપ મીટયા તાળી લગી, ગુરૂ બીન હે કછુ નાહી
રવીદાસ લાગી ઓરસેં, સો ડુબત જગમાંહી ॥ ૫૧ ॥
જગમાં એ જીવ બુડીયા, જીન વીસાર્યા ગુરૂરામ
સતગુરૂ બીન રવીદાસ કહે, સરે ન એકો કામ ॥ ૫૨ ॥
એકો કામ સરે નહી, ગુરૂ વીના ભવ મોહે
રવીદાસ ગુરૂ ભક્તી બીના, કો ઉતરેગો નાહી ॥ ૫૩ ॥
તારે તારન હારતું, ભારી ભવ સંસાર
નામ વીના રવીદાસ કહે, કોણ ઉતારે પાર ॥ ૫૪ ॥
સાહ્ય કરે સંસારમેં, એસા દેખું નાય
ગુરૂવીના રવીદાસ કહે, સબહી દુબધ્યા માંહી ॥ ૫૫ ॥
દુબધ્યા માંહી દુનીયા સવેં, બીન દુબધ્યા નહી હોય
રવીદાસ લાગ્યા નામસેં, એસા વીરલા કોય ॥ ૫૬ ॥
વીરલા કોઈ સંસારમેં, રવીદાસ રાતા નામ
બાકી સરવે બાહરે, અપના અપને કામ ॥ ૫૭ ॥
અપની અપની પક્ષકા, સબકોઇ દાખે બલ
રવીદાસ પહોંચે રામકું, કોઇ એકલ મલ ॥ ૫૮ ॥
વીરલા પહોંચે વસ્તકું, સતગુરૂ મીલીયા જાઈ
રવીદાસ બ્રહ્મ ભાવકી, રૂચ ઉપજે કછુતાઇ ॥ ૫૯ ॥
સતગુરૂકે પ્રસાદસેં, સબહી નમાવે શીશ
રવીદાસ રામમાં મીલી રહ્યા, નમે કોટી તેતીસ ॥ ૬૦ ॥

દેવ નમે નીત તાહીકું, જાકે થીર ગુરૂરામ
મનકુંજી ત્યાં અબ રવી, જમ ન ઘાલે હામ ॥ ૬૧ ॥
જમ ન ઘાલે હામ તીંહા, સતગુરૂ વરીયા એક
રવી જુગ જાને નહી, વીરલા લહે વીવેક ॥ ૬૨ ॥
સાધુ તાકુ જાણીયે, જામે શુધ્ધ વીચાર
રવીદાસ કોમળ રૂદે, સતગુરૂકા આધાર ॥ ૬૩ ॥
ટેક શુધ્ધ રાખી રૂદે, રવી ભાલ્યા ગુરૂરામ
દોહીદીશ ધાવે બાપડા, તાકા સરે ન કામ ॥ ૬૪ ॥
કાજ સરે નહી તાસકા, જે કોઇ દહો દીસ ધાય
રવીદાસ રાહા સુજે નહી, ગુરૂબીન ગોથે ખાય ॥ ૬૫ ॥
ગોથે ખાયે ગુરૂબીન, મરમન જાણે મુલ
રવીદાસ ગુરૂ સેવ્યા નહીં, રહ્યા કંકુલકુ કુળ ॥ ૬૬ ॥
રામ ભકતકું આદરે, ભક્તી ભરોસા એક
રવીદાસ ગુરૂ રામકી, મનમાં રાખો ટેક ॥ ૬૭ ॥
ટેક ટાંક નવ છોડીયે, જીવ જાય તો જાયે
રવીદાસ રામ મીલનકા, ગુરૂબીન નાંહી ઉપાય ॥ ૬૮ ॥
મારગ પાવે રામકા, જો કોઈ ગુરૂગમ હોય
રવીદાસ પાવે રામકુ, ગુરૂચરન મન પ્રોય ॥ ૬૯ ॥
જીવત ખોવે જીવકું, તો પાવે નીજ ઠામ
રવીદાસ ગુરૂકું દીયે, ગુરૂ મીલાવે રામ ॥ ૭૦ ॥
નહી કાયરકા કામ એ, હે સુરાકા પંથ
રવી કોઉ ગુરૂગમ આગમે, હો રહ્યા બધો બધ ॥ ૭૧ ॥
અંત ન આવે પંથકા, ઘર ગુરૂકા હે દુર
રવીદાસ કોઉ પહોંચીયા, નીરખ્યા હાલ હજુર ॥ ૭૨ ॥
શુરા ગુરૂકા બાલકા, કાયર સબ અકલાય
રવીદાસ મારગ વીકટ હે, નહીતર સબકોઈ જાય ॥ ૭૩ ॥

ચોટે દેખાદેખી સબ, તાંહુમે પહોંચે કોય
રવીદાસ પીયુમાં સમે, જો સાચા ગુરૂસંગ હોય ॥ ૭૪ ॥
પહોંચન હારા પહોંચીયા, સતગુરૂકે દરબાર
રવીદાસ જુદા જીવડા, જમકી ખાસી માર ॥ ૭૫ ॥
સબ પીરનકા પીર હે, સબ દેવનકા દેવ
સબ જીવન મે આતમાં, સોઇ ગુરૂરવી મેવ ॥ ૭૬ ॥
માર ખાય ચીન્યા વીના, બહુ અજ્ઞાની જીવ
રવીદાસ ગુરૂ કીપાવીના, દેહમે નહી દેવ ॥ ૭૭ ॥
દેવત નાહી દેહમેં, દુષ્ટ ઔર બુધ્ધી હીણ
સંત સમજ કર ચુપ રહા, રવીદાસ રસ પ્રવીણ ॥ ૭૮ ॥
રવીદાસ સતગુરૂ બરયા, સો સંત બુઝે ભેદ
ગુણ નીર્ગુણ મધ્ય જ્ઞાનમેં બાક બીનાહી બેદ ॥ ૭૯ ॥
બેદ બીધી ગદ વેદના, કરતહે કરમી સોય
રવીદાસ ગુરૂગમ ગતી, બુઝે વીરલા કોય ॥ ૮૦ ॥
કોઈક બુઝે નામકું, સબહી બુઝે નાય
રવીગુરૂ બીન ડુબીયા, મુરખ કરમ કુપ માંય ॥ ૮૧ ॥
શુભહી કરમ જુગતે નરે, તો હોય નીજ ભક્તાઇ
રવીદાસ સંત આગે ભયા, તીનએ અદલ ચલાઈ ॥ ૮૨ ॥
અદલ બાદ ગુરૂ ગમ કરી, સત લહે નીજ મર્મ
રવીદાસ ઔર જકતકું, દીએ આન ધર્મ ॥ ૮૩ ॥
આન ધર્મ જગકું દીયે, હમકું ગુરૂકા ભક્ત
રવીદાસ સાચી બાતસેં, રાખે રીસ જગત ॥ ૮૪ ॥
મુરખ મરડાતા ફીરે, રવીદાસ પરજોર
યા મનકી સતગુરૂવીના, કીસે સુનાવુ શોર ॥ ૮૫ ॥
કાહુકુ શોર સુનાવુ મેં, દીલકી રહે દીવેશ
રવીદાસ કીના મનકુ, ચરન ગુરૂકે પેશ ॥ ૮૬ ॥

સતગુરૂ કેરે શબ્દસેં, ખસકીના એહ મન
રવીદાસ રઘુનાથકું, સું'પ્યા તન અર મન ॥ ૮૭ ॥
તન મન ધન ગુરૂકું દીયા, આછી બન ગઈ બાત
રવીદાસ હરી હરી રૂદે, હોતહે દીન રાત ॥ ૮૮ ॥
રાત દીવસ રવીદાસ કહે, આનંદ હોત અમોઘ
જીસ કારણ ઢુંઢત સખે, મો સહેજે ભયા સંજોગ ॥ ૮૯ ॥
દયા કરી મો સતગુરૂ એ, શબ્દ સુણાયા કાન
રવીદાસ હીરદે મીલ્યા, ભય ભંજન ભગવાન ॥ ૯૦ ॥
ડોલ લગ્યા દીલ અંદરે, તુમસે ગુરૂ સનેહી
રવીદાસ ગજુ કીયા, જીવ સ ધાતે દેહી ॥ ૯૧ ॥
જીવ સહીત એ દેહડી, સોંપી ગુરૂકા હાથ
રવીદાસ રામ સંભાળતે, નીરભે કીના નાથ ॥ ૯૨ ॥
અબ ભે મેરે મીટ ગયા, નરભે હુવા નીધાન
હાજર હજુર ગુરૂમીલે, રવીદાસ નીરખાન ॥ ૯૩ ॥
ઉલટા મુજમેં આઇયા, કીસકુ કર અરજ
ફીકર મીટી રવીદાસ કહે, મેરી તોય ગરજ ॥ ૯૪ ॥
ગરજ તીહારે મેરડી, મુજ માહી મેં નાહી
મેરે તોકું તબ ગરજ, રવીદાસ તુજ માંહી ॥ ૯૫ ॥
જો તુજમેં મન ભેળીયું, તબ ઉપજ્યા બ્રહ્મ ભાવ
વીના ભાવ રવીદાસ કહે, લાગત નહી દાવ ॥ ૯૬ ॥
દાવન લાગે દુષ્ટકું, રવીદાસ રૂદે વીચાર
આપા તજ જીવત મરે, સોહી પાવે પાર ॥ ૯૭ ॥
પાર જીનુંસે પાઇયે, તાકાં કીજે સંગ
રવીદાસ રસ સંસારકા, કબહુ ન લાગે અંગ ॥ ૯૮ ॥
ગાભ લાભ કછુ નાહરે વીના સમે સુન ભેવ
રવીદાસ એસા જાનીકે, સમે ગુરૂકુ સેવ ॥ ૯૯ ॥

સતગુરૂ સાચા મેલીયે, માનવ કેરી દેહ
રવીદાસ કરણુા વીના, ઉડે ન ખેપટ ખેહ ॥ ૧૦૦ ॥
સતગુરૂ કેરી શીખ એ, કાન ધરે જો કોય
રવીદાસ સ સારમે , રામહી સનમુખ હોય ॥ ૧૦૧ ॥
સ સારીસુ તોડકે, રવી સતગુરૂસે જોડ
અ ધનહે બહુ જન્મકે, સો પલમે નાખે મોડ ॥ ૧૦૨ ॥
જોમી રહે જખ મારકે, રવીદાસ ભજ રામ
નરખે રહીયે નચ ત હોઈ, બીગરે નહી કામ ॥ ૧૦૩ ॥
રવીદાસ સતગુરૂ સ ત બીન, ઓર સમે પાખ ડ
આન ઉપાસના જો કરે, પચે નરકકે કુ ડ ॥ ૧૦૪ ॥
રવીદાસ સતગુરૂ સ ત બીન, ઓર કર ઉપાય
બોઝ ભયો દસ માસલો, વૃથા જાઈ ઉનમાય ॥ ૧૦૫ ॥
રવીદાસ સતગુરૂ સ તકી, જાહીર ધારી છાપ
જીવત જાગ્રત સો ભયો, ટળ્યો મરન ભય તાપ ॥ ૧૦૬ ॥
રવીદાસ સતગુરૂ સ ંતકુ, અગ્ર સ્વરૂપ ઉરધાર
જ્યુ ં પાવક વન ખ ડ દહે, ત્યાં પાપ ન રહે લગાર ॥ ૧૦૭ ॥
રવીદાસ સતગુરૂ રામહે, ઓર રામ કોઉ નાય
રોમ રોમમે રમરહ્યા, બહાર બી ંતર માય ॥ ૧૦૮ ॥
અ ધીયારા સબ મીટ ગયા, સતગુરૂ કેરી જોત
રવીદાસ એસા જાનીકે, સતગુરૂ લીના ગોત ॥ ૧૦૯ ॥
રવીદાસ પાયા સતગુરૂ, જુગ પાયા જ ંજાળ
સાચા સતગુરૂ થીર ખડા, દુજા મીલે ન માલ ॥ ૧૧૦ ॥
રવીદાસ સાચા સતગુરૂ, રૂદીયા માહી રાખ
ઓર વીષય રસ છોડકે, અમૃત રસહી ચાખ ॥ ૧૧૧ ॥
વહ્યા જાત વહેવારમે, સતગુરૂ કીપાકીન
રવાં સતગુરૂ સમ કોનહી, વસ્ત અમોલીક દીન ॥ ૧૧૨ ॥

સતગુરૂસે રહેણી રવી, રાખેગા સંત કોય
સો આજગમાં જીતીયા, રામ પ્રાપ્તી હોય ॥ ૧૧૩ ॥
સાચા સતગુરૂ સેવતાં, સાચાહી ફલ પાય
રવીદાસ ગુરૂ કાચા મીલે, સો અધવચ બીગડી જાય ॥ ૧૧૪ ॥
સાચા સતગુરૂ જો મીલે, તો રવી રહે નહી ખોટા
તાક તાક મનમાં રહી, શબ્દો કેરી ચોટ ॥ ૧૧૫ ॥
રવીદાસ શીસ્ય ન કીજી યે, રીસે રોસ બધે
નમણુ ખમણુને દીનતા, સતગુરૂસે હી સધે ॥ ૧૧૬ ॥
અનભો કેરી બાણુ બીન, દુજી કરે ન પેશ
રવીદાસ તાકું લગ્યા, સતગુરૂકા ઉપદેશ ॥ ૧૧૭ ॥
સતગુરૂકેરા જ્ઞાનવીના, કરે નહી પરતીત
રવીદાસ તાકું બન ગઇ, સાચ બસે તી બાત ॥ ૧૧૮ ॥
ઘટે ઘટાઇ કાઉકી, રવીદાસ ભક્તી નાઇ
સતગુરૂ બીન સબકો મરે, કુટ કુટ મન માંહી ॥ ૧૧૯ ॥
સતગુરૂ કેરા શબ્દકા, રવીદાસ તજે નહી રંગ
જે દીલ મીલ્યા દયાળસેં, સો ભવ ન હોસી ભંગ ॥ ૧૨૦ ॥
સમજુકું ચાનક લગે, મુરખકું કછુ નાય
રવીદાસ સતગુરૂ વીનકે, સમજ રહ્યા મન માંય ॥ ૧૨૧ ॥
પાર ઉતારે સતગુરૂ, જગતગુરૂ જગદીશ
રવીદાસ મનકુ જીત દે, તાય નમાવુ શીશ ॥ ૧૨૨ ॥
શીશ નમાયા સંતકુ, કે સતગુરૂકે રામ
રવીદાસ દુજા કાહુસુ, નાહી અમારા કામ ॥ ૧૨૩ ॥
દુર રહીયે સંસારસો, ગુરૂસો રહીયે સમીપ
રવીદાસ ગુરૂ જ્ઞાનકા, પ્રગટયા અખંડીત દીપ ॥ ૧૨૪ ॥
અચેતક છું લેતા નહી, સતગુરૂ ચેતન કીન
શબ્દ બાણુ જબ લાગીયા, તબહી ભયા પ્રવીન ॥ ૧૨૫ ॥

સતગુરૂ વીના રવીદાસ કહે, વધે કલ્પના કોટ
સુમરન રામ ગુન છોડ કે, અવગુન બાંધે મોટ ॥ ૧૨૬ ॥
સતગુરૂકું ચીન્યાવીના, સબીલકું સુધ નાય
રવીદાસ કેરું ધામરે, મનકામ નહી માંય ॥ ૧૨૭ ॥
સુધા સતગુરૂ જ્યા મીલ્યા, ત્યાં હુવા પ્રકાશ
રવીદાસ રૂદીયે પ્રગટીયા, જ્ઞાનરવી ઉજીયાસ ॥ ૧૨૮ ॥
ગુરૂકી રીત રહસ્ય યહ, જાને જુગમે કોય
રવીદાસ સોઇ ભેદીયા, સતગુરૂ મળીયા હોય ॥ ૧૨૯ ॥
સતગુરૂ વીન સુજે નહી , અગમ અગોચર બાત
રવીદાસ સો બુઝહી, જાકો મન અબ સાત ॥ ૧૩૦ ॥
પ્રેમ પીયાલા પીજીયે, સતગુરૂકે પરતાપ
રસપીતાં રવીદાસ કહે, મટી ગયા ત્રે તાપ ॥ ૧૩૧ ॥
જીન નીર્ધાર્યાં સતગુરૂ, રવીદાસ નીજ રૂપ
કલ્યાન જાવે કાહુસે, એસા અકલ અનુપ ॥ ૧૩૨ ॥
રવીદાસ રૂપ નીહાળીયા, મન રોપ્યા ગુરૂભાવ
અબ દવ દુજે કાહુસો, લાગત નાહી દાવ ॥ ૧૩૩ ॥
નેહન લાગે કાહુકા, રવીદાસકે દીલમાંય
સુરત સતગુરૂ મેં ગડી, ઔર સે તી નાય ॥ ૧૩૪ ॥
બાત બતાઇ ભગતકી, જાશે ઉપજ્યા ભાવ
રામ રામ સબકો કહે, પણ ગુરૂસેં કીરે સુંભાવ ॥ ૧૩૫ ॥
ઝલહલ જ્યોતી ઝલહલે, અખંડ ભયા પ્રકાશ
સતગુરૂસેં રવીદાસ કહે, સહેજે ભયા સમાસ ॥ ૧૩૬ ॥
સતગુરૂ મીલે તો પાલટે, તન મનકા વહેવાર
ઘાટમકા ઘોડા કીયા, શ્વેત રવીં નીરધાર ॥ ૧૩૭ ॥
સતગુરૂ બીન રવીદાસ કહે, રૂદય કાહુ નધાર
દુજા કોઉ ના કરે, ભવ સાગરકે પાર ॥ ૧૩૮ ॥

જુગમે સબહી ખરાબ હે, મતલબકે સબ યાર
સતગુરૂ બીન રવીદાસ કહે, જુઠા જગકા પ્યાર ॥ ૧૩૯ ॥
સતગુરૂ એસા ચાહીયે, દેહ ગ્રેહ વીસરાય
મન રાજીકું કેદ કરી, રવી અખંડ લહેલાય ॥ ૧૪૦ ॥
દેહ મન સતગુરૂકુ દીયા, રવીદાસ રહે પરપાર
જાકાતાકું સોપીયા, ઉતર્યા શીરકા ભાર ॥ ૧૪૧ ॥
એક પલકમેં લગતહે, રવી મોરચેં મન
સો કયું અલગા છોડીયે, સતગુરૂ રામ રતન ॥ ૧૪૨ ॥
રવીદાસ ઘટમેં ચોર હે, ઘટમાહી સાહુકાર
ઘટહીમેં સબ લોક હે, ગુરૂગમ કીયા વીચાર ॥ ૧૪૩ ॥
જોગી જતી ઢુંઢે સકળ, મોઈ ઘટમેં આય
રવીબીજ ધરની ગડે, સો કરસણુ નીકસે જાંય ॥ ૧૪૪ ॥
સતગુરૂસે સત સ્વરૂપકું, રવીદાસ નીરખે નેંન
પી ડ બ્રહ્માંડકે પારહે, સમજી સમ્યા ગ્રહી સેંન ॥ ૧૪૫ ॥
એક મન માર્યા નહી, મનરૂચ કહે ગુરૂ બાત
રવીદાસ ગુરૂ સ્વારથી, કરે ઓરસે ઘાત ॥ ૧૪૬ ॥
સતગુરૂકે પરતાપસેં, પલ રહે પલવાર
રવીદાસ એક હરી લીખ્યા, સો સતગુરૂકે ઉપકાર ॥ ૧૪૭ ॥
ગુરૂ ગોવીંદ દો એક હે, દેખનકું દો જાત
રવીદાસ શીખ સમઝે નહી, તામે લાગે લાત ॥ ૧૪૮ ॥
લાગે તાકું ઘાતડી, કરે વાતડી ઓર
રવીદાસ ગુરૂ ગોવીંદ બીન, કહુ નહાલા ઠોર ॥ ૧૪૯ ॥
અવગીહા મન રાખીયે, સબઘટ હે ગુરૂરામ
રવીદાસ સતગુરૂ શબ્દ બીન, કોન સુધારે કામ ॥ ૧૫૦ ॥
ખાલી ઠોર મીલે નહીં, ગુરૂ ગોવીંદ સબ ઠામ
રવીદાસ સતગુરૂ સંગ બીન, અવગી રાખ્ય ન હામ ॥ ૧૫૧ ॥

કાજ સુધરે કો નહી, ગુરૂ બીન મીલે હજાર
રવીદાસ એસા ઉરહે, જ્યુ ગધે શીર ભાર ॥ ૧૫૨ ॥
જ્યું ચંદન શીર ભારહે, ગરધવ કેરે જેહ
રવીદાસ ગુરૂ ચીન્યા વીના, કયુ ભાર મરેહ ॥ ૧૫૩ ॥
અનવચલે બહુ અકલ બીન, ભલા ન કેસી કોય
રવીદાસ સતગુરૂ વીના, અરસ પરસ નહી હોય ॥ ૧૫૪ ॥
ચીગડ પાગડ શીવકે, અંગ ઉપર લે ઓડ
રવી ઠંડ તબ જાયગી, સત ગુરૂ પુરે કોડ ॥ ૧૫૫ ॥
પહોચે મનકે કોડ તબ, કાયા મીટે કું પાર
રવી ગુરૂ શીખ એક હે, દેદારે દેદાર ॥ ૧૫૬ ॥
કાયાક ચન હોત હે, કે સતસંગ કે ગુરૂરામ
રવીદાસ દુજી બાત મે, સબહી કયાકામ ॥ ૧૫૭ ॥
રવીદાસ સતગુરૂ શબ્દસે, જનમ મરણુ દુખ જાય
શબ્દ અનાહદ મેં રમે, તતે તત સમાય ॥ ૧૫૮ ॥
રવીદાસ સતગુરૂ વેદ વીન, ઓષધ કરે અનેક
શબ્દ ચીને બીન બાપુરે, રોગ ન જાવે એક ॥ ૧૫૯ ॥
દ્રુત રોગ જાવે નહી, વીના કીપા કીરતાર
રવીદાસ મનકી આપદા, મીટયા કાજ હજાર ॥ ૧૬૦ ॥
બંધન નાખે છોડકે, મુગતે કરદે ઘાટ
રવીદાસ ગુરૂ શબ્દસે, મેટે સમે ઉચાટ ॥ ૧૬૧ ॥
કીજે હરખ હજાર પે, પહોચે નાહી કોડ
રવીદાસ ત્રુઠે સતગુરૂ, તો બંધન નાખે છોડ ॥ ૧૬૨ ॥
મેટે સમે ઉપકાર તબ, વરતે મંગળ ચાર
રવીદાસ ભજીયે સતગુરૂ, તબ પાવે દેદાર ॥ ૧૬૩ ॥
વરતે જય જય કાર તબ, જનમ મરણુ ભય જાય
રવીદાસ તત ચીન્યા વીના, ગુરૂપદ હાથન પાય ॥ ૧૬૪ ॥

ગુરૂ ઉપદેશ ન પાઇએ, જયાં ત્યાં સઘળે ઠોર
સતગુરૂકા રવીદાસ કરે, મત અગોચર ઓર ॥ ૧૬૫ ॥
તરત ઠેરાવે ઠોર ગુરૂ, વહેન વારૂ વાટ
રવીદાસ ગુરૂકે શબ્દસેં, ચડે ત્રીકુટીકે ઘાટ ॥ ૧૬૬ ॥
ચડે ત્રીકુટીકા ઘાટપર, અમૃત પીયે અઘાય
રવીદાસ સતગુરૂ શબ્દમે, અનહદ નાદ બજાય ॥ ૧૬૭ ॥
નાદ અનાહદ બાજીયા, ગરજી રહ્યા ગગન
રવીદાસ જ્યોતી ઝલમલે, સેવક ભયા મગન ॥ ૧૬૮ ॥
ગુરૂપર રાખે હેતસો, સાચા સેવક હોય
રવીદાસ ગુરૂ વીસારકે, મુખ્ખી નીદ્રૂ સોય ॥ ૧૬૯ ॥
આતમ પરચે આઇયા, તબ ગુરે મુલે શીશ માંડી
રવીદાસ એક રસ હોઇ રહ્યા, વીઠર્યાં વીઠરે નાડી ॥ ૧૭૦ ॥
ગુરૂ પદસેં અધરા ખરા, હોના સમેના કામ
રવીદાસ એસા સમજકે, ગુરૂપર રાખો હામ ॥ ૧૭૧ ॥
જાને ગુરૂકી બીકહે, તાકી તેવસી હીક
રવીદાસ બીક ન રાખહી, તાકું આગે બીક ॥ ૧૭૨ ॥
મુરખ જમકી બીક હે, તહાં નહી ઓથા ઓર
રવીદાસ સતગુરૂ શબ્દમેં, જમકરે નહી જોર ॥ ૧૭૩ ॥
રવીદાસ ડર્યા વીના, મીટે નહી ડગડગ
સાર શબ્દ ચીન્યા વીના, ચેતવકુ નહી વગ્ર ॥ ૧૭૪ ॥
ગુરૂસે આડા ફીરત હે, અનેક આરાવે દેવ
રવીદાસ સતગુરૂ રામકી, કરતા નાહી સેવ ॥ ૧૭૫ ॥
સાચેકુ સેવે નહી, જુઠે ચીત લગાય
રવીદાસ શાહેર છોડકે, ઝીલરસે [illegible] ॥ [illegible] ॥
સતગુરૂએ સાચાહીયે, તુરત મીલાવે [illegible]
મનકા મોહ છોડાયકે, રવી પહોચાવે [illegible] ॥ [illegible] ॥

કર્યે ગુરૂકે રવીકહે, શીષ્યકા કામ ન હોય
મદ મોહ છોડાવે મનકા, સાચા સતગુરૂ સોય ॥ ૧૭૮ ॥
માન ગુમાન રહીતહે, સતગુરૂ સરજન હાર
રવીગુરૂ ઉપર કરૂં, તનમન ધન બલીહાર ॥ ૧૭૯ ॥
આરસીહે આકાસકી ત્યા દેખા ગુરૂમુખ
સમજ વીચારી ચુપ રવી, કોનકુ કહીયે સુંખ ॥ ૧૮૦ ॥
મેરાસુખ તો મેં લહુ, કે ગુરૂકા હોય જેહ
ઓર ન જાને રવી કહે, અ ધા અરક ન લેહ ॥ ૧૮૧ ॥
બુઝે રવી વીવેક એ, સો સતગુરૂકી સુઝ
અહં મુખ કહુ જાને નહી, અનુભવ ઉંડી ગુ ઝ ॥ ૧૮૨ ॥
અનુભવ આત્મા લક્ષહે, પક્ષા પક્ષ ન ભુલ
સતગુરૂ કેરે શબ્દમેં, ભાગ્યા સ શય શુલ ॥ ૧૮૩ ॥
સલુકહુવા સેજેગુરૂ, બીગરી સમરી બાત
રવી સભર દેખાડીયા, જહાં કોઉન આવત જાત ॥ ૧૮૪ ॥
હાથ પકડકે હેતસેં, મોહી બેઠાયા પાસ
રવીદાસ કહે મેરકા, સતગુરૂએ, પુરી આશ ॥ ૧૮૫ ॥
લહે લગી ગુરૂ શબ્દકી, મોકયું જાવે રંગ
રવીદાસને મન મીલ્યા, મો ભવો ન હોસી ભંગ ॥ ૧૮૬ ॥
ચટકા લગ્યા ગુરૂ ચોજકા, અંતર ભયા ઉદ્યોત
જ્યું જ્યું ધોવે રવી કહે, ત્યું ત્યું નીકસે પોત ॥ ૧૮૭ ॥
પતંગકા રંગ પાવટે, ઢુંઢયા કહુ ન પાય
સતગુરૂકા રંગ રવી કહે, સો રંગ જુગે ન જાય ॥ ૧૮૮ ॥
ગુરૂબીન બોહ બેહે જાતહે, ગુરૂ ર ગ રહત રહુ
રવીદાસહ્રદે વીચારીયા, ગુરૂને ર ગ સહુ ॥ ૧૮૯ ॥
હુવા સબ સ સાર એ, સતગુરૂકા પરતાપ
રવીદાસ સબ થાયકે, રહે એકેલા આપ ॥ ૧૯૦ ॥

રૂપ બ ધાયા સતગુરૂ, વોચ રહી દેખે ભાવ
રવીદેખ અ તર રહ્યા, દુનીયાકા નહી દાવ ॥ ૧૯૧ ॥
સાધુજન સંસારમાં, સાહેબકું રહે દેખ
રવીદાસ નેના નીરખીયા, સતગુર કેરી ટેક ॥ ૧૯૨ ॥
ગુરૂકે જ્ઞાન વીવેકસેં, નેનુ નીરખે નાથ
રવીદાસ નામ નીહાળીયા, સબઘટ સ ગ ઔર સાથ ॥ ૧૯૩ ॥
સાયબ મેરે પાસહે, દુર દેખન કીત જાઉં
રવીદાસ સતગુર શબ્દસેં, નીશદીન દરશન પાંઉ ॥ ૧૯૪ ॥
બહેક ન જાવે બાહેરે, બીતર લગન લગાઈ
રૂદે કમલમે રવીકહે, સતગુરૂએ જોત જગાઇ ॥ ૧૯૫ ॥
નીશદીન દરશન પાંઉ મે, દલહીમે દેદાર
રવીદાસ બી તર કર્યા, દોડ ન જાવે બહાર ॥ ૧૯૬ ॥
સતગુર જોત જગાઈ હે, સાહેબ આયા હાય
રવીદાસ કીજે મોજડી, અનભે સરખી આથ ॥ ૧૯૭ ॥
રાત દીવસ સેવક કરે, સાહેબ સાથ કલોલ
રવીદાસકે રૂદીયે બસે, સતગુર કેરા બોલ ॥ ૧૯૮ ॥
વાતન ભાવે કાહુકી, ભાવે ગુરૂકી ગુહ્ય
રવીદાસ ઔરકી બાતડી, કરૂં જો સકુસ તુલ્ય ॥ ૧૯૯ ॥
સતગુર કેરા બોલડા, સાલે રૂદીયા માંય
રવીદાસ દુનીયા કેરડી, બાતા ભાવે નાય ॥ ૨૦૦ ॥
કરૂંજે શકુ શંકુ શલુઝકે, સબ કછુ દુજી બાત
રવીદાસ ગુંથણુ જ્ઞાનકી, અખંડીત દીવસ અરૂરાત ॥ ૨૦૧ ॥
ગુંથણુ ગોળા સબ મીટયા, સતગુરૂ શીપ હોય એક
આતમ પરમાતમ મીટયા, રવી સતગુરૂકી ટેક ॥ ૨૦૨ ॥
રાત દીવસ અખ ડહી, ગુરૂકા હરદે ધ્યાન
શબ્દા તીતકું જામીલ્યા, રવી દ્રષ્ટી ભઇ સમાન ॥ ૨૦૩ ॥

સતગુરૂ ઓર સ સારકી, બુઝીલે એક બાત
રવીદાસ કયા મવીયા ગીરી, કહા એર ઠકી જાત ॥ ૨૦૪ ॥
કહા કેરડ બોરડી, કહા આમ સુખ રાસ
રવીદાસ ગુ ગા જ્ઞાન કહા, કહા શબ્દ પ્રકાશ ॥ ૨૦૫ ॥
કહા સુખડ કહાં ઝીપગી, કહા દીપક કહા ચ દ
રવીદાસ એસા જાનીયે, ગુરૂ તેસા ગોવી દ ॥ ૨૦૬ ॥
કહા ગોવી દ કહા દેવતા, કહા ધરતી કહા આપ
રવીદાસ એસા જાનીયે, ગુરૂસે મીટે સતાપ ॥ ૨૦૭ ॥
મીલેન ખ ડ બ્રહ્માડમે, ગુરૂ સરખા ઓર
રવીદાસ સતગુરૂ વીના, સુરનર કરે બકોર ॥ ૨૦૮ ॥
સતગુરૂકી કૃપાવીના, લહેન નીજ ભકતાઈ
રવીદાસ ભરમાયકે, ધ ધે જકત લગાઈ ॥ ૨૦૯ ॥
શીષ ગુરૂકા સો લહે, નરહરી કેરી બાત
રવીદાસ જુગ ભરમાઇયા, સાધુ કરે ન તાત ॥ ૨૧૦ ॥
સાચાકે ગુરૂ પાસહે, જહા જાય તહા પુ ઠ
રવીદાસના જકતકુ, મીથ્યા માયા કુટ ॥ ૨૧૧ ॥
છુટ પાવે ક્ષોભસે, બીન સતગુરૂ ભવ માય
રવીદાસ છુટક સાચકે, ઝોકા લાગે નાય ॥ ૨૧૨ ॥
કીયા કરારી કામ એ, કાસળ મીટ ગઈ સબ
રવીદાસ ગુરૂ પ્રસાદસે, માયા નડે ન અબ ॥ ૨૧૩ ॥
દીની માયાકુટ સબ, જકત મરે સબકુટ
રવીદાસ સતગુરૂ વીના, પાવે નાહી છુટ ॥ ૨૧૪ ॥
અબ મોય માયા ન નડે, કાયા કરમહી શોત
તનમન ધન ગુરૂકુ દીયા, રવી કીની બહોત ॥ ૨૧૫ ॥
હાથ ન રાખી વારતવે, તબ શીરપર રૂહ્યા ન બોજ
રવીદાસ સતગુરૂએ સબલીયા, અપના યાસો બોજ ॥ ૨૧૬ ॥

જાકા તાકુ સુ પકે, રવીદાસ રહે નીચં ત
ચી ત્યા નાહી ચીતમે , સતગુર કેશા મીત ॥ ૨૧૭ ॥
વસ્તુ સમે સ ભાળકે, સોપી ગુરકા હાથ
રસીદાસ મે તે મીટયા, હાથ ન રાખી આથ ॥ ૨૧૮ ॥
અપનાયાસે ખોજકે, સતગુર લીયા સ ભાળ
રવીદાસ સબહી સોપીયા, અબ દીનીલી બાલ ॥ ૨૧૯ ॥
ચીતહી ચરણુ રાખીયા, જનમ મરણ દો નાહે
ગરક ભયા ગુર ગ્નાનમે , રવી ન આવે જાહે ॥ ૨૨૦ ॥
મન અગાગા જાવે નહી, સતગુર સમરથ છોડ
રવીદાસ દુનીયાકે સ ગે, તુ કયું ઝલે રોડ ॥ ૨૨૧ ॥
રવીદાસ ગુરકુ છોડકે, ઓરસે કર મત પ્રીત
ગુરકા ગ્નાન વીચારીકે, ચરનુ રાખો ચીત ॥ ૨૨૨ ॥
સતગુર ચરણે રાખીમન, સાચી લીજે બુઝ
રવીદાસ ગુરગ્નાનસે, કબહુ ન હોય અણુઝ ॥ ૨૨૦ ॥
ગુરકે પઢાયે પ ખી પઢે, ઓર માનસ લીયે ન માન
રવીદાસ ગુર પરગટકરે, કેસુધી સુને ન કાન ॥ ૨૨૪ ॥
અ ત કરણ ઉજન નહી, વીન ભક્તી ગુરગ્નાન
રવીદાસ લુખનખે, બીન બાજ તર તાન ॥ ૨૨૫ ॥
માયા સ ચે અનવડે, હોય શોચના ઓત
રવીદાસ ગુરકુ સોપીયા, તનમન માયા સોત ॥ ૨૨૬ ॥
દાશાતન દાખે સમન, જાકા ચોખા ચીત
રવીદાસ ગુર પરખા કરે, કો દીન લેતે અત ॥ ૨૨૭ ॥
પવન દર્યાં ગુર પ્રીતમા, પ્રીતે ભયા પ્રકાશ
રવીદાસ ગુર ગ્નાનકી, ચહુદીશ કુટી બાસ ॥ ૨૨૮ ॥
વસીરહી સબ દેલકે, છાની રહી ન જાય
રવીદાસ ગુરસે લહે, ગોવીદ કેરીગત ॥ ૨૨૯ ॥

રવીદાસ છાની કયું રહે, સાચી લગી લગન
સતગુરૂ ગેલ બતાઈયા, ગરજી રહ્યા ગગન ॥ ૨૩૦ ॥
માલકી અભરમું ભર્યા, સો મુકીમે કયું સમાય
રવીદાસ ગુરૂ ભેટી મીલ્યા, સહેજે રહ્યા સમાય ॥ ૨૩૧ ॥
સતગુરૂ સદા અખંડ હે, ખંડત નહી જપ જાપ
રવીદાસ આપા ચીનીયા, આપે પરગટ આપ ॥ ૨૩૨ ॥
સતગુરૂ પરગટ આપહે, આપ કરત હે જાપ
રવીદાસ આપ બચોલીયા, નીકસે તેહે સાપ ॥ ૨૩૩ ॥
ડગલે ડગલે સ્તુતી કરૂં, જીનું દીયા નીજ ભેદ
રવીદાસ મધ્યે મીલ્યા, જહાં ન પહોચે વેદ ॥ ૨૩૪ ॥

ઈતી શ્રી રવીસાહેબ કૃત ગુરૂદેવકો અંગ સંપુર્ણ.

---

## અથ શ્રી સુક્ષ્મ શીખામણકો અંગ લીખ્યતે.

તાહે કછુ ખબર પડે, જાકુ મીલીયા સંત
રવીદાસ કોઈ રામજન, સોઝ બતાવે તંત ॥ ૧ ॥
ગેલ બતાવે પ્રેમકા, સોકો પ્રેમી જન
રવીદાસ રૂપ નીહાળીયા, જાહેર રામ રતન ॥ ૨ ॥
નેના આગળ રમી રહ્યા, ઓર ન આવે દ્રષ્ટ
રવીદાસ રામસેં મીલી રહ્યા, જાને રચી સબ સૃષ્ટ ॥ ૩ ॥
જીને બનાયા તન પેહ, તાકુ સુંપી તન
રામવીના રવીદાસ કહે, કયાહે ન માને મન ॥ ૪ ॥
મન કયાહે માને નહીં, લગ્યા સતગુરૂ સાથ
રવીદાસ રંગ પલટે નહી, નામ કરારી આથ ॥ ૫ ॥

જાય ભાગે નીરભય કરે, જકત ગુરૂ જગદીશ
પન પલમે રવીદાસ કહે, તાહે નમાવુ શીશ ॥ ૬ ॥
શીશ નમાવુ તાસકુ, જાહી જપે સમ સાધ
રવીદાસ રામ સંભારીયે, તજકે સબ ઉપાધ ॥ ૭ ॥
સબ ઉપાધ ઉવેશકે, ગોવીંદકે ગુન ગાઓ
રવીદાસ ભજ રામકુ, ભવ સાગર તરી જાઓ ॥ ૮ ॥
ભવ સાગર સેજે તરી, સાધુ જનકે સંગ
રવીદાસ રામ સંભારતા, આનંદ ઉપજે અંગ ॥ ૯ ॥
આનંદ અચ અખંડ રહે, ભક્તો ઉપર ભાવ
રવીદાસ રામ સંભારને, આ અવસર આદાવ ॥ ૧૦ ॥
આ અવસર આ દાવ હે, ચેત સકે તો ચેત
રવીદાસ સતગુરૂએ કહ્યા, હરીસુ રાખે હેત ॥ ૧૧ ॥
હેત હરીસે રાખીયે, જુગમે સુખ મરૂર
રવીદાસ એસી કરો, જે હરી ન હોવે દુર ॥ ૧૨ ॥
દુર ન હોવે દયાળજી, એસી કીજે બાત
રવીદાસ રતી ન રાચીયે, જુઠે જુગકા તાત ॥ ૧૩ ॥
જુઠે જુગકુ જાનદે, સાચે હરીકુ સેવ
રવીદાસ રૂદે વીચારીયા સતગુર મોટા દેવ ॥ ૧૪ ॥
એહી મોટા દેવહે સબ દેવનકા દેવ
રવીદાસ સતગુર કહ્યા, તાકી કીજે સેવ ॥ ૧૫ ॥
સેવાકીજે રામકી, સબ સાધનકા મુલ
રવીદાસ તારૂ ખમે, દાન પાન ફ્રી ફુલ ॥ ૧૬ ॥
દાન પાન ફ્રુન ફુલહે, થડ ગ્રહે આવે હાથ
રવીદાસ કોઈ જાનહી, નીર જન નીરગુણ નાથ ॥ ૧૭ ॥
પ્રેમ પદારથ પ્રેમસો, રવીદાસ બ્રહ્મ રસ
અકન કના અજીતમો, સાહેબ હોવે વશ ॥ ૧૮ ॥

વશ હોવે વીશવાસસે, સમરથ સરજન હાર
રવીદાસ વાસે રાચીયા, દુજી વાત ન ધાર ॥ ૧૯ ॥
દુજી વાત નધારીયે, ભક્તી વીના ભવ માંય
અનંત કોટી સાધુ રચે, રવીદાસ રચે ત્યાંય ॥ ૨૦ ॥
રવીદાસ રાંચે તાંહસેં, જહાં રાચે ધ્રુવ પ્રહેલાદ
આનંદ ઉપજ્યા સ્થીર ભયા, મીટયા સકળ ઉન્માદ ॥ ૨૧ ॥
સાધુજન સંસારમેં, આગે ભયે અનંત
સતગુરૂ પ્રસાદસેં, રવીદાસ પાયા તત ॥ ૨૨ ॥
રવીદાસ સો રાહા ઢુંઢલે, જીસ રાહા ગયે કબીર
પહોંચ્યા મહા પ્રતીતસેં, મનમાં રાખી સધીર ॥ ૨૩ ॥
ધીરજ મનમેં રાખીયે, ધાતે આવે ધ્યાંન
રવીદાસ ક્રોધ ન કીજીયે, ઓર તજીયે અભીમાન ॥ ૨૪ ॥
અભીમાન અલગા ધરો, નમણ્ ખમણ્ મનધાર
રવીદાસ રામ સંભારતાં, મટ જાય જમ માર ॥ ૨૫ ॥
જમ માર જોખમ ટળે, ગળે જ્ઞાનમાં મન
રવીદાસ રામ સંભારતાં, તનતાં જાવે તંન ॥ ૨૬ ॥
જન કહાવે જગદીસકા, રવીદાસ આ જગમાંય
ઉંચ નીચ હરીજન ભયે, ભેદ કરે કોઉ નાય ॥ ૨૭ ॥
ભેદ ભાવ હરી ના કરે, જે કહાવે હરી જન
રવીદાસ જહાં ન જીન કીયા, તાકું સુપ્યા તન ॥ ૨૮ ॥
તનમેં સુંપ્યા તાહીકું, જીન એક જકત બનાઈ
રવીદાસ જુગ જુગ ભુલ પડયા, ખબરનકા ઉપાઈ ॥ ૨૯ ॥
ખબર ન પાઇ કાહુસુ, રવીદાસ રહુ અંદેસ
ભલે ભલે ભુલે પડે, બ્રહ્મા શંકર શેષ ॥ ૩૦ ॥
ગવેશ કરે કો મેરડી, જે કોઇ મેરા હોઈ
સબ રોવે દુઃખ આપને, મોકું કોય ન રોઇ ॥ ૩૧ ॥

મોકું રોવે મેરડા, જે કોઇ પ્રેમ સનેહી
જીન સોંપી રવીદાસ કહે, દીલ જાનીકુ દેહી ॥ ૩૨ ॥
દીલ જાનીકું દેહડી, સોંપી સાચે મન
રવીદાસ ઉનકે હાથમાં, આયા રામ રતન ॥ ૩૩ ॥
રામ રતન રવીદાસ કહે, ભાંગ ગઇ સબ ભુખ
પ્રેમ મગન મનુવા ભયા, દેહ ન વ્યાપે દુઃખ ॥ ૩૪ ॥
આદ પુરાતન એ મીલ્યા, જીન એ ભક્તી બતાઇ
રવીદાસ રાહમો કોઈ મીલે, દુજે લોક અલાઇ ॥ ૩૫ ॥
દુજે લોક અલાઇ હે, સાચે સાધ સનેહી
રવીદાસ જીન સોંપી સબે, દીલ જાનીકું દેહી ॥ ૩૬ ॥
દેહી સોંપી દાવા મીટયા, એસા અઘરા ખેલ
રવીદાસ એસે વીત્યા, મીલે ન એકુ મેળ ॥ ૩૭ ॥
મેલ મીલે નહી મન વીના, રવીદાસ રૂદે વીચાર
મન સાચે કીરતન કરે, તો કાન ધરે કીરતાર ॥ ૩૮ ॥
કાન ધરે કીરતાર સબ, જો સાચે મન ગાય
રવીદાસ રંગ લાગ્યા વીના, ફોકટ કહા અરડાય ॥ ૩૯ ॥
અરડાય ઉજમ વીના, જ્યું બેગારી બાટ
રવીદાસ ગમેન રામકું, કહેન ઉતરે કાટ ॥ ૪૦ ॥
ઢાલે મનકા ઢાકતે, ફરે ન એકો ફેર
રવીદાસ રહે લેખાવટે, જ્યું આંખેકા મોર ॥ ૪૧ ॥
આંખે મોર અનંત તે, રહે નહી રવી સબ
સતગુરૂકે પ્રસાદસે, સુઝ પડી મોય અબ ॥ ૪૨ ॥
અબ એ જાણી બાતડી, સતગુરૂકા પરતાપ
રવીદાસ રતી ન જાણુતા, કરતા પરપંચ પાપ ॥ ૪૩ ॥
અનરથ કરતા અતી ઘણી, સતગુરૂ મલીયા આપ
રવીદાસકુ કરૂણા કરી, દીની રાહ બતાય ॥ ૪૪ ॥

રાહ બતાયા રામજી, કીની કરૂણા જોર
રવીદાસ નેનું નીરખીયા, લક્ષે લાગી ડોર ॥ ૪૫ ॥
ડોર લગી ડગમગ મટી, પલક ન વીસરૂં તોય
રવીદાસકે સતગુરૂએ, કરૂણા કીની મોય ॥ ૪૬ ॥
જીવ બહોવીધ નીરખીયા, સતગુરૂ જાન્યા નાહી
રવીદાસ રામ ન ઓળખે, ગડબડ ગુંડા માંહે ॥ ૪૭ ॥
ગફલતમે ગાફુલ રહ્યા, હરી કછુ જાન્યા નાંહે
રવીદાસ રામ ન ઓળખ્યા, ઉંઘણુ ઉંઘજ માંહે ॥ ૪૮ ॥
ઉંઘે દીલ અફળ ગયે, જાગ્યા નહી જરા
રવીદાસ વીસાર્યા નહી, સુકા સબલ સરા ॥ ૪૯ ॥
સરા ગઇ સબ સુકકે, સમજ્યા નહી સુધહીણુ
રવીદાસ રામ ન ઓળખ્યા, તો કેશા પરવીણુ ॥ ૫૦ ॥
ઝીણી ગત જાણી નહીં, ઉંડલ બીડી બાથ
રવીદાસે અરથ કીયા, હરી ન આયા હાથ ॥ ૫૧ ॥
હરી હાથ આવે નહી, વીનાપ્રેમ પરતીત
કોઇક વીરલા જાનસી, રવીદાસ રસકી રીત ॥ ૫૨ ॥
રવીદાસ બ્રહ્મ રસ ગલી, જાને જુગમે કોય
આઠ પહોર ઘુમત રહે, અનભે નીરભે હોય ॥ ૫૩ ॥
દ્રોહ કરે સબ સંતકા, દરસે નહી દયાળ
રવીદાસ સતગુરૂ વીના, મીટે ન આળ જંજાળ ॥ ૫૪ ॥
નામ નજર આવે નહીં, અંધા ફુટી આંખ
રવીદાસ રાહ ભુલા પડયા, કીસકા કાઢે વાંક ॥ ૫૫ ॥
ઓરૂં કહે અંધે સકળ, આપહી ભગે અચેત
રવીદાસ રામ વીસારકે, પાપી પુજે પ્રેત ॥ ૫૬ ॥
પાપી પુંજે પ્રેતકું, રામ ભરોસા નાહી
રવીદાસ રામ જાન્યા નહી, પડે ચોર્યાશી માંહી ॥ ૫૭ ॥

ચોયાંસી ચાલુભઈ, ભક્તી વીના ભઠ વેડ
રવીદાસ વાની સચે, નાથે રૂડા છેડ ॥ ૫૮ ॥
દેઢ પેઢ એક લગ રહે, જો શીર આવે મણું
રવીદાસ એરૂ આભડે, ઉગરે રામ શણું ॥ ૫૯ ॥
રામ ચરણ રવીદાસ કહે, દુનીયા દેહો ધાય
રાખનહારા કો નહી, ફોકટ ગોથા ખાય ॥ ૬૦ ॥
ગોથા ખાયગે માર બહુ, કહે રવીદાસ ગુમાર
ભક્તી કરે સો ઉગરે, જે કોઉ દેઢ ચમાર ॥ ૬૧ ॥
ચમાર ભયા ચા ખુટમે, કરતા રામ ભગત
રવીદાસ રસ રીતડી, જાનત નાહી જગત ॥ ૬૨ ॥
જગત જુગત જાને નહી, કરે ઓરકી આશ
રવીદાસ બ ધે રહે, કર્મ ધર્મ કે પાસ ॥ ૬૩ ॥
કર્મ ધર્મ લાગય જબે, ભક્તી ઉપજે નાહી
રવીદાસ રાહા ભક્તીકા, સતગુરૂ શબ્દહી માહી ॥ ૬૪ ॥
એ ઘર પાવે મનમુવે, જીવત નાહી જવાય
ખાંડ વેરાઈ રેતમા, રવીદાસ કહેવી ખાય ॥ ૬૫ ॥
ખા ડ વેરાઇ ખેતમા, હસ્તી ખાઈ ન જાત
રજમા રજ રવીદાસ પડી, મોતો કીડી ખાત ॥ ૬૬ ॥
કીડી ખાવે ખાંડકુ, રવીદાસ ઝીણી હોય
જો મનમેં ગલ કીજીયે, તો હાથ ન આવે કાય ॥ ૬૭ ॥
હાથ હરી આવે તબે, જો મન ગલીયા હોય
મોટપ મનસે રાખીયે, તો હરી ન સામુ જોય ॥ ૬૮ ॥
હરી સામુ જોવે નહી, જો મન હોવે દૃડ
રવીદાસ રામ રમે રૂદે, આન મતા સબ કુડ ॥ ૬૯ ॥
ગુડીયા જ્ઞાન ગોબ્પદ વીનકા, ચોર વસે બે ચતુરાઈ
રદ સમે રવીદાસ કહે, જો ઉપજે નાહી ભક્તાઈ ॥ ૭૦ ॥

સતગુરૂ વીના સુજે નહીં, આંખે એકુ વસ્ત
જ્ઞાન વૈરાગ છંદુ અરક, રવીદાસ મણી ભક્ત ॥ ૭૧ ॥
નીજ ભક્તી નીજ જ્ઞાન રસ, જો ઉપજે રજ એક
રવીદાસ સાધન સબ હુવા, આયા પરમ વીવેક ॥ ૭૨ ॥
આયા સબે વીવેક તબ, જબ ઉપજ્યા એક ભાવ
રવીદાસ રૂદે વીસારીયા, હરી મીલનેકા દાવ ॥ ૭૩ ॥
હરી મીલનકા દાગો એહ, ભાવ ભરોસો રાખ
સનગુરૂ વીન સજન નહી, કોઈ આગે મત દાખ ॥ ૭૪ ॥
હાક હમારી હરી જન કહે, સમજાવે એહી સેન
સતગુરૂકા પ્રસાદતે, રવીદાસ ઉઘડે નેન ॥ ૭૫ ॥
ઉઘડે નેન નીહાળીયા, રવીદાસ રૂપ રસાલ
ભાવ સહીત મોકુ મીલે, દીલહી માંહી દરહાલ ॥ ૭૬ ॥
દીલહી માંહી દીલ દારજી, સહેજે મીલીયા આય
સતગુરૂકા પ્રસાદતેં, રવી રહ્યો લો લાઈ ॥ ૭૭ ॥
આછી બનગઇ બાતડી, સનમુખ સરજન હાર
રવીદાસ રઘુનાથ પર, તન મન કરૂં બલીહાર ॥ ૭૮ ॥
તન મન કરૂં બલીહાર મેં, તુમપર દીન દયાળ
રવીદાસ સહેજે મીલ્યા, મુજકા મુજમેં માળ ॥ ૭૯ ॥
માન મતા તું, રામજી, રવીદાસકી રીધ્ય
નવહી નાથ તુમસે ભગે, ઓર ચોર્યાંસી સીધ્ધ ॥ ૮૦ ॥
નવનાથ ચોર્યાંસી સાધ ભયે, સુકદેવ કેરી સાથ
સંસારી સમજે નહી, સમા જોગકી આથ ॥ ૮૧ ॥
સમાજોગકા બાતહે, જાને જાનનહાર
અકલ કથા રવીદાસ કહે, કહા જાને સંસાર ॥ ૮૨ ॥
સંસારી સમજે નહી, સનગુરૂ શબ્દ કારીત
રવીદાસ સોડી જાનસી, લાગી હરીસુ પ્રીત ॥ ૮૩ ॥

પ્રીત લગી હરી નામસેં, તાકે મીટે વીકાર
રવીદાસ એસી બાતકું, જાને જાનનહાર ॥ ૮૪ ॥
જાનનહારા સતગુરૂ, દુજા જાને નાહી
પરમગુરૂ રવીદાસ કહે, પુરે ન જ્ઞાન હે તાહે ॥ ૮૫ ॥
સતગુરૂ કેરી બાતડી, કોઈ બુઝે બળવત
સતગુરૂ શબ્દકું ઓળખે, એક આધ કોઈ સત ॥ ૮૬ ॥
એક આધા સત હે, જુગમે વીરલા કોય
રવીદાસ એ ગતી સો લહે, ગુરૂકા નીશ્ચે હોય ॥ ૮૭ ॥
સતગુરૂ મનીયા સો લહે, અગમ અગોચર નાથ
રવીદાસ જહા તહાં જગતમાં, હરી ન આવે હાથ ॥ ૮૮ ॥
સતગુરૂ કેરી બાતડી, કોઇ બુઝે બળવંત
સત શબ્દકુ ઓળખે, એક આદ કોઇ સંત ॥ ૮૯ ॥
એક આદ કોઇ સંત હે, જુગમે વીરલા કોઇ
રવીદાસ ગતી સો લહે, ગુરૂકી નીચ્ચે હોઇ ॥ ૯૦ ॥
હરીહાથ આવે નહી, વીના પ્રેમ પરતીત
રવીદાસ મન જાણીયે, સાધુ ચલે જુગ જીત ॥ ૯૧ ॥
જુગ જીત્યા તબ જાનીયે, ગુરૂકું સોપે સર્વ
રવીદાસ રજુ કર, સાયબ રીઝે તબ ॥ ૯૨ ॥
રસ બસ રામ રીઝે તબે, હરદેથી હું જાય
રવીદાસ આપા રખે, સેતો ગોતા ખાય ॥ ૯૩ ॥
ગોતા ખાવે ગત વીના, બુઝે નહી મરમ
રવીદાસ રામ વીસારકે, ચલવે આન ધરમ ॥ ૯૪ ॥
ધાય ધર્મ અનેક તે, ભક્તી ધર્મ કછુ નાહી
રવીદાસ જીવ વીચાર વીંન, દીલ તે દુબધ્યા માંય ॥ ૯૫ ॥
દુબધા દીશ કોહો ફરીવળી, રવીદાસ રહ્યા અદેસ
હજુ હરી જાણ્યા નહી, ધોળા હોયગે કેશ ॥ ૯૬ ॥

કેશ તો ધોળા ભયે, મનતો કાળા મેશ
દુખધ્યામેં દાહા ગમે, રવીદાસ રહીન લેશ ॥ ૯૭ ॥
રવીદાસ રામ જાન્યા નહી, દીલમે કુડ કપટ
સંસારીકે સાથમેં, વળીયા ચોડ ચપટ ॥ ૯૮ ॥
ચપટ કાયા ચરપટ હુવા, હજુ ન ચેત્યાં મન
રવીદાસ મન સમજ્યા, નહી, સુનકે સંત વચન ॥ ૯૯ ॥
સત સબ્દ સુઝે નહી, તો કાહા સુઝ બનાય
રવીદાસ મન સમઝે નહી, અપને અંતર માય ॥ ૧૦૦ ॥
આપ મીટયા ન આપદા, શાંસા મીટયા ન મુલ
રવીદાસ એસી કુસુધમેં, ઉગ્યો કાં નહી શુલ ॥ ૧૦૧ ॥
સંશય શુવાના ગયા, સાહેબ જાન્યા નાહી
રવીદાસ જીવ જકતમે, હજી ન પકરે બાય ॥ ૧૦૨ ॥
બાંય ન પકડે બાપજી, જબ લગ મનમે મેલ
સુધે મન રવીદાસ કહે, સીધી નહી ટહેલ ॥ ૧૦૩ ॥
ટહેલ ન સીધી સાધકા, અતી રાખ્યા અહંકાર
રવીદાસ નાહી છુટકા, સાહેબકે દરબાર ॥ ૧૦૪ ॥
સાહેબકે દરબારમે, સાચા પાવે મોજ
જુઠાકું જાયગ નહીં, રવીદાસ લે ખોજ ॥ ૧૦૫ ॥
જાય કહાં જાયગ નહી, જીત જાય તીતમાર
ઉગર્યાકા એક આસરા, રવીદાર રામ પોકાર ॥ ૧૦૬ ॥
રવીદાસ રામ પોકારતા, પ્રાણી પાવે પાર
દુજા ગીલે ન આસરા, સાધ્યા સબ સંસાર ॥ ૧૦૭ ॥
સતગુર શબ્દ વીચારતા હરી વીના નહી ઠોર
રવીદાસ કીરતાર વીન, કોઉ ન ઉગારે ઓર ॥ ૧૦૮ ॥
ઓર ઉગારે કો નહી, માત પીતા સંસાર
કે ગુરૂ કે સત રામજી, રવીદાસ દેખ વીચાર ॥ ૧૦૯ ॥

રવીદાસ રૂદે વીચાર કે, એક ભરોસા રાખ
સંગ જગતકા છાડ દે, રામ રસાયણુ ચાખ ॥ ૧૧૦ ॥
હરીસાથ હરીજન લગે, તબહી પાવે પાર
રવીદાસ સહેજે તરે, ભારે ભવ સ સાર ॥ ૧૧૧ ॥
પ્રષ્ણા નહી બીહામણી, સહેજે તરીયા સાધ
રવીદાસ ગુરૂ પ્રસાદસે, ભાગ ભઇ ભવ બાધ ॥ ૧૧૨ ॥
બાધ ખોદ સબહી મીટી, હરીજન હરીમે આય
રવીદાસ જાકુ ગુરૂ મીલ્યા, સોહો લાખુમે લેવાય ॥ ૧૧૩ ॥
બ્રહ્મા વિષ્ણુ મહેષ તહા, શીશ નમાવે તાહે
રવીદાસ હરીદાસ કા, સુખડા કહ્યા ન જાય ॥ ૧૧૪ ॥
કહ્યા ન જાવે કાહુકુ, અગમ અગોચર જોત
રવીદાસ સબ જીન કીયા, સો તુજ માહી ઉદ્યોત ॥ ૧૧૫ ॥
દીલ મીલ્યા હર હાવસુ, રવીદાસ ઉપજી રીઝ
કહ્યા ન જાવે કાહુકુ, રહે સમાજમે સીઝ ॥ ૧૧૬ ॥
સમજુ સારે હે સબમે, ડાયા કુદે જોર
રવીદાસ ભક્તી ન આદરે, તા મત લીની લોર ॥ ૧૧૭ ॥
ચીત વીત ચોરી ગયે, જીવ ભયે શુદ્ધ ભુલ
રવીદાસ રામ ભજયા વીના, માનવ રહે ન મુલ ॥ ૧૧૮ ॥
મુલ ન પામે માનવી, ભક્તી વીના ભય માય
રવીદાસ કહે નરકકા, ધીર જીતાકા નાહી ॥ ૧૧૯ ॥
તહા તાકે તે તહા પડે, આહા તાકે તે આહા
રવીદાસ સચ્ચા રામસે, ઔરહી સુમન નાહી ॥ ૧૨૦ ॥
મનવા કયાહી જાવે નહી, રાચ્યા હરી કે નામ
હરી વીના રવીદાસ કહે, તાકુ મીલે ન ઠામ ॥ ૧૨૧ ॥
ઠામ કર્યાં હરી નામમેં, અળગાં નીકસે નાહી
રવીદાસ જુગ જાને નહી, સ ત મીચે તા માહી ॥ ૧૨૨ ॥

તેજ તેજમે મીલ ગયા, અલગા કાદે કોણ
રવીદાસ જુગ જાને નહી , એજો વાણીમે જોણ ॥ ૧૨૩ ॥
જોવણ માહી જોણ હે, જીવન પામે લાગ
રવીદાસ રાહા જાને નહી, મુરખ ન લહે માગ ॥ ૧૨૪ ॥
માગ ન પાવે માનવી, મેલ લહો રહ્યા મન
રવીદાસ રામ ભજે તબે, કહા વેરી કહા જન ॥ ૧૨૫ ॥
હરીજન હરીકે નામ વીન, દુજી રચે નહી વાન
રવીદાસ રાચ્યા પ્રેમ સો, મનવા રામ સ ધાત ॥ ૧૨૬ ॥
તન સાથે તન બાંધીયા, મનસે બાધ્યા મન
રવીદાસ બાધ્યા જ્ઞાનસે, ગુરૂ ગમે કીયા જતન ॥ ૧૨૭ ॥

ઈતી શ્રી રવોસાહેબ કૃત સુક્ષ્મ શીખમાણકો
અંગ સમાપ્ત

---

## અથ શ્રી ગુરૂ વીમુખકો અંગ આરંભ.

ઘર છોડી દુસર કરે, શીશકી કચી ચાલ
રવીદાસ ગુરૂ કહા કરે, જાહર લગ્યા જ જાળ ॥ ૧ ॥
ન્યારે માડે નેન તબ, ન્યારા રાખે મન
રવીદાસ ગુરૂ કહા કરે, દે દે થાકયા તન ॥ ૨ ॥
જાહેર લગ્યા જ જાળ એ, ચેવે માડયા ચેન
રવીદાસ ગુરૂ પરના કરે, ન્યારે રાખે નેન ॥ ૩ ॥
શીશ સરૂપે ના રહે, અબ ચ ચન એહી મન
રવીદાસ વે વીસર ગયે, જ્યુ જ્યું કીયા જતન ॥ ૪ ॥
રહે નહી ચીત ગુરૂ ચરન, મન માયા વીન માય
રવીદાસ ચેના ચારગી, અનગા ચીત લગાય ॥ ૫ ॥

લગન કરે કઇ ગામડે, લગ દામડે દાવ
રવીદાસ ચેલા ચીકનીયા, વીટ્ટ એહી સુભાવ ॥ ૬ ॥
અવગા ચીત લગાય તબ, ગોડે ન ગુરૂકા મન
રવીદાસ ગુરૂ છોડકે, અવગા કરે ગવન ॥ ૭ ॥
દાવતકે શીશ આપના, ગુરૂકુત કહે નાહીં
રવીદાસ સો જીવડા, ફીર ફીર ગોથા ખાહી ॥ ૮ ॥
ચીને નાહી ગુરૂ ધરમ, ભોકતે સબહી પાપ
રવીદાસ રહે કરમ વશ, સોહી ભોગવે આપ ॥ ૯ ॥
સરમન સેવકકી રહે, તજે ગુરૂકી ગેલ
ભક્તી ન આઈ રામકી, ગઈ ન સતુ ટહેલ ॥ ૧૦ ॥
સતગુરૂ કેરે શબ્દસેં, ચલતી નાહી ખોટાઇ
રવીદાસ એસા જાનકે, ખરી ભકત કર ભાઇ ॥ ૧૧ ॥
સોઇ ભુકતે આપદા, જે જે કરે કરમ
રવીદાસ ગુરૂકુ તજે, પાવે નહી પદ પરમ ॥ ૧૨ ॥
સતગુરૂ સેવા કીજીયે, નીશ્ચન કરીએ મન
રવીદાસ માને નહી, તો સુનલે સંત વચન ॥ ૧૩ ॥
સતગુરૂકા નીજ જ્ઞાન યહ, સેવક સુજ બતાય
શીવ સુનકાદીક થપ ગયે, રવી ગુરૂ કામકી માય ॥ ૧૪ ॥
સતગુરૂ શબ્દ માન્યા વીના, પાવે નાહી છુટ
શબ્દ ન બુઝે મંદ મતી, દીન દીન માથા કુટે ॥ ૧૫ ॥
ગુરૂકી આધીનતા કરે, સેવક એ ઉનમાન
રવીદાસ ના ઉપરે, ગ્રહે ગુરૂકા જ્ઞાન ॥ ૧૬ ॥
ગોથા ખાઈ ગમાર બહુ, ભવે ન ભાંગે ખોટ
રવીદાસ આપા છોડકે, રહીયે ગુરૂકી ઓટ ॥ ૧૭ ॥
સતગુરૂ સેવા ના કરી, સમે સમા પલટાયે -
રવીદાસ ગુરૂ ઉઠ ચલે, સેવક રહ્યા પછતાયે ॥ ૧૮ ॥

ગોથે ખાવે ગાંડીયા, કરે ઔરકી આસ
રવીદાસ સતગુરૂ છતા, પલટન બેઠા પાસ ॥ ૧૯ ॥
સો સ તાપ સો સોચના, સોચક સંશે શુલ
કહે રવીદાસ ગુરૂકું તજે, ભયા મામલા ધુલ ॥ ૨૦ ॥
મહેરમ મન દીયા નહી, જબહી ભયા ગુર લોપ
રવીદાસ ગુર લોપીકુ, કેશવ કીના કોપ ॥ ૨૧ ॥
પલક ન બેસે પાસહી, અલગા ખેલે આપ
કહે રવીદાસ ગુરૂકું તજે, લગે પીછલે પાપ ॥ ૨૨ ॥
તન દેખાયે કયા ભયા, મન લાગ્યા કછુ ઔર
કહે રવીદાસ ગુર બેહેરે મુખ, કછુ ન પાવે ઠોર ॥ ૨૩ ॥
રસઇ કી રસ વસ રહે, આપ સવાદી દાસ
રવીદાસ આધીન કોઇ, રહે ન ગુરૂકે પાસ ॥ ૨૪ ॥
પુંઠ દેઇ ગુર દેવકું, અપને સુખકે કાજ
રવીદાસ ગુરૂકું તજે, તાહી તજે વૃજરાજ ॥ ૨૫ ॥
કેશવ કીના કોપ તબ, જાવેકા નહી ઠોર
કહે રવીદાસ ગુરૂકું તજે, જમ કરતહે જોર ॥ ૨૬ ॥
ઠોર નહી ત્રીલોકમેં, ગુરૂકુ તજે ગમાર
રવીદાસ ગુર લોપીકું, જહાં જાય ત્યા માર ॥ ૨૭ ॥
મારે પરે બહુ જીવકું, આતમ લક્ષ વીન મુઢ
ગુરૂગમ બીન બોહો આરડે, યુંહી આંધે રૂઢ ॥ ૨૮ ॥

ઈતી શ્રી રવીદાસજી કૃત સાખી ગુર વીમુખકો અંગ
સમાપ્ત.

## અથ ગુરૂ પારખકો અંગ લીખ્યતે

સુરત શબ્દ બીચ ખોલકે, શરણે રાખે વ્રત
રવીદાસ ગુરૂ દયા કરે, સાયબ મીલે તુરત ॥ ૧ ॥
પ્રીત કરે તાજી મતે, આવત આદર દેહ
રવીદાસ ગુરૂ આધીનકું, રામ અપના કરી લેહ ॥ ૨ ॥
અપને પાસ બેઠાયકર, સાહેબ દેવે માન
રવીદાસ ગુરૂકુ લજ્જા, બી દુ મે સી હુ સમાન ॥ ૩ ॥
પલકન લાગી વાર કછુ, નારદકું એહ દેખ
રવીદાસ ચીંતા ભઇ, તબ સતગુરૂ કીયા વીવેક ॥ ૪ ॥
ઘર આપકા લીખ લીયા, સંશે દીના કાપ
રવીદાસ ચોરાસી મીટી, સતગુરૂકા પરતાપ ॥ ૫ ॥

ઈતી શ્રી ગુરૂ પારખકો અંગ સમાપ્ત,

---

## અથ નામ ની એકો અંગ લીખ્યતે

અંગ ન લાયે અંગની, લાયે હરીકા રૂપ
રવીદાસ રામ સંભાળીયે, તજકે એહેકા કુપ ॥ ૧ ॥
અંગ ન લાયે અંગની, હરી બીન ઓર ન કાહે
રવીદાસ ગુરૂ શબ્દસે, આતમસે લેહે લાહે ॥ ૨ ॥
ગુન ગાવો ગોવીંદકે, રાખી હેયામાં હોંસ
એ રસના રવીદાસ કહો, રટો રામકી ધોંસ ॥ ૩ ॥
દુજી ધોંસ મીલે નહી, ધંધા કેરી મોહે
રવીદાસ પલ ના પરે, નીશદીન નીરખું તોહે ॥ ૪ ॥
તોહે નીરખું નીશદીન, તોસેં મેરા તાન
જાનનહારા જાનતું, રવીદાસ કાહેન માન ॥ ૫ ॥

હે મન સબકા માનીયે, રહી યે રામ ચરણુ
રવીદાસ કૃપા કરી, રાખ્યા સદા શરન ॥ ૬ ॥
રવીદાસ રામ સંભારતાં, યા મન હોવે રામ
આપહી કુદરત આપહે, આપે હોય નીઃકામ ॥ ૭ ॥
રામ રામ સબકો કહે, એ વહેવારી રીત
રવીદાસ સમજી ના કહ્યા, શીર સાટેકી પ્રીત ॥ ૮ ॥
શીર સાટેકી પ્રીત હે, દેખ્યા નામ કબીર
રવીદાસ નહી ડુબીયા, ઉતરે સાયર તીર ॥ ૯ ॥
જંજીર જડયા જલ ડારીયાં, હસ્તી લેઈ ઝુકાય
રવીદાસ રામ સુભર ભર્યો, કાલ ન લોપ્યા જાય ॥ ૧૦ ॥
નાદ અનાહદ બાજીયા, વરખ્ય અમૃત નીર
રવીદાસ ઉંહા પહોંચીયા, જ્યાં રામાનંદ કબીર ॥ ૧૧ ।
તખત ચડયા તાલી લગી, રહે નામમાં ગરક
રવીદાસ જલ જલમે મીલ્યા, કયું કર નીકસે સરક ॥ ૧૨ ॥
સરકન નીકસા જાતહે, રહ્યા સરૂપે લીન
રવીદાસ લહે વસ્તુકું, કોઈ વીરલા પરવીન ॥ ૧૩ ॥
રવીદાસ રામ નીહારતા, ઉલટા આયા રામ
શુદ્ધ શબ્દહી ભુલ ગયા, લીન ભયા ગુન નામ ॥ ૧૪ ॥
સહુસ્ત્ર કવલ સબ કથ ગયે, સાધી જોગ અભ્યાસ
રામ વીના રવીદાસ કહે, છુટે નહી ગર્ભવાસ ॥ ૧૫ ॥
જોગી જુગત ન જાનહી, ખેંચ ચડાવે પૌન
નામ વીના રવીદાસ કહે, ફીરી ફીરી આવે જોન ॥ ૧૬ ॥
પુરવકા ધર પાલટી, પછમ વલી તીર
રવીદાસ કછુ અગમ હે, સો ગત લહે કબીર ॥ ૧૭ ॥
રામ નામ સબસેં સરસ, સાર માંય અતીસાર
રવીદાસ સતગુરૂ શબ્દસેં, સોઇ કીના નીરધાર ॥ ૧૮ ॥

ામન ઉનકા ગુરદીયા, ઉતર ગયે સબ સંત ( . )
વીદાસ ઉન દેશમેં, ગયા લક્ષા નીજ તંત ॥ ૧૯ ॥
ાધન કીજે રામકા, સતગુર કે પરસાદ
વીદાસ પ્રથમ કહે, શુદ્ધ સનાતન આદ ॥ ૨૦ ॥
ઈતી શ્રી રવીસાહેબ કૃત નામ નીરૂપેકો અંગ સંપુર્ણ

---

## અથ બ્રેહેકો અંગ લીખ્યતે

બ્રેહે ઉપજે વૈરાગમન, દુબલા હોય શરીર
રવીદાસ રામ સંભારતાં, નૈનું આવે નીર ॥ ૧ ॥
વીહવલ હોય વાલપ બહુ, કામ કલ્પસેં દુર
રવીદાસ વીષશે વેગળા, આયા બ્રેહા પુર ॥ ૨ ॥
નૈનું નીંદન આવહી, ન સોવે પાવે પસાર
રવીદાસ તબ જાનીયે, વીરહકો અધીકાર ॥ ૩ ॥
વાસર રેન રોવે સદા, મોહ ન ઉપજે અંગ
રવીદાસ સોવે નહી, ચઢયા રામકા રંગ ॥ ૪ ॥
ક્ષુધા ત્રષ્ણા વ્યાપે નહી, મનહી લાગ્યા નામ
રવીદાસ રસના ના રહે, રામ વીના બે કામ ॥ ૫ ॥
આઠો પહોર આલોચતી, જ્યું કામની વીન કંથ
રવીદાસ નૈન નીહાલત રહે, પ્રીતમ કેરા પંથ ॥ ૬ ॥
પ્રીતમ કેરા પથકી, વાટ જોવે બ્રેહવંત
રવીદાસ એસે રામકું, સુમરે કોઈ સંત ॥ ૭ ॥
કારણ કોઈ કળે નહી, બ્રેહણી કેરી ચાળ
રવીદાસ જાણે માચ્છી, દેખી પરખી નીહાન ॥ ૮ ॥
ઘાયલકી ઘાયલ લહે, લહે બ્રેહેકી બ્રેહ
રવીદાસ ઓર જન નહી, જાકો દરદી દેહ ॥ ૯ ॥

દેહ ભાવ જાકા ગયા, સો જાને મેહ ભાવ
રવીદાસ વીર હીમતા, જુગસે રહે નીરદાવ ॥ ૧૦ ॥
દેહ ભાવ જાકા ગયા, વીસર્યા કામ ઉપાય
સબસેં છુટી વાસના, રવી વીરહી કહીયે તાય ॥ ૧૧ ॥
કાયામા કરતારતુ પરગટ થાયો પીઊ
મેહેની તલફે રાતદીન, રવીદાસ જાય જાઊ ॥ ૧૨ ॥
બેઠી આખુ મીચકે, પડી પોકારે હાય
રવીદાસ લાગી અરમકો, હાય કરતી યુ' જાય ॥ ૧૩ ॥
હાય ન કીજે હે સખી, હીરદા જાસી ફાટ
અ'તર ગત રવીદાસ કહે, એહી લગ્યા ઉચાટ ॥ ૧૪ ॥
હાય ન કીજે મેહેકી, હાય કીયા ફટ જાય
રવીદાસ ભજ પીયુકુ, દુજા નહી ઉપાય ॥ ૧૫ ॥
રવીદાસ રોવે વીરહની, નીત નીરાશા નાખ
કબહી મીલેંગે પીઊજી, બીડુ રદીયે રાખ ॥ ૧૬ ॥
રવીદાસ રોવે વીરહની, પીયુ વીન કરે પાકોર
આવ મીલો અબ પીયુજી, કરો સખીયનકી સાર ॥ ૧૭ ॥
રવીદાસ રોવે વીરહની, વાલમ કેરા કાજ
સાજ પડી દીન આથમ્યા, પીયુ ન આયા આજ ॥ ૧૮ ॥
આજ ન આયા એ પીઊજી, કીન દેખી હે કાલ
રવીદાસ વાલમ વીના, પડે પેટમે ફાલ ॥ ૧૯ ॥
વીરહની દાઝે દુખભરી, હજુ ન આયા ક થ
રવીદાસ જોવે અ ખીયા, પીતમ કેરા પ થ ॥ ૨૦ ॥
રવીદાસ ઝુરે વીરહની, વીન દરશન વીહાળ
લાહો ન લીહા આજકા, કીન દેખ્યા હે કાલ ॥ ૨૧ ॥
કાલકાલ શીર લગે યે, રવીદાસ રહ્યા ન કોય
પીયુ વીના જાય પ્રાનીયા, રહ્યા લજાવન મોય ॥ ૨૨ ॥

મોકું રહ્યા લજાવને, જાવત નાહી જીવ
વિગર મીલે મેહેવુ બકે, દેહ દુઃખ પડે દેવ ॥ ૨૩ ॥
દુઃખ દેહડીયા વટે, રવીદાસ રતીન સુખ
પીયુજી વીના એ પ્રાનકું, જયાં દેખુ ત્યાં દુખ ॥ ૨૪ ॥
દુઃખ બોહોવીધ આઇ બસ્યા, રવીદાસ રહ્યા ન દુર
કાટ કલજા લીજીયે, પીયુજી કેરે હજુર ॥ ૨૫ ॥
ગ્નેહે આયા અગનશા, ભરમ કલજા કીન
રવીદાસ તોહુ પીયુને, ખબર અમારી ન લીન ॥ ૨૬ ॥
તલફડે તલફે ઘણુ, સુણે ન સાદ નઠોર
રવીદાસ દાઝી વીરહકી, કીશે સુનાવુ શોર ॥ ૨૭ ॥
અંતર ગતકી ગ્નેહ અગન, કેઉન બુઝે બાત
રવીદાસ દાઝી વીરહકી, તન મનકી જલ જાત ॥ ૨૮ ॥
ત્વચા માસ સબ જલ ગીયા, રવીદાસ કીયારાખ
વાલમ આવો બુલાવને, નવ પલવ હોય આખ ॥ ૨૯ ॥
રવીદાસ વીરહ વાયોગમેં તન મન લાગી લાય
એસા દુઝા કોય નહી, વાલમ વીના બુલાય ॥ ૩૦ ॥
રવીદાસ મ્રેહે અંગીકીયા, રોમે રામ લગાય
જ્યું જ્યું સ ભરે ત્યુ જલુ, સુતા મ્રેહે જગાય ॥ ૩૧ ॥
અંતર મ્રેહે જગાય કર, પીયુજી રહે હે દુંદ
રવીદાસ રોવે વીરહની, મરસી માયા કુટ ॥ ૩૨ ॥
રવીદાસ રોવે વીરહની, પીયુજી તો પરદેશ
રોય રાય જાસી અંખીયા, ગોવીંદ ન કરે ગવેશ ॥ ૩૩ ॥
કબરે મીલોગે પીયુજી, રવીદાસ રૂપ રસાલ
દીલમે દાવાનલ બલે, વીરહન હોત બેહાલ ॥ ૩૪ ॥
પહોચ ન શકુ પીયુપે, ભેજ ન શકુ કોય
રવીદાસ દીન રાતડી, ખરી વમાસણુ હોય ॥ ૩૫ ॥

વીરહન તલફે અતી ઘની, દ્રુમવીન દીન દયાળ
રવીમેં શમે રવી, માલ મનોકુ હાળ ॥ ૩૭ ॥
રવીદાસ પીયુજી જો મીલે, તો પ્રાણ કરં બલહાર
આન મીલો અબ સુખનીધી, સમરથ સરજન હાર ॥ ૩૮ ॥
તનમે તાલાવેલહે, પ્રીતમ કેરા કાજ
રવીદાસ રૂ ઘણુ ના મીટે, મીલ્યાવીના સખી આજ ॥ ૩૯ ॥
દુખીયા ભયા અનીદએ, રવીદાસ રતી ન સુખ
કબ દેખેંગે અખીયા, મેરમ કેગ સુખ ॥ ૪૦ ॥
સુખડા મેરમ કેરડા, કબ દેખે ગે નેન
રવીદાસ કહે તબલગી, આતમકુ નહી ચેન ॥ ૪૧ ॥
કબી મીલેગે મેરમી, રવીદાસ રૂપ દેખાય
વીરહનકી સુકી સબલી, પાપી પ્રાણ ન જાય ॥ ૪૨ ॥
સમરથ સરન હારકું, કરં હીયા કો હાર
રવીદાસ કહે કંઠસે, કદી ન ધરં ઉતાર ॥ ૪૩ ॥
ઉતારં નહી કંઠસે, હાર હજારી માટ
રવીદાસ લીના રીઝકે, તન મન શીરકે સાટ ॥ ૪૪ ॥
હરખ હસતા આવ્યા હરી, રવીદાસ રૂપ નીહાળ
છેહ દીયે નહી અબ સખી, દર જાની દર હાળ ॥ ૪૫ ॥
દયાવંત દલમે વસે, શુભ રેહા ચીત બીચ
રવીદાસ મન છુટે નહી, અટકયા આંખુ મીચ ॥ ૪૬ ॥
રવીદાસ રાજી હુવા, પીયુજી પ્યારે સાથ
માને નહી મન કાહુસે, એહુ અચરજ ભઇ બાત ॥ ૪૭ ॥
સબહી વીરહી કામતા, હોગ દુરબલ શરીર
રવીદાસ તેરે અંગમે, આઇ સુખકી શીર ॥ ૪૮ ॥
પીયુ આયા પ્રફુલ્લીત ભયા, આનંદ વાધ્યા અંગ
રવીદાસ હરી બેઠતા, દીન દીન વાધ્યો રંગ ॥ ૪૯ ॥

ઈતી શ્રી રવીદાસ કૃત વીરહકો અગ સંપુર્ણ. નં. ૬

# અથ શ્રી રસનાકો અંગ પ્રારંભ

રવીદાસ રસના સો ભની, જો જાયે રઘુવીર
દુખકી દયા વીસારકે, સુખકી જાને શીર ॥ ૧ ॥
રવીદાસ રસના સો ખરી, હરી હરી મુખ ગાય
હરી વીના જે જીભડી, રતી ન ચોચ ચત્રાઈ ॥ ૨ ॥
સુખકી જાને શીર એ, રવીદાસ રસના ખુબ
જે લુખી લવરી કરે, સોતી નાહી મેહે ખુબ ॥ ૩ ॥
રવીદાસ રસના ખરી, જો ગાવે હરી જસ
પ્રેમ વીના પાવે નહી, દુજા એકુ રસ ॥ ૪ ॥
રવીદાસ રસના ખરી, જો ગાવે હરી વાણુ
રામ વીના જો ઓચરે, તો ખેચી કાઢુ તાણુ ॥ ૫ ॥
રવીદાસ રસના સો ખરી, જો મુખ બોલે સત
જબ લગ ભાખે આન કછુ, તો જાનુ લાગી લત ॥ ૬ ॥
રવીદાસ રસના સોખરી, જો ભાખે ભગવાન
જુડી જગકી બાતસે, કછુ ન લાગે તાન ॥ ૭ ॥
રવીદાસ રસના સો ખરી, હરી રસ પીવે સાર
દુજા કછુ ન ઓચરે, રામહી રામ પોકાર ॥ ૮ ॥
રવીદાસ રસના સો ખરી, લઇ હરી નામ સ વાદ
બોલે તો હરી નામ લો, ઓર તજે ઉપચાર ॥ ૯ ॥
રવીદાસ રસના સો ભલી, હરી રસ પીવે અપાર
સુરત શબ્દમાં રમી રહી, વ્યાપે નહી વીકાર ॥ ૧૦ ॥
રવીદાસ રામ સભારતા, આળસ ન કરીશ અંગ
જનમ મરણ સંશય ટળે, વ્યાપે નહી અનંગ ॥ ૧૧ ॥
એસા રહા રામહે, રવીદાસ રસના રાખ
સતગુરૂકા પરસાદમે, રામ રસાયણુ ચાખ ॥ ૧૨ ॥

પ્રેમ પીયાલા પીજીયે, સતગુરૂકા પરતાપ
રસ રસનાયે ચાખતા, રવી મીથ્યા ત્રોતાપ ॥ ૧૩ ॥
રવીદાસ રસના સોભલી, કુબુધી જાયે છુટ
રાત દીવસ પીવો કરે, રામ રસાયણ ઘુંટ ॥ ૧૪ ॥
રવીદાસ રસના સોભલી, રામ વીના નવ કેહ
રામ વીના જે ઓચરે, જાણું ધમણ ધમેહ ॥ ૧૫ ॥
રવીદાસ રસના સો ભલી, શ્વાસો શ્વાસ સંભાર
ઉનસે અધીક સંભારીયે, રસના વારંવાર ॥ ૧૬ ॥
રસનાયે સંભારીયે, શ્રવણે સુણીયે રામ
નયને નીરખો રામકુ, રવિદાસ એહી કામ ॥ ૧૭ ॥
રવીદાસ રસના રામ કહે, મીટે દેહકા ભાન
તેનુ નેહ લગાવીએ, નાશા અગ્રે ધ્યાન ॥ ૧૮ ॥
અમરીશ ધ્રુવ પ્રહેલાદ સબ, ઓધરે રામકી રામ
રામ રટત રવીદાસ કહે, પાયાતીજ પદ ઠામ ॥ ૧૯ ॥
અનત કોટી જે સંત ભયે, કીની રામ પોકાર
રવીદાસ આન છોડીકે, રામહી રામ ઓચાર ॥ ૨૦ ॥
નામદેવ કબીરજી, પીપા અરૂ રોહીદાસ
રામ પોકાર રવી કહે, પરગટ હુવા પરકાશ ॥ ૨૧ ॥
રસના રામ પોકારીયે, છોડી ઓર બકવાદ
શ્વાસો શ્વાસ મધ્ય રવીકહે, રેરા દીયે પહોંચાય ॥ ૨૨ ॥
શેષનાગ રવીદાસ કહે, જપતહી ફણા હજાર
દોઉ સહસ્ત્ર રસના અખંડ, રટતહી રરંકાર ॥ ૨૩ ॥
રવીદાસ રસના સો ભલી, રામ રટન દીન રેન
રરરર-રરરર-રરરર રરરર હોત રે, બીનરસના બીન બેન ॥ ૨૪ ॥
પહેલી બાંધે પીઠકા, રામ રટણ લંહેલાય
હરદે નાભી હોય રવી, ઉલટ સુનચઢ જાય ॥ ૨૫ ॥

રવીદાસ રામ સંભારતાં, રસના ઉપજી વહાળ
પીયુ પીયુ કહેતાં પીયુ મીલ્યા, છુટયા સંશય સાત ॥૨૬॥
રામ રામહી રંગ લગ્યા, રસના વળગી રામ
રવીદાસ તાકી લેતહે, જહાંભર હાકા ધામ ॥૨૭॥
રોવણુ લાગી અંખીયા, મુખસેં કરે પોકાર
રાત દીવસ ચાલે સબલ, રવી દેહે આજાર ॥૨૮॥
રામ ઓચારણુ લગી રશન, પલભર નહી વીસ રામ
રવીદાસ વીસરે નહી, અધ છીન સત હરી નામ ।૨૯॥
શ્વાસે ચોસઠ જાપ હે, ફેર ઉસાસ તેટલાય
રવીદાસ ગત ભજનકી, સતગુરૂમેં લેહી જાય ॥૩૦॥
પલમે જાપ સવા છસેં, રસના ઉપર હોય
રવીદાસ કહે યાવીધી, બુઝે વીરલા કોય ॥૩૧॥
એસે પલ ચોસઠ લગે, ભજન કરે એક તાર
રવીદાસ ઘડી એકકા, જાપહી દૈ હજાર ॥૩૨॥
રસના કહે શ્રવણે સુણે, નાશા અગ્રે ધ્યાન
નેનું નીંદ ન વ્યાપહી, રવીદાસ અનુ માન ॥૩૩॥
ક્ષુધા પીપાસા ના લગે, સુવે ન પાવ પસાર
રવીદાસ મૈથુન મુઆ, ભય નહી એક લગાર ॥૩૪॥
એકહી ભય શીરપર રખે, ભજન ન ચુકે મન
રવીદાસ ડરપે દેખતાં, સુતર ન જાવે અન ॥૩૫॥
એસેહી ઘડી એકકા, જાપ વીસસેં હે વીર
કે કુલીમાંહી કાયા રચી, કે કલીમાંહી કબીર ॥૩૬॥
રવી ભાણુ કબીરજી, એક રૂપ અલેખ
નીગમ નેત કહી થકી રહ્યા, પારન પાવે શેષ ॥૩૭॥
રવીદાસ જપ એકસેં, રેરાહીત અઠાર
એસે ઘડી રસના કરે, સ્મરણુ દેહે હજાર ॥૩૮॥

દેહે ચાર હજાર જપ, ઓર સાતમેં હે વીસ
રવીદાસ ઘડી એતની, જપે રસના જુગદીશ ॥ ૩૯ ॥
સણ સકસેં ઓંર સાતમેં, વીસ ઘડી કહે રામ
ભેદ અઠાદસ એક જપ, રવીરસના તીજ ગ્રામ ॥ ૪૦ ॥

**ઈતી શ્રી રવીદાસ કૃત સાખીરસનાકો અંગ સંપુર્ણ.**

---

## અથ હરદાકો અંગ પ્રારંભ

કહતે સુણતે દેખતે, દીલ બીચ આયા દાય
રવીદાસ મોધન રહા, હારદ હરદા માય ॥ ૧ ॥
શ્રવણહી નેનહી બેન ચીત, થકયા મો હીરદા માય
રવીદાસ ભેદ અગાધહે, મો કોઉ જાનત નાય ॥ ૨ ॥
બુઝત રવી કબીરકે, બુઝત કોઈક સંત
રામનંદપે બુઝીયા, જબહી મીલ્યા એકંત ॥ ૩ ॥
રવીદાસ રસના વીશે, લાગ્યા બોધ અગાધ
હરદા માંહી હરીહે રીયા, બુઝત સંત એકાધ ॥ ૪ ॥
રવીદાસ ઘડી લક્ષહી, ઓર એકસઠ હજાર
દસ ઉપર જપ હોતહે, જોત અખંડ અપાર ॥ ૫ ॥
રેરંકાર ઉઠે અનંત, રોમ રોમ ભરપુર
હરદામાં હરી હેરીયા, વાજે અનહદ તુર ॥ ૬ ॥
સ્વપન નીંદ દોનુ મીટે, જાગ્રત રહી સદાય
બાહેરકે પટ મુંદ લીયે, ભીતર પટ ખુલાઈ ॥ ૭ ॥
રવીદાસ બોલે અંખડ, રૂદીએ રરંકાર
બાહેરકા બકવા મીટયા, રવી રૂદે દેદાર ॥ ૮ ॥
ખાવા પીવા બોલણા, બાહેરકા હે જેહ
સો આયા રવીદાસ કહે, હરદા ભીંતર તેહ ॥ ૯ ॥

શબ્દ સુણે અમૃત પીવે, બીન રસના ગુણ ગાય
ઉઠે બેઠે એક સંગ, રવીદાસ લોહુ લાય ॥ ૧૦ ॥
હરદાકા સાધન સકલ, શમીયા નીશ્ચલ ધ્યાન
અવલા રવીદાસ કહે, નાભી કમલ અસ્થાન ॥ ૧૧ ॥

ઈતી શ્રી હરદાકો અંગ સંપુર્ણ.

---

## અથ નાભીકો અંગ આરંભ

રવીદાસ ચોકી દો વટયા, તીસરી લગ્યા અંગ રંગ
નામ નીશાન બાજીયા, ઉઠે કોઇ અનંગ ॥ ૧ ॥
અનંગ ન ઉઠે અંગથી, ક્રોધન વ્યાપે કાય
રવીદાસ નાભી કમલ, હરદમ રહ્યા હે શય ॥ ૨ ॥
રવીદાસ અસ્થાન સબ, હુંઢત છુટયા બંધ
નાભી નીરખ નીહાળતાં, સરસહી આઇ સુગંધ ॥ ૩ ॥
રવીદાસ નીરખ્યા નાભીમે, કમલ બીચ ફીરતાર
એક સહસ્ત્ર સીતેર ઘડી, ઓર ઓગણીસ હજાર ॥ ૪ ॥
ચોમાં દોરો પંચકમ, ઓર ઓગનીસ હજાર
રવીદાસ સાધન ઘડી, નાભી કમલ વીસ્તાર ॥ ૫ ॥
અનહદ વાજા વાગીયા, ઝલમલ ઝલકયા નુર
રોમ રોમમેરમ રહ્યા, રવીદાસ રહે હજુર ॥ ૬ ॥
રવીદાસ નાભી મધ્યે, આઈ પ્રેમ સુગંધ
નેડા જડીયા નામકા, સતગુરૂ શબ્દકા સંધ ॥ ૭ ॥
નાભી કમલસે ઉપજે, શુન્ય લગી જો જાય
રવીદાસ વળતા સાચવે, રૂદીયા માંહી સમાય ॥ ૮ ॥
નાભી કમલસે ઉલટયો, ગગન વીલંખ્યા જાય
ત્રીવેણીકે તીરમેં, રવીદાસ ઠહેરાય ॥ ૯ ॥

નાભી સો નાભી ચડયા, અનહદ રાખ્યા મન
રવીદાસ નજરે પડયા, ગુરૂસે રામ રતન ॥ ૧૦ ॥
નાભી હોઈ આભે ચડયા, રવીદાસ દેખ્યા રંગ
સદા અખંડીત હોતહે, કબહુન હોવે ભંગ ॥ ૧૧ ॥
અનુભવી કોઇક જાનસી, અવીનાશીકા ખેળ
રવીદાસ હીરદય દેખીયા, અમર અખંડ અકેલ ॥ ૧૨ ॥
નીઃસહ નીરાળા નીરમળા, અલખ દેખ્યા એક
રવીદાસ ત્યાં રહત હે, સાયબ આપ અલેક ॥ ૧૩ ॥
બહોવીધ વાજા વાગીયા, રવીદાસ લાગ્યારંગ
આપ અવીનાશી ત્યાં રહે, પતી વ્રતાકે સંગ ॥ ૧૪ ॥
અવીનાશીકે રૂપકી, શોભા કહી ન જાય
રવીદાસ નીજ દેખીયા, સોય સંત પતી આય ॥ ૧૫ ॥
રવીદાસ અવીનાશીકા, દેખ્યા રૂપ રસાળ
તીન લોક વ્યાપક સકલ, એસા હે દર હાળ ॥ ૧૬ ॥
નાભી કમલસે ઉલટયા, પછમસે સુન દ્વાર
રવીદાસ ત્યાં ધુન લગી, ઝલકે જોત અપાર ॥ ૧૭ ॥
ઔઘટ ઘાટી ઉતરે, તબજ્યા પહોંચે સુન
રવીદાસ અખંડ સુની, મધુરી મધુરી ધુન્ય ॥ ૧૮ ॥
રવીદાસ ધોકા મીટયા, ધુની સુની ઉપછી રીઝ
બનતા નાહી બોલતા. રહો સમજમે સીઝ ॥ ૧૯ ॥
ધુન્ય સુનકે સમજી રહો, મુખસે કહીન જાય
રવીદાસ નીજ રૂપકું, દેખે શોપતીથય ॥ ૨૦ ॥
નાના બાજા બહુ બજે, સદા અખંડ રાસ
રવીદાસ કોઉ સત તહાં, કરતહે લીલ વીલાસ ॥ ૨૧ ॥
રવીદાસ અખંડ રાસ હે, ખંડીત હોવે નાંહી
સ ત વીરલા કોઈ પહોંચીયા, સુન શીખર ગઢ માંહી ॥ ૨૨ ॥

બીન જપ જપ સબ હોત હે, બીન મન ધ્યાન લગાય
બીન હીરદે બીસરે નહી, બીન રવી રવી અખંડાય ॥ ૩૬ ॥
બીન જીભ્યા સુમરન કરે, રવીદાસ દીન રાત
યાદ વીના વીસરે નહી, લક્ષા સરૂપ બીન શ્વાન ॥ ૩૭ ॥
બાજા બજે ગેબકા, બીન રસના લહેલાય
રવીદાસ કા જાનહી,મન ઉનમુની સમાય ॥ ૩૮ ॥

## ઈતી શ્રી રવીસાહેબ નાભીકો અંગ સમાપ્ત.

---

## અથ અજંપાકો અંગ લીખ્યતે

જાપ કીયા બીના જપ હોત હે, બીના શ્વાસ ઉસાસ
બીના રસના રવી રત નીત, બેહદ પુરા વાસ ॥ ૧ ॥
જાપ હમેશા હોત હે, રવીદાસ ખંડીત નાંહી
જુગમે કોઉ જાને નહી, મન ઉન મુની હે માંહી ॥ ૨ ॥
જાપ હમેશા હોત હે, અનહદ શબ્દ ઝણુકાર
રવીદાસ માળ ફેરવે, ભુલ્યા સબ સંસાર ॥ ૩ ॥
જાપ જુગત જોગી જપે, બીન ભજ્યા બીન જોર
રવીદાસ અજંપા જાપહે, પ્રાણી પાવે ઠોર ॥ ૪ ॥
બીન હી અજંપા સંત જપત હે, નીગમ ન જાને ભેદ
દેવ રૂપી જોગી જતી, કીયા કાલ રવી ખેદ ॥ ૫ ॥
રવીદાસ જપ જોગીકા, કરવે સબ પરગટ
સંત જનુકા ઓર હે, લહે ન દરશન ખટ ॥ ૬ ॥
સંત જપત નીત સત સપદ, શુન્ય શુન્ય કછુ નાય
મુની સીધ જોગી સકલ, શુનકાલ વીલ માય ॥ ૭ ॥
જુગત બતાઇ સતગુરૂ, રવીદાસ પીયા રસ
મન આધા નીકસે નહી, તરતકી કીના વસ ॥ ૮ ॥

રવીદાસ મુખ કહા કહે,ભીતર તાળી લાય
માલા લેકર હાય મે, જુગકુ કહા દેખાય ॥ ૯ ॥
જાપ કરો રવીદાસ કહે, બીન માલા મન માંય
બહાર નીકસે ના બને, તાલી બીન તન તાય ॥૧૦॥
રવીદાસ જીવ જાણે નહી, જાપ હમેશા હોત
જાકુ પુરા ગુરૂ મીલ્યા, શાંઈ કાજે ગોત ॥ ૧૧ ॥
જાપ કોઉ જાને નહી, જાપહી તેરા સાથ
રવીદાસ રહે નહી વેગળા, નીશદીન નીરગુણ નાથ ॥ ૧૨ ॥
જાપે જોગી લગી રહ્યા, રવીદાસ છુટત નાહી
જોગ સીધી કયાં જાયગી, મહેરમ હે ઘટમાંહી ॥ ૧૩ ॥
રવીદાસ જુની જુગત એ, તમે હુવા સબ કામ
મનુવા રહ્યા હે ભટકતા, જબ જાન્યા એહ કામ ॥ ૧૪ ॥
કામ લહ્યા ડગ મગ મટી, રવીદાસ જાન્યા જાપ
પહેચાનહી નીશ્ચે કીયા, અબ નડે ન પુન અરૂ પાપ ॥ ૧૫ ॥
આપે જપતા આપકુ, આપ જે કર લગાય
રવીદાસ આપે અલખ હે, આપે લખે લખાય ॥ ૧૬ ॥
ધર ધ ધાણી ધુસમે, રવીદાસ જાપ નહી હોય
જોગી જતી તપસી થકયા, દેવરૂપી સબ કોય ॥ ૧૭ ॥
શાધી વાધી જો જુઇ, તે તેરી છાયાય
રવીદાસ સબ તોમે હુવા, તે વળગ્યા માયાય ॥ ૧૮ ॥
રવીદાસ જાગો જાળવો, તસકરકા ડર બોત
સાહેબસેં હીલ મીલ રહો, અપને સંગી સોહોત ॥ ૧૯ ॥
જગાય નહી જાગ્યા વીના, રવીદાસ ચેતન
ચેતન જાગ્યા જ્ઞાનસે, જ્ઞાને ભયા મગન ॥ ૨૦ ।
જગત સકળ જાગત જબે, રવીદાસ ઓહોરી બાત
જાગત સોવત સંગ વસે, એકી વસ્ત અઘાત ॥ ૨૧ ॥

રવીદાસ સોવે રેન દીન, સ્મરણ સહેજે હોત
નેનુ આગે રમી રહ્યા, ભાગ ગયા સબ છોત ॥ ૨૨ ॥
છોત મીટી જત દેખકે, રવીદાસ જાન્યા જાપ
અખંડ ઉજળા હો રહ્યા, સતગુરૂકા પરતાપ ॥ ૨૩ ॥
રવીદાસ બીન જપ જાપ હે, બીનહી ધ્યાનકા ધ્યાન
સહેજે શબ્દ પ્રકાશીયા, સતગુરૂ શબ્દ પ્રમાન ॥ ૨૪ ॥

ઈતી શ્રી અજંપાકો અંગ સંપુર્ણ.

---

## અથ શ્રી કમલકો અંગ પ્રારંભ

સહેજે કમલ પ્રકાશીયા, સહેજે ઉગ્યા સુર
રવીદાસ સહેજે સુને, નીરખ્યા રામ હજુર ॥ ૧ ॥
રવીદાસ કમલ પ્રકાશીયા, ઉગ્યા અરક અનંત
કારણ કોઇ કળે નહી, બુઝે કોઇક સંત ॥ ૨ ॥
રવીદાસ કમળ અનંત હે, તામે દેહે સાર
તા મધ્યે હે એક દળ, ત્યાં અલખ પુરૂષ નીરધાર ॥ ૩ ॥
રૂપ વીના બોહો રૂપ હે, ગુણવીના ગુણ અતોલ
રવીદાસ ત્યાં રામજન, કરહી અખંડ કલોલ ॥ ૪ ॥
પૃથ્વી વીના પૃથ્વી અમર, જળવીના જળ હે સમુદ્ર
રવીદાસ વીન તેજહી, તેજહી સદા નીદ્રંદ ॥ ૫ ॥
મારૂત બીન મારૂત ચલે, બીનહી વ્યોમ આકાશ ।
રવીદાસ બીન શબ્દહી, હુવા શબ્દ પ્રકાશ ॥ ૬ ॥
રવીદાસ સત શબ્દકા, ભયા સકળ વીસ્તાર
જો બુઝે તો બુઝલે, અંતર દેખ વીચાર ॥ ૭ ॥

રામ અવીનાશી હેરૂરવી, ખંડા ખંડહી હોય
એક અખીન વ્યાપક સકળ, દેખ્યા ઘટ ઘટ માય ॥ ૮ ॥
રવીદાસ સુખ રામકા, મોયે કહ્યા ન જાય
બાહેર મન માને નહી, ભીતર રહ્યા હે રાય ॥ ૯ ॥
દીલ ખોજત દીનમે મીલ્યા, યા દીલ એ દીલ એક
બાહેર ભી તર દેખીયા, સો વીધ વીધ કરી વીવેક ॥ ૧૦ ॥
રવીદાસ રસતા થકી, બકતી રહી બકયાય
હારજીત સમહી મીટી, ના કછુ છોટ બડાય ॥ ૧૧ ॥
હાર્યા હરી માહી ભર્યા, જીત્યા જમકી ચોટ
હારજીત રવીદાસ કહે, મીટી ગુરૂકી ઓટ ॥ ૧૨ ॥
જીત્યા સોઈ જાનીયે, જુગસે રેવે દુર
રવીદાસ સબ ઘટ લહ્યા, સાહેબ હાન હજુર ॥ ૧૩ ॥

ઈતી શ્રી કમલકો અગ સપુર્ણ

---

## અથ શ્રી નારીકો અંગ પ્રારંભ

નામરૂપે નામે સકળ, જો છુટે દેહ ભાવ
રવીદાસ વીષયા તજે, તો દેખે હરી સાવ ॥ ૧ ॥
સાવ નીર તર આતમા, દેખે સો નીરપુર
રવીદાસ સો સતજન, વીષયાસે રહે દુર ॥ ૨ ॥
વીષય વીકાર જયા રહે, સો દરવાજા એક
રવીદાસ સો ઓાળ ધકે, પહોચ્યા સ ત કોપેક ॥ ૩ ॥
દરવાજે કઇ ડુબીયા, સુરમુની જન શેષ
રવીદાસ ચો મુખહરી, અટકયા માહી મહેષ ॥ ૪ ॥

રવીદાસ કામની ખુરી, ભક્તી હીન જો હોય
સંગ કરે સો શ્વાન નર, ઘરઘર ફસતા જોય ॥ ૫ ॥
વીષયાસે અળગા રહે, વળગ્યા રહે નીજ નામ
રવીદાસ સો સતજન, નીરલોભી નીઃકામ ॥ ૬ ॥
રવીદાસ તરીયા ખુરી, ત્રષ્ણા સોઈ જાન
ભંગહી ભક્તીમાં કરે, હરી લીયે સબ જ્ઞાન ॥ ૭ ॥
ત્રષ્ણા તપત અગ્નિ અતી, ભીતર ભર્યા અપાર
નાઠે રવી ન ઉગરે, પડે સો જલવલ છાર ॥ ૮ ॥
રવીદાસ માયા અકલ, ઠગીયા સુરનર શેષ
નવહી નાથ ચોરાસી સીદ, માયાકા ઉપદેશ ॥ ૯ ॥
ડરવા ન દીયે એ ઠગી, સંગી નહી સબ તીસ
રવીદાસ જોગી ડગ્યા, પવન ચડાવી શીશ ॥ ૧૦ ॥
પરચમ થાપી જોગમે, ગાયત્રી ઓચ્ચાર
રવીદાસ મહા ડાકની, ખાયે સબ સંસાર ॥ ૧૧ ॥
રવીદાસ આપન હસત, મુશક મુહમે લાય
ચોટ મોટ કામા પડે, બ્રહ્મા વીષ્ણુ શીવાય ॥ ૧૨ ॥
ભરથ શીંગ રસ શકુશો, પારા શરસ નામ
રવીદાસ તપસી અતુલ, સો ભુલાડે કામ ॥ ૧૩ ॥
કામ રામ હે એક રસ, જો રસ ઝરન ન દેહી
રવીદાસ મન રામમા, ઉલટ પાલટ કર લેહી ॥ ૧૪ ॥
રવીદાસ હરીપદ વીકટહે, કીનહુ લખ્યો ન જાય
કાયર જન કલપત રહે, શુરા પેઠે ધાય ॥ ૧૫ ॥
પેઠા કોઇક સંત જન, દે માયાકુ પુઠ
રવીદાસ સો રામ જન, કછુ ન બોલે ઉઠ ॥ ૧૬ ॥
માયાકા પત્ર અનંતહે, મુખહે અનંત હજાર
પકડાઈ નહી પકડતા, રવીદાસ ઉરધાર ॥ ૧૭ ॥

જો પકડે તો પગ નહી, જીભ નહાલે એન
રવીદાસ કાંતી માહીકી, રહીયે નકી એન ॥ ૧૮ ॥
નારી નરક લે જાવહી, હસતા રમતા સાથ
રવીદાસ ઉગરે નહી, નારી તણે સંઘાત ॥ ૧૯ ॥
નારીકા મુખ નીરખહી, હોસ કરી મન માય
રવીદાસ તે ડુબીયા, ભગસે બચ્યા નોય ॥ ૨૦ ॥
રવીદાસ રામા બુરી, જીવ ઇશ્વર વસકીન
ઘર વૈકુંઠ પહોચીવલી, સબહી વશ કર લીન ॥ ૨૧ ॥
નરક નલા નારી ભર્યાં, ઉપર રંગ્યા રંગ અંગ
રવીદાસ નખં કુચ નર, પડયા નરક કે સંગ ॥ ૨૨ ॥
મુખસેં બાત બનાવહી, બ્રહ્મ જ્ઞાનકી રીત
રવીદાસ રૂદીયા કમળ, પરનારીસુ પ્રીત ॥ ૨૩ ॥
કહા અપની કું ચાહત હે, અપની બુરી અભલાય
અશ્ર એક રવીદાસ કહે, અપની કહા પરાય ॥ ૨૪ ॥
રવીદાસ નારી નરસ, અપની પર સબ એક
ગોરી કાલી નરક હે, ભક્તી વીના વીશેક ॥ ૨૫ ॥
ભારજા ભક્તી માત કહા, ભકતી વીના સબ ડાંણુ
રવીદાસ સબ કુટુંબકુ, સબકુ મ ડી ખાડ ॥ ૨૬ ॥
ભકતી વીના રવીદાસ કહે, નારી ન ઠીક હોય
વ્યભીચારણુ વીચલેલ મન, કરી કમાણી ખોય ॥ ૨૭ ॥
રવીદાસ જોગી જતી, તપસી નર નરવાણુ
મદન ઉપજાવી મારીયા, નેના કેરા બાણુ ॥ ૨૮ ॥
ચેતી રહીયે ચીતમે, મહા મોહની નાર
મુની ઠગ્યા રવીદાસ કહે, કરે પવનહી આહાર ॥ ૨૯ ॥
માત ઉદરસે નીકસીયા, ઔર ભર્યા સુખદેવ
દેવાંગનાકા શબ્દ સુણુ, રવી કહે ભયા યહમેવ ॥ ૩૦ ॥

દે કન્યા અરૂ દેવતા, રૂપી રૂપીકી નાર
ભકતી વીના રવીદાસ કહે, પડીયા જકત મોઝાર ॥ ૩૧ ॥
સ્વાની ભઇ રવીદાસ કહે, સબહી શાંકુત નાર
હુકન પારે ટર પરે, ફીરહી ઘર ઘર ઠાર ॥ ૩૨ ॥
દેવ સકલ રવીદાસ કહે, પ્રીતહી કરે દવેશ
શ્વાનહી અવતરીયા સુભટ, રાજહી ઠારે દેખ ॥ ૩૩ ॥
સાંકળ બાંધી શ્વાનકુ, ભશે શે ભડકે લોક
નામવીના રવીદાસ કહે, બહારી લાગી ઠોક ॥ ૩૪ ॥
રવીદાસ નારી નારકી, બડે બડેકુ લેત
નેન કટાક્ષે રીઝવી, સીઝવી સુખ ભગ દેત ॥ ૩૫ ॥
સુર નર મોહી મુની જના, નાથ નવ સબ સીધ
રવીદાસ રામા અકલ, સકલ અંગ વશ કીધ ॥ ૩૬ ॥
રવીદાસ ગફલત રહે, પીર પેગંબર દેવ
માયાકા આધીન હે, ભે ડર ન લહે ભેવ ॥ ૩૭ ॥
પીર પેગંબર ઓલીયા, દેવ બડે દુખીયાર
રવીદાસ ગુરૂ આશરે, ચલ સો છોડ પરાર ॥ ૩૮ ॥
કુશસ્તે કુશણી ના રહે, ઉડ જાય એકવાર
રવીદાસ હીરા કસે, એરણ ગડત તયાર ॥ ૩૯ ॥
રવીદાસ નર કુટીયા, લુટીયા બળવંત
વાઘનીકે વશ પર્યાં, મુઝાણી સબ મત ॥ ૪૦ ॥
ભકતી ન ભાવે રામકી, કામીયા સબ કુડ
રવીરામ હરી ના ભજ્યા, ભયા હરાડા હુડ ॥ ૪૧ ॥
નરહી હરાડા કુ ભયા, ખાય પરાયામાલ
રવીદાસ તે જીવડા, પડીયા જુગ જંજાળ ॥ ૪૨ ॥
બ્રહ્મા વીષ્ણુ કુબેરસે, ઈંદ્ર ઇશ શીર મહોર
રવીદાસ એક પગ ખડે, માયાસે કર જોડ ॥ ૪૩ ॥

રવીદાસ ઉરાવની, દુરગાકી હોત અહોત
લીલા નીરગુણ સગુણ સબ, બસ કીને તે સોત ॥ ૪૪ ॥
નામ વીના દાઝે સકળ, સતગુરૂ કાહુ ન કીન
નીગમહુકી ગમ નહી, ઓર કહો કોને ચીન ॥ ૪૫ ॥
રવીદાસ રામા ર ગી, ર ગીલી રસ ભીન
રહી વીનાસે જીવત્તી, ઓર ન લહે ગુણતીન ॥ ૪૬ ॥
નાગણ નારી નીત નવી, ભાત અનેક દેખાય
રવીદાસ મોહ્યા સકળ, આગે જાનન પાય ॥ ૪૭ ॥
નારી વી છણ વળગહી, જણતી જણતા ખાય
અનગા ગયા સો ઉગર્યા, પાસે ગયા સો સહાય ॥ ૪૮ ॥
માયા માછણ માછ્યા, મરડી ઘાલ્યા પેટ
રવીદાસ સોઇ ઉગર્યા, નાશી છુટયા નેટ ॥ ૪૯ ॥
અ તર ઝીણી વાસના, વ્યાપ રહી તુજ માય
રવીદાસ હેતે બુરી, નીકસણી પાવે નાય ॥ ૫૦ ॥
જીવ નીકસ પાવે નહી, લવરી કીનો લીધ
રવીદાસ ઈનિ ગારીયા, કહા સાધક કહા સીધ ॥ ૫૧ ॥
કોર કુસુ બી સાડીયે, કાજર રેખ બનાય
એર મુખી બ ધાધયા, રવી સુશક સુશકાઈ ॥ ૫૨ ॥
મીઠા બોલે માનની, બોલત ગ ીત સુભાવ
રવીદાસ ભીની સુખે, મુસા લેત ઉડાવ ॥ ૫૩ ॥
શરીર સંતાડે મુખઢ કે, નીચા ઢાળે નેણી
રવીદાસ અબળા બળે, મોટા કીધા મેણ ॥ ૫૪ ॥
નામરૂપ નર નારી સબ, મીથ્યા હે રવીદાસ
વીષયાસે રહે વેગળા, તો હોવે બ્રહ્મ પ્રકાશ ॥ ૫૫ ॥
એ ચાખી મત દેખીયે, વીષ તણો રસ રજ
રવીદાસ જે વીષયી નર, અ તે હોઇ અકજ ॥ ૫૬ ॥

નારીકુ ન દીએ નહી, રવાદાસ ગ્રહો મન
ખેત વીના પાકે નહી, નાના બીધકા અન ॥ ૫૭ ॥
ખેત બીજ બરસાદ જબ, આવે તક પર માન
રવીદાસ નીકસા કરસણુ, શુક સનકાદીક સમાન ॥ ૫૮ ॥
ધન્ય માતા સુત જનમીયા, નીજ જન સંત નીશંક
સમદ્રષ્ટી રવીદાસ કહે, ભયા એક રાહા રંક ॥ ૫૯ ॥
ધન્ય માતા સુત જનમીયા, જીન વસ કીના મન
રવીદાસ કાયા ખોજકે, પકડયા રામ રતન ॥ ૬૦ ॥
ધન માતા સુત જન મીયા, જીન બાંધ્યા શબ્દકા ઘાટ
રવીદાસ જો ઘાટે ચડયા, સો ઉતરે પાર નીરાટ ॥ ૬૧ ॥
ઘાટે જે આવી ચડયો, તખત ઉપરે કોય
ઉંચ નીચ રવીદાસ કહે, ચડે સો અમર હોય ॥ ૬૨ ॥
ધન માતા સુત જનમીયા, જો રામ રટણ રહે લગ
રવીદાસ રસ એકમે, મીટયા નામ કુલ વગ ॥ ૬૩ ॥
ધન માતા સુત જનમીયા, હુવા રામ ભજી રામ
વાર નક્ષત્રહી રાશ રાહા, મીટયા ભયાનીઃકામ ॥ ૬૪ ॥
રતન ખેત રવીદાસ કહે, આ અબલાકા અંગ
ધ્રુવ પ્રેહેલાદ બીભીષણું, ઉપજ્યા પુરૂષ અલંગે ॥ ૬૫ ॥
રતન ખેત રવીદાસ કહે, અલગા અંગ વીચાર
રવીદાસ સંત નીપજ્યા, પતીત ઉધારે પાર ॥ ૬૬ ॥
નારદ વ્યાસહી શુક સનક, શેષ રટત દીન રેન
રવીદાસ યે માતકું, રતન ન આવે કહેન ॥ ૬૭ ॥
ધન્ય માતા મહા ભક્તી મણી, પ્રગટે પરમ નીધાન
દત્ત ગોરખસેં નીપજે, રવીરામ પરમાન ॥ ૬૮ ॥
મેહેરી સો માતા ભઈ, માતા મેહેરી જાન
સમજ ગ્નાન રવીદાસ કહે, છોડ વીષે રસ પાન ॥ ૬૯ ॥

ઈતી શ્રી નારીકો અંગ સંપુર્ણ.

# અથ શ્રી મનવૈરાગકો અંગ પ્રારંભ.

ત્યાગ બાઝીકા સબ કીયા, સુતવીત દારા ગેહ
રવીદાસ ભીતર રહ્યા, તો કાલર વુઠા મેહ ॥ ૧ ॥
અંતર ઝીણીરે ગઇ, ભીતર ચોંટી જાય
રવીદાસ વેરાગ સો, ત્યાગહી મન વચ કાય ॥ ૨ ॥
ભીતર લાગ જાનીયે, રાગ દ્વેશ ઉઠ જાય.
રવીદાસ વૈરાગ સો, ત્યાગહી મન વચ કાય ॥ ૩ ॥
મને ન વુઠે વાસના, વચન કરત વીભાગ
રવીદાસ દેહ ભાવ તજ, સો કહીયે વૈરાગ ॥ ૪ ॥
હરખ શોક વ્યાપે નહી, ક્ષુધા પીપાસા ત્યાગ
ઉષ્ણ સુખ દુ.ખ વર્જંત, રવી સોહી વૈરાગ ॥ ૫ ॥
કલપત ઉઠે કામના, કડુક ન બોલે બેન
રવીદાસ વૈરાગ સોઇ, બુધી ન આવે કહેન ॥ ૬ ॥
ઇંદ્ર કુબેર અજ શ્રીપતી, ભોગહી બીન ઉનમાન
રવીદાસ સો સંત લીખીત, વાયક નરક સમાન ॥ ૭ ॥
વૈરાગી સોઇ જાનીયે, ગ્રહણ કરે વૈરાગ
હસતી આવે લક્ષ્મી, રવી નરક જાન દે ત્યાગ ॥ ૮ ॥
નરક શરગ જાને નહી, કરે દ્વેતેકા ત્યાગ
વીષયાસે વળગે નહી, રવી સોઇ વૈરાગ ॥ ૯ ॥
કામ ન ઉઠે કલ્પના, લોભ ન તાકે લાગ
રવીદાસ અંતર નીરમલા, સોહી કહીયે વૈરાગ ॥ ૧૦ ॥
મસ્તાનાહે મદ રહીત, મગન રહે અહં ત્યાગ
રવીદાસ સોઈ સંત જન, મન લાગ્યા વૈરાગ ॥ ૧૧ ॥

માત તાત સુત બંધવા, બેન ભારજા હોઈ
રવીદાસ સબ ત્યાગ કર, રહે મન મારી જોઈ ॥ ૧૨ ॥
કારજ થા સો સબ મીટયા, કારણ ઉપર ટેક
રવીદાસ વૈરાગ સો, દ્રઢ જ્ઞાન વીવેક ॥ ૧૩ ॥
અનરથ છુટયા અંગસો, વીધી નીષેધ વહેવાર
રવીદાસ વૈરાગ સો, નહી, જીત નહી હાર ॥ ૧૪ ॥
આઠ પહોર અલમસ્ત રહે, સ્વ હરખ ન શોક
રવીદાસ વૈરાગ સો, સમીયા ગુન અરૂ દોષ ॥ ૧૫ ॥
દ્વંદ રહીત મહારસ ભર્યા, મીટીયા માન અભીમાન
મન બુદ્ધી ચીત પહુંચે નહી, ત્વી ત્યાહા અસ્થાન ॥ ૧૬ ॥
સ્થુલ સુક્ષ્મ દોઉ વાસના, કારણ પ્રકૃતી જાણુ
રવીદાસ સમીયા સકળ, સો વૈરાગ પ્રમાણુ ॥ ૧૭ ॥
વૈરાગે મેહ પ્રગટીયા, તન હોય તાલાવેલ
રવીદાસ સંસારકા, સુખહી દીના ઠેલ ॥ ૧૮ ॥
તન વૈરાગી બહોતહે, ઘર ઘર ફરત ભસંત
રવીદાસ મન આથડે, જહાં તહાં હોત ચલત ॥ ૧૯ ॥
વૈરાગી સો જાનીયે, કરે વાસના નાશ
રવીદાસ આવ્રણ રહીત, અખંડ બ્રહ્મ પ્રકાશ ॥ ૨૦ ॥
શબ્દ વીવેકાના સુને, સપ્રશ કરે ન નાશ
રૂપ ન દેખે સાંખીયા, રવી વૈરાગ વીચાસ ॥ ૨૧ ॥
રસના રસકુ ના ગ્રહે, ઘ્રાણુ ન ગ્રહે સુગંધ
રવીદાસ વૈરાગ સો, સહેજે રહે નીરબંધ ॥ ૨૨ ॥
રવીદાસ મનકી માનતા, મન મરતે મીટી જાય
સાચા સો વૈરાગ હે, બાહજ્યા બુદ્ધી સમાય ॥ ૨૩ ॥
ચીતસે કછુ ચીતવે નહી, શુભ અશુભ નહી હોય
રવીદાસ વૈરાગ સો, અહંભાવસુ ખોય ॥ ૨૪ ॥

વાસના હેતો તત્વકી, જલી ભસ્મ હો જાય
રવીદાસ વૈરાગ સો, સતગુરૂ શબ્દે ઠેરાય ॥ ૨૫ ॥
રામ રામ જપવો કરે, જેસે ચંદ ચકોર
રવીદાસ દાઝે નહી, અગની કેરે જોર ॥ ૨૬ ॥
એક પુરૂષ આવે અખર, બ્રહ્મ બીજ વીસ્તાર
રવીદાસ સમરણુ રામકા, કીજે વારંવાર ॥ ૨૭ ॥
શ્વાસોશ્વાસે સમરીયે, રામહી કીરત
રવીદાસ અરધ નામમે, આયા તીરથવૃત ॥ ૨૮ ॥
તીરથ વૃત ઉપાસના, નાહી નામ સમાન
રવીદાસ જીવ જાને નહી, સાધુ લહે સુજાંન ॥ ૨૯ ॥
રવીદાસ નામ હીરદે ધરે, કહા તીરથકી આસ
રામ નામ અહલ્યા ઉધરી, રાખા દ્રઢ વીશ્વાસ ॥ ૩૦ ॥

ઈતી શ્રી મન વૈરાગી અંગ સંપુર્ણ

---

## અથ તન વૈરાગકો અંગ આરંભ.

તન વૈરાગી બહોતહે, ધરધર ફરે ભસંત
રવીદાસ મન આયડે, જહાં તહાં હોય ચલંત ॥ ૧ ॥
તન વૈરાગી બહોતહે, કપટે ભરતહે પેટ
રવીદાસ રામ ન ઓળખ્યા, નરક પડેંગે નેટ ॥ ૨ ॥
રવીદાસ અંધે જન, જો તનકા કરે વૈરાગ
બાંહેર ભેખ બનાયકે, ભીતર રહી મન કાગ ॥ ૩ ॥
કાગ સોઇ જાનીયે, ચાંદા ઉપર ચાહે
અવગુણુતા રવીદાસ કહે, દેખતા ફીરે અન્યાય ॥ ૪ ॥

કોરા ફાલે કંગાલ મન, ઉપટકા વૈરાગ
રવીદાસ બાહેર બલ રહીત, ભીંતર જલતી આગ ॥ ૫ ॥
તન વૈરાગી જાનીયે, તાન કરે તનતાય
રવીદાસ રંગ આલકા, કરણી દીય કરમાય ॥ ૬ ॥
તન વૈરાગી બાદ તન, મત વીષયામે લ્લુધ
રવીદાસ બને નહી, રામ ભજન પર બુધ ॥ ૭ ॥
તન વૈરાગી વાદી, કીરત સરત બકવાદ
જ્ઞાની મુની હો રહે, સુણે ન ઉનકા સાદ ॥ ૮ ॥
રવીદાસ વૈરાગ તન, મન હી વીષે કમાય
હરણી બીન કુતા જીમી, કર કહી ચુથે જાય ॥ ૯ ॥
રવીદાસ વૈરાગ તન, મનકા સ્વાદ ન જાય
બાહેર જ્ઞાન કથે બહુ, ભીંતર અંખડ થાય ॥ ૧૦ ॥
રવીદાસ વૈરાગ તન, મન ચીંતારે ઓર:
સતગુરૂ ચીહીને નહી, ઠર્યો ન એકુ ઠોર ॥ ૧૧ ॥
ઠગમગ મનકી ના મીટે, ઉપરકા વૈરાગ
રવીદાસ વીષના મીટયા, રહ્યા નાગકા નાગ ॥ ૧૨ ॥
અનંત નાગ રામ એક તન, વીષે વૈરાગી જાન
અગનીત વીષ રવીદાસ કહે, મનહી લીના માન ॥ ૧૩ ॥
ઉપરકા વહેવાર સબ તકસે નીકસ્યા બહાર
ભીતરકા રવીદાસ કહે, રહ્યા સંભાળ સંભાળ ॥ ૧૪ ॥
તન વૈરાગી તન તપે, મનહી ખપે તે માંહી
રવીદાસ મુખ બકવા ઘનો, મન વૈરાગી નાહી ॥ ૧૫ ॥
જામે જેસા ગુન ભર્યા, ત્યાં તેસા પ્રકાશ
ન હોય ફુદડમાં રવી, મલીયા ગરકી બાશ ॥ ૧૬ ॥
તન વૈરાગી જાનીયે, મુખસે કથહી જ્ઞાન
રવીદાસ દંભ ત્યાગકા, ભીતર ભરીયા માંન ॥ ૧૭ ॥

મલીયાગરકી ખાસના, મલીયા ગરતે હોય
રવીદાસ હીરા વીના, પ્રગટે નાહી જોત ॥ ૧૮ ॥
કયેહી વૈરાગસે, નામ ન હોઇ ઉદ્યોત
રવીદાસ અધારમા, કહા નેણાકી જોત્ત ॥ ૧૯ ॥
હીરા માહી જોતહે રવી હે અનત રતન
ફોગટ કાચ કથીરકુ કરત હે લોક જતન ॥ ૨૦ ॥
બેજાજીકુ માર દીયે, ગાલ બજાવે તાન
રવીદાસ વૈરાગ એહ, કુકર શુકર સમાન ॥ ૨૧ ॥
રવીદાસ જહા જસી ધરે, ત્યા તેસી કર બાત
મુરખકુ પરબોધતા, ગરથ ગાઠકો જાત ॥ ૨૨ ॥
મુરખ વૈરાગી ફીરે, મુરખકું દીયે બોધ
પેટ કારણ રવીદાસ કહે, પ્રગટ કરે પરબોધ ॥ ૨૩ ॥
વરત ગોઠકી સબ ગીરિ, મુરખ દેતા મત્ય
રૂપ આગે રવીદાસ કહે, છતી ન કીજે છત્ય ॥ ૨૪ ॥
ઘરઘર જો કીમીયા ફીરે, તો સોના સોઘા હોય
રવીદાસ વૈરાગ ત્યુ હ સ નહી, બગ જોય ॥ ૨૫ ॥
તહા છત છતી ન કીજીયે, જ્યાં નહીં જ્ઞાન વીવેક
રવીદાસ તહાં ઉગરે, જ્યાહી વૈરાગ વીવેક ॥ ૨૬ ॥
અમયા ઉભરાતા ફીરે, આપ સ્વારથ કાજ
રવીદાસ ઘરમેં કંકર, હીરા બકત અવાજ ॥ ૨૭ ॥
દંભ દેખાવે જકતમે, મનકા ધરમ અનેક
રવીદાસ રઝળી મરે, ગાઈન બીન ગુરાટેક ॥ ૨૮ ॥
તનમે તાપ તપે બહુ, બીચહી અડાવે યાગ
રવીદાસ મેન રહે, ઉપરકા વૈરાગ ॥ ૨૯ ॥
વીછા કેરા આંકડે ઝેર ખહોતહે દેખ
રવીદાસ જલ વરખતે, જલ જની જાન વીશેપ ॥ ૩૦ ॥

અમૃત સતગુરૂ વરખહી, વીભ્રમ ચીતકે આગ
ઉલટા જરત રવદાસ કહે, ડંભક તન વૈરાગ ॥ ૩૧ ॥
શુન્ય કહે સુભર કહે, ન્યારો કહે ઘટમાંય
કહે રવીદાસ ઠર્યો નહી, નીરવદે ઉપજ્યા નાય ॥ ૩૨ ॥
મનકી વાસના જહાં ઠરે, યાંહી રાખે હેત
તન વૈરાગી રવી કહે, નીકસી ચયા ફજેત ॥ ૩૩ ॥
નીકસી નીરાળા જે ભયા, કરે દુબધા મન ત્યાગ
રવીદાસ મન ડુગડુગી, સો કયા વૈરાગ ॥ ૩૪ ॥
ભેખ ભવાયા લેત હે, વૈરાગ ઔર સંન્યાસ
નાચ્યા મરડયા સુખ રવી, લોક કરાઈ હાંસ ॥ ૩૫ ॥
આસન માંહી મુન રહે, દંભ દેખહી લોક
રવીદાસ ત્યાગ્યા હરી, સો વૈરાગ હે ફોક ॥ ૩૬ ॥
ગાલે ગાલ બજાવહી, સ્વર કરી પુરે રાગ
રવીદાસ મન લોકમે, સો કેસા વૈરાગ ॥ ૩૭ ॥
તાલ પખવાજ જંત્રહી, તંબુરા કડતાળ
રવીદાસ સુન કાલહી, હસી હસી કહે હમાર ॥ ૩૮ ॥
તાલ પખવાજ વેની ધુન, ગાવે નહી અહં ત્યાગ
રવીદાસ ખરાબકી, વીપદકા વૈરાગ ॥ ૩૯ ॥
રંગ્યા સબહી લુગડા, ગુરૂમે ગુલતાન
રવીદાસ મન રંગ્યા નહી, બાહીરકા વૈમાન ॥ ૪૦ ॥
દાઢી મુછ મુંડાવહી, કે રાખે સબ કેશ
રવીદાસ મન મુંડયા નહી, કયા બદલાયા વેશ ॥ ૪૧ ॥
દીસત તરૂ સોહામણુા, ભાલ તીલક બડ ભાગ
ગલે માલ ડારી ચલ્યા, દેખાવન વૈરાગ ॥ ૪૨ ॥
દંભ દેખાવે લોકકું, નીમંળ ચીત નહીં હોત
રવી અંજવાળા ના કરે, ચીત્રા મનકી જોત ॥ ૪૩ ॥

કફ્રર ન જાવે કુડસે, તામસકા નહી ત્યાગ
રવીદાસ દેખાવહી, ઉપરકા વૈરાગ ॥ ૪૪ ॥
ઉપહી અ ગના તજી, અડકે નહી હાથ
રવીદાસ છાયા આપકી, જ્યાં મલતી ત્યાં સાથ ॥ ૪૫ ॥
ઉપરકા વૈરાગ સબ, તજે તો તુરતજ જાય
રવીદાસ ભીંતર ભર્યાં, તકર કરે ઉપાય ॥ ૪૬ ॥
ઘર છોડી અસ્થ કીયા, સુત છોડયા શીખકીન
રવીદાસ બે અ ધરે, ૬૮ વૈરાગ ન ચીન ॥ ૪૭ ॥
ઘર ઘરહી ભટકત ફીરે, ઘરહી છોડ માર
રવીદાસ મન આથડે, ઠરે નહી મન ઠાર ॥ ૪૮ ॥
ઉનમત ચાલી મન મતી, ગતી નહી લવ લેશ
રવી વૈરાગ ન ઉપજયા, ફોગટ બદલ્યા વેશ ॥ ૪૯ ॥
કે પુસ્તકકે પાઠકર, કે મુન કે કર ધ્યાન
રવીદાસ મન દંભ વીષે, તબ લગ જુઠા જ્ઞાન ॥ ૫૦ ॥
જ્ઞાન સુણાવે લોકકું, મન ન લેહે મેહેંસુખ
રવીદાસ ભીંતર દોહલા, ઉપર બનીયા ખુબ ॥ ૫૧ ॥
એકહી વીના અનેકકું, વેહે તે જાયે વાટ
રવીદાસ વૈરાગ વીન, ખલકયા કાઢા ખાલ ॥ ૫૨ ॥
અહંમુખ કછુ ઉગર્યાં નહી, ભટક મુવા ભવ માંહી
રવીદાસ વૈરાગસે, તીમહી ઉપજ્યા નાહી ॥ ૫૩ ॥
સરધા વીના સંશય ભર્યાં, ભ્રમી ઉઠાવે ભાર
મતવાદી રવીદાસ કહે, રામ ન ભજે ગુમાર ॥ ૫૪ ॥
જફત જકતકા કૃત જુવે, ઉજમ થઇને અત
રવીદાસ ઓ મુઢ મત, દીલ એસી ફલ પત ॥ ૫૫ ॥
કોઉ ખાટ કાટે નહી, ભક્તી વીના ભવ માંય
સોનુ ધમ્યુ રવીદાસ કહે, સબહી જાયે વાય ॥ ૫૬ ॥

ઉપરકા વૈરાગલે, ભીતર વીષેસે હેત
રવી દાસ કસણી ના સહે, વીખર જાય જ્યુ રેત ॥ ૫૭ ॥
વહેતે જાય વાગે સબ, વીના રામકી ઓથ
રામવીના રવીદાસ કહે, કુબુધી કુટે થોથ ॥ ૫૮ ॥
છોત કરે છવ ના મીલે, છ્ય વીના છ્વકાય
રવીદાસ વૈરાગ વીન, ઓગુન લડેહે કાય ॥ ૫૯ ॥
ઓગુન કેરી ગાંઠડી, તાંહા ઓગુન હોય જાન
રવીદાસ વૈરાગ વીન, પલટે નાહી બાન ॥ ૬૦ ॥
રવીદાસ રૂડી વાસના, રામ જનુમાં હોય
કમોદ કરે ખેતમેં, કેરડ નીપજે કોય ॥ ૬૧ ॥
ત્યું સાધુ નેસલીલ હે, ડંભ વૈરાગી જન
રવીદાસ રામ ન ઓળખ્યા, કરહી ખેંચા તાણ ॥ ૬૨ ॥

ઈતી શ્રી તન વૈરાગકો અંગ સંપુર્ણ.

---

## અથ શ્રી સ્મરણકો અંગ આરંભ.

વૈરાગી સોઈ જાનીયે, કરે વાસના નાશ
રવીદાસ આવ્રણ રહીત, અખંડ બ્રહ્મ પ્રકાશ ॥ ૧ ॥
શબ્દ વીષેકા નાસુણે, સ્પર્શ કરે નહી નાર
રૂપ ન દેખે આંખીયા, રવી વૈરાગ નીચાર ॥ ૨ ॥
રસના રસકુ ના ગ્રહે, ઘ્રાણ ન ગ્રહે સુગંધ
રવીદાસ વૈરાગ સો, સહેજે રહે નીરબંધ ॥ ૩ ॥
રવીદાસ મનકા માનીતા, મન મરતે મીટ જાય
સાચા સો વૈરાગ સો, બાહર બુધ સમાય ॥ ૪ ॥
ચીતકુ કછુ ચીતવે નહી, શુભ અશુભ નહી હોય
રવીદાસ વૈરાગ સો, અહં ભાવકુ ખોય ॥ ૫ ॥

•

વાસના હે નવ તત્વકી, જલી ભસ્મ હો જાય
રવીદાસ વૈરાગ સો, સતગુરૂ શબ્દે ઠેરાય ॥ ૬ ॥
રામ રામ જપવો કરે, જેસે ચંદ્ર ચકોર
રવીદાસ દાઝે નહી, અગ્ની કેરા જોર ॥ ૭ ॥
એક પુરૂષ અવે અખર, બ્રહ્મ બીજ વીસ્તાર
રવીદાસ સ્મરણુ રામકા, કીજે વારંવાર ॥ ૮ ॥
શ્વાશોશ્વાસે સમરીયે, રામહી કીરત
રવીદાસ અરધ નામમે, આયા તીરથ વ્રત ॥ ૯ ॥
તીરથ વ્રત ઉપાસના, નાહી નામ સમાન
રવીદાસ જીવ જાને નહી, સાધુ લહે સુજાન ॥ ૧૦ ॥
રવીદાસ નામ રદે ધરો, કહાં તીરથકી આશ
રામ નામ અહુલ્યા તરી, રાખી દ્રઢ વીશ્વાસ ॥ ૧૧ ॥
રામ નામ એસો જપો, જેમે જલમે મીન
રવીદાસ વીછરે તેમરે, એમે મનકર લીન ॥ ૧૨ ॥
દોર લગ્યા ડગમગ મીટી, શીતળ હુવા જ્યું મન
રવીદાસ બીન નેંનસે, દેખ્યા રામ રતન ॥ ૧૩ ॥
તીરથ ફલ અસ્થા નહી, નામહી ફળકે લીખ
રવીદાસ નીચ્ચે કહું, સુનો પુરાતન શાખ ॥ ૧૪ ॥
અજામેળ નામે બચ્યા, ગુનકા નામકી નાર
રવીદાસ એક નામ ભજ, તજહુ સકલ વીકાર ॥ ૧૫ ॥
અનંત કોટી આગે તર્યા, નામહીકા વીસ્તાર
ઔરને રંગ રવી કહે, રામ પોકાર પોકાર ॥ ૧૬ ॥
રવીદાસ માને નહી, મુરખહી સન મુખ
દીલમે દાઝે ડગમગે, દુટી પામે દુખ ॥ ૧૭ ॥
રામ નામ સબસે સરસ, નામ ભજ્ય કબીર
રવીદાસ લેહે લાયકે, ઉતર્યા સાગર તીર ॥ ૧૮ ॥

દુખ લાગે દવડુ જલે, સાચી કહેતે વાત
રવીદાસ કહે આંધળે, ઉલટી ધાલે ઘાત ॥ ૧૯ ॥
કોઇ ભજે કબીરકું, કોઈ નાનકશાહ
રામ વીના રવીદાસ કહે, અધ ચલાયા રાહ ॥ ૨૦ ॥
સંત નામ દ્રઢ જાની યે, સાહેબ કાહે જેટ
અંતર ગત રવીદાસ કહે, લાગ્યા સત વીદેહ ॥ ૨૧ ॥
રવીદાસ રામ ઉચ્ચારતા, કર્મ ભર્મ મીટી જાય
અણુ જીતની અગની વીણ, ભરમ કરે છીન માય ॥ ૨૨ ॥
બાહર રામ ઉચારતા, ભીતર લાગ્યા તાર
રવીદાસ મે મીટ ગયા, તું તું રહ્યા તેયાર ॥ ૨૩ ॥
તું તું રહ્યા સો રામ અબ, હું તું મા ભઈ લીન
રવી રામમે મીલ ગયા, કુન હુ કારા તીન ॥ ૨૪ ॥
ઉલટી લાગે વાત સબ, સુખ કહેતા દુખ હોય
રવીદાસ કહે રામકા, મરમ ન જાણે કોય ॥ ૨૫ ॥
કહ્યા ન માને મન મુખી, કીનસે કીજે બાત
રામ ભજે સો ઉભરે, નહીતર જમપુર જાત ॥ ૨૬ ॥
મરમ ન જાણે દુરમતી, કીનસે કહીયે માન
રવીદાસ રામ ભજ્યા વીના, ભસતા ફીરે જ્યુ ભાંડ ॥ ૨૭ ॥
રામ નામ જાન્યા નહી, અપના લીયા અનર્થ
રામ ભરોસા નાહી રવી, ગોતે બહુ ગરથ ॥ ૨૮ ॥
ગ્રંથ પઢેસે કયા હુવા, રામન જાણ્યો એક
રવીદાસ પરતીત બીન, વહેતા ગીયા વીવેક ॥ ૨૯ ॥
રામ નામ જીનકી લીયા, ગયા કામરૂ ક્રોધ
રવીદાસ મહેમંત મન, માર્યાં જાનમ જોધ ॥ ૩૦ ॥
પંચ તત્વ રટણ લગ્યા, રોમ રોમમે રામ
રવીદાસ જુગ જીતકર, સંત પધારે ધામ ॥ ૩૧ ॥

જીવ જુગતા જાને નહી, કરહી કોટીક કર્મ
રવીદાસ નામ નીચ્ચે નહી, ચલવે આન ધર્મ ॥ ૩૨ ॥
ભક્તી ધર્મ અરૂ નામ બલ, ફલ નહીં ઈચ્છે કાંય
રવીદાસ સો રામજન, આન ભરોસા નાય ॥ ૩૩ ॥
એસા કોન અંતજ અધમ, રખે ભરોસા આન
રવીદાસ રઘુનાથ બીન, કુકર શુકર સમાન ॥ ૩૪ ॥
અયોધ્યા પતી રઘુકુલતીલક, રવીદાસ સોઈ રામ
ઘટઘટ માંહી રમીરહ્યા, અજ અવીનાશી નામ ॥ ૩૫ ॥
કીને કોટી કરમપે, નામન આયા હાથ
રવીદાસ સોહી રમીરહ્યા, રોમ રોમ રઘુનાથ ॥ ૩૬ ॥
રવીદાસ મોહ છુટીયા, સમરણ લાગ્યા મન
શબ્દહી સોહં રામમે, હો રહ્યા તનમે તન ॥ ૩૭ ॥
તુહી કામ અનહદ શબ્દ, સુરત સુરતમે લીન
સુરતીમે તત રામહે, રવીદાસ સોઇ ચીન ॥ ૩૮ ॥
રામ રામ રવીદાસ કહે, ઓર નહી પરતીત
જેસે ચકોર ચંદસે, દ્રઢ ભરોસા દ્રઢપ્રીત ॥ ૩૯ ॥
રવીદાસ રામ સંભારીયે, રાત દીવસ એક તાર
જેસે પ્રીત ચકોરકી, જલત ગલત અંગાર ॥ ૪૦ ॥
રામ ભરોસા ના મીલે, કરત જગતકી આશ
રવીદાસ જીવ જાને નહી, પડીયા જમકે પાસ ॥ ૪૧ ॥
રામ શરણ રવીદાસ કહે, કીજે તનમન લાય
ઓર શોય ઉડ જાયગા, રહે રામકી રાય ॥ ૪૨ ॥
મેરા મન સમરે રામકુ, ઓર લોલતા નાય
રવીદાસ રામ પોકારતા, રામ ભયા છીન માય ॥ ૪૩ ॥
રવીદાસ રામ હુવા કયું જાનીયે, જબ હુવા રામ સુભાવ
રામ ઈષ્ટ સબ જકતકા, સબસેં કીયા સમાવ ॥ ૪૪ ॥

મેરા મન સમરે રામકુ, રામ રામકી બાત
રામ વીના રવીદાસ કહે, બાત લગતહે લાત ॥ ૪૫ ॥
મેરા મન સમરે રામકુ, રોમ રોમમે રામ
રવીદાસ મન મીટ ગયા, ઉન્મુની રહ્યા અનામ ॥ ૪૬ ॥
રવીદાસ રામ સુભર ભર્યાં, દેખ્યા ઉન્મુની બાટ
જ્યાં દેખ્યા ત્યાં રામહે, દેખ્યા ઓઘટ ઘાટ ॥ ૪૭ ॥
રવીદાસ રામ સંભારતાં, મલીયા મન જળ લોન
એક મેકહી હોઈરહ્યા, કાઢનહારા કાન ॥ ૪૮ ॥
મેરા મન કહે રામકી, દુજા ન નીકળે સ્વાલ
રવીદાસ શરીરકા, ભાન મીટયા તતકાળ ॥ ૪૯ ॥
મીટ્યા ભાન ગુરૂજ્ઞાનમે, રવીદાસ તન ભેવ
રામકી રામ પોકારતા, રામહુવા ગુરૂ મેવ ॥ ૫૦ ॥
શબ્દ અનહદ ધુન્ય જે, સોહં ગગનકી ગરજ
રવીરામ નારાયને, મો સુનાયા અજ ॥ ૫૧ ॥
ૐકારમે ઉરધરે, અક્ષરાતીત અનુપ
રવીરામ અક્ષરસેં અધીક, સ્વાદહે જેસા તુપ ॥ ૫૨ ॥
બ્રહ્મા વીષ્ણુ મહેષ હી, કહ્યા રામ નીજસાર
સોઈ રવો રમતા સકળ, રામ સચરા ચાર ॥ ૫૩ ॥
ગુન દોષ કીનકા ગ્રહુ, એક રામ ભરપુર
પ્રગટ સંતનમે રહે, જહાં બાજે અનહદ તુર ॥ ૫૪ ॥
રામ શકળ ભરપુર હે, પણ કોઇક વીરલા જોય
રવીદાસ મધ્ય આપમેં, દેખે આપા ખોય ॥ ૫૫ ॥
રામ નામ બહોતહી કહે, વેવારી સબ લોય
રવીદાસ મન મારીકે, રામ કહેગા કોય ॥ ૫૬ ॥
મુખસે રામ સબકો કહે, એહે વેવારી વાત
ઘટમે રામ ચીન્યાં વીના, રવી કહે જમ ઘટ જાત ॥ ૫૭ ॥

રવીદાસ સ્મરણુ રામકા, રદીયા માંહી હોત
બાહેર શોધે ના મીલે, તીન લોક જો ગોત ॥ ૫૮
માલ લેકે હાથમે, ફેરત વારંવાર
રવીદાસ મન બાહેર ભમે, નાહી સ્મરણુ તતસાર ॥ ૫૯ ॥
માલા લેકે હાથમે, જીભ્યાસે કહે રામ
રવીદાસ મન બાહેર ભમે, સરે ન એકો કામ ॥ ૬૦ ॥
રામ ભરોસા ના મીલે, કરે ઔર હી આશ
રવીદાસ કહે દ ભક નર, બોલત બીન વશ્વાસ ॥ ૬૧ ॥
રવીદાસ રસના રામ કહે, લે માલા કર ફેર
મન ફીર ઉલટા માંડી લે, સબ હી જાય અંધેર ॥ ૬૨ ॥
પંચ ઇંદ્રી સહીત મન, ભજવા લાગ્યા રામ
રવીદાસ કહે કયા કહુ, ભયા કરારી કામ ॥ ૬૩ ॥
રવીદાસ રસના ચાખીયા, મન ભયા મસ્તાન
સુમરન સમાધી લાગી, અનહદ ગડયા નીશાન ॥ ૬૪ ॥
સુમરન સમાધી લગી, ફીકર મીટ સબ ફેલ
રવીદાસ પતીવ્રતા પીઉ, રંગકરે રંગમેલ ॥ ૬૫ ॥
સહેજે સમાધી સહેજમાં, આનંદ કરે અતોળ
રવીદાસ રસરૂપ હોઈ, કરતહી બ્રહ્મ કલોળ ॥ ૬૬ ॥
નામ ઉપાસી નામમેં, નામે ભયા લોહો લીન
દેખે સબ ઘટ રામકુ, નહી બડા નહી દીન ॥ ૬૭ ॥

**ઈતી શ્રી રવીસાહેબ સમરણકો અંગ સંપુર્ણ.**

---

## અથ કાલકો અંગ પ્રારંભ

સબે કાલકા ચુણુ હે, કાલ ખાય સબ સોધ
રવીદાસ કોઉ જાને નહી, કાલહી લીયે સબ લોધ ॥ ૧ ॥

લીયે લોધ સબ સોધીકે, કોઈ ન શકયા સંભાળ
રવીદાસ સબ ખાઈયા, કોઈ આજ કોઈ કાળ ॥ ૨ ॥
કોઈ આજ કોઇ કાળહે, કોઇ દો દીન કોઇ ચાર
બચે નહી રવીદાસકહે, શીરપર ટાલ તૈયાર ॥ ૩ ॥
સબકા એહી હવાલ હે, રવીદાસ દેખ બીચાર
કાલ ન બંચે કાહુસે, દેવ મુની શીરદાર ॥ ૪ ॥
જબ લગ કાલ શરીર મે, તબ લગ ઝપટે કાળ
રવીદાસ બચે નહી, જબ લગ સ શય સ લ ॥ ૫ ॥
તું મનવા કયુ સો રહ્યા, સુતા હોય સંતાપ
રવીદાસ શીરપર ભમે, કાલ બીરાની આપ ॥ ૬ ॥
સુતા મોડ તાણુકર, મનમાં નાહી ફીકર
રવીદાસ ચેતન વીના, લેગા કાલ પકર ॥ ૭ ॥
કાલ ન બચે માનવી, કાલ ન બચે દેવ
કાલ ન બચે મુની જના, રવીદાસ અવશ્ય મેવ ॥ ૮ ॥
કાલે કોઉ ન બચીયા, તીન લોકમે જીવ
રાત દીવસ રવીદાસ કહે, લુંટત હે સદૈવ ॥ ૯ ॥
સકલ જુગત રવીદાસ કહે, કાલે ખાયે સ ચોલ
પહેલી ચોટે દાદસે, ચુંથ લીયે શીર મહોર ॥ ૧૦ ॥
મનકી મોટપ તબલગી, જબલગી ઝડવેન કાળ
રવીદાસ કહે મનમુખી, પડીયા બહોત બેહાલ ॥ ૧૧ ॥
બ્રહ્મા વીષ્ણુ મહેશદે, ઇંદુ ઇ દ્ર કુબેર
રવીદાસ કહે કાલ વશ, લીયે અહંકાર ઘેર ॥ ૧૨ ॥
સાર કરે સંસારમાં, કોઈ એસાહી નાહી
રામવીના રવીદાસ કહે, કાલ ચપેટા નાહી ॥ ૧૩ ॥
કાળ કરમમાં કળી ગયા, મુરખ અનંત હજાર
રવીદાસ કહે કાળ વશ, કોનહી કાઢનહાર ॥ ૧૪ ॥

રવીદાસ શીરપર ખડા, કાલપ બેઠા લેહ
સુતા બેઠા ચાલતા, બચે નાહી ગ્રેહ ॥ ૧૫ ॥
રવીદાસ શીરપર રહે, કાળ ચક્ર લે હાથ
ઓચીંતા ઓઝાડશી, કયા બેઠા લઇ સાથ ॥ ૧૬ ॥
કાલ ખડા શીરપર રહે, ક્યુ બીતા નહી મન
શરીર પડે પલ એકમે, જાય કરત જતન ॥ ૧૭ ॥
આઠ પહોર નવરા નહી, વીગે વહેવારી માંય
રવીદાસ છીન એકમાં, કાલ ચપેટે જાય ॥ ૧૮ ॥
રવીદાસ કયું હસત હે, મુસકત મેરી સાથ
એક પલકમે ખાયગા, કાલ પશારી હાથ ॥ ૧૯ ॥
રવીદાસ કયું હસત હે, રમત કરત ઘરમાય
લટપટ કાલ લપટહી, ખબરહી પડશી નાય ॥ ૨૦ ॥
કાલ બાજીગર જકતકા, તીન લોકકું ખાય
ઉગરે નહી રવીદાસ કહે, બ્રહ્મા વીષ્ણુ શીવાય ॥ ૨૧ ॥
બેઠા ર ગ મહોલમાં, વીરહણીશે બહુ વહાળ
રવીદાસ અજ્ઞાની નર, ઝડપેગા તોય કાળ ॥ ૨૨ ॥
હસતા રમતા ખેલતા, બોલત ચાલત તોય
ઓચીંતા રવીદાસ કહે, કાલ ખાયગા સોય ॥ ૨૩ ॥
ઓચીંતા રવીદાસ કહે, આવેગા દુ ખ એક
મનમે રાખ્યા રવી કહે, રામ નામકી ટેક ॥ ૨૪ ॥
કાલહીકા કરસણ સબે, જયુ જણે ત્યું ખાય
ઉગરે નહી રવીદાસ કહે, કાજે કોટ ઉપાય ॥ ૨૫ ॥
રવીદાસ જુગ સકલહી, કાલ તણેવશ જાણુ
આદ્ય એકતા ભુલીયા, પ્રક્રતી કરી પ્રમાણુ ॥ ૨૬ ॥
ષટ દરશન ઓર શાસ્ત્ર ષટ, ખટપટહી કયા ખ્યાલ
ચી તાં મટે ન ચીત સ્થીર, રવી ખાય સબ કાળ ॥ ૨૭ ॥

ચીતહીસે ચીતવત રહે, તનધન દારા માલ
રવીદાસ રામ ચીતવ્યા વીના, કલપત ખાયે કાળ ॥ ૨૮ ॥
છત ચડી છાતી દેઇ, સુતા સેજ ખુશાળ
હસી ખાયે રવીદાસ કહે, કામન રૂપે કાળ ॥ ૨૯ ॥
સુંદર સહેજ મોહામણી, બુધ અંગ છરકંત
સજી સાજ રવીદાસ કહે, કાલહી મુખ પર ત ॥ ૩૦ ॥
રવીદાસ સુખમા નહી, સુતવીત દારા સંગ
કાલહી કીયે ખરાબ સબ, બલકહી બેરે ઢ ગ ॥ ૩૧ ॥
કાલ કરમ મે કલી રહ્યો, કેમે નીકસે બહાર
રવીદાસ હી ન ઓળખે, જે કોઈ કાઢનહાર ॥ ૩૨ ॥
કાઢણુહારા કાઢસી, ખળને મહાસે બહાર
નામ લહ્યા રવીદાસ કહે, કાલ રહે જખ માર ॥ ૩૩ ॥
લાહારે લાગા રાખીગે, હેત કરીકે સાથ
રંગ લગ્યા રવીદાસ કહે, કાલ નમાવ્યા માથ ॥ ૩૪ ॥
કાલ રહે જખ મારકે, જો હોય મન હોશીયાર
ભવ સાગર રવીદાસ કહે, સહેજે પાવે પાર ॥ ૩૫ ॥
કાલ રહે જખ મારકે, જો હોય નામ આધાર
હરી હીરા રવીદાસ કહે, હરદે રાખ્યા સંભાર ॥ ૩૬ ॥
કાલહી સકળ સંહારીયા, રવીદાસ ત્રૈલોક
જો ઘટ કાલન વ્યાપહી, તો ઘટ હરખ ન શોક ॥ ૩૭ ॥
કાલહી સકળ સંહારીયા, રવીદાસ અજ લગ
જોગી ભોગી ખાયગા, વીના ભકત સબ જગ ॥ ૩૮ ॥
કાલહી સકળ સંહારીયા, જકત પતી ઓર જકત
મન પતી રવીદાસ કહે, મનકા સબહી ભકત ॥ ૩૯ ॥
કાલહી સકળ સંહારીયા, રવીદાસ તું પેખ
સો ઘટ કાલ ન વ્યાપહી, જાઘટ રાગ ન દ્વેષ ॥ ૪૦ ॥

રવીદાસ રજને નમે, પડતે અંધા હોય
કાલ આયા જબ પીડમે, માર શકે નહી હોય ॥ ૪૧ ॥
માર શકે નહી મુરખા, કહા મુની કહા માનંત
કાલ માર રવીદાસ કહે, બેઠા કોઇક સંત ॥ ૪૨ ॥
માર શકે નહી મુરખા, કાલ જોરાવર જાન
રવીદાસ અહંકાલકુ, માર શકે નહી જ્ઞાન ॥ ૪૩ ॥
મુનીરૂપી તપેશ્વરી, સબકુ ખાયા કાળ
રવીદાસ બચે નહી, જાકુ સંશય શાળ ॥ ૪૪ ॥
શંસે સાલે સબનકું, ખાય પચાયા પેટ
રવીદાસ સોઇ ઉગર્યા, જે સંત ચરણુ દીયે લેટ ॥ ૪૫ ॥
સંત ચરણુ રજ લેટીયા, ભેટયા તાહી દયાળ
રવીદાસ સો ઉગર્યા, જબ મારેંગા કાલ ॥ ૪૬ ॥
કાલ કબાડી શબન શીર, મુખ બીકસે દીન રાત
રવીદાસ કો ઉગર્યા, નીજ શીશ દીયા ગુરૂ હાથ ॥ ૪૭ ॥
કાલ શીરાને એક પગ, ખડા રહત દીન રૈન
રવીદાસ ચેત્યા નહી, તો હેત કયા હે લેન ॥ ૪૮ ॥
કાલ શીરાને એક પગ, ખડા ખડગ લે હાથ
રવીદાસ ચેત્યા નહી, કહા બાવલ દે બાથ ॥ ૪૯ ॥
રવીદાસ કહે અંધ નર, હરી હોંસ કર ખોય
આલ પંપાલે દીન ગયા, અંતકાલહી રોય ॥ ૫૦ ॥
કહા તપસી કહા જોગીયા, કહા વૈરાગ સન્યાસ
કાલે સબ રવીદાસ કહે, માયા બીન વીશ્વાસ ॥ ૫૧ ॥
રામ વીના રવીદાસ કહે, ઓર હી કરે ઉપાય
આય કાલ જ્યું બાજહી, તેતર લીયે ઝપડાય ॥ ૫૨ ॥
જ્યું મછાકું ઢીમર, નાખી જ્તલ લીયે માય
રવીદાસ એ નામ બીન, કાલસેં બચે નાય ॥ ૫૩ ॥

કાલ શીકારી શીર ભમે, ત્યું કયુ કુડ કમાઈ
જ્યું નીધડક મન હરી વીના, આપ ઓચીંતા ખાય ॥ ૫૪ ॥
કાલ શીકારી શીર ભમે, સમજ મુંઢ અજ્ઞાન
રવીદાસ સોધો કરે, મેલ્હો નીંદ અભીમાન ॥ ૫૫ ॥
કાલ શીકારી ખાયગા લેગા લચકે એક
રવીદાસ કોઈ ઉગર્યા, જાકુ ગુરકી ટેક ॥ ૫૬ ॥
કાલ શીકારી શીર ભમે, ઉનકા સકળ શીકાર
બ્રહ્મા ઈંદ્ર કુબેરહી કોઉન ઉગર નહાર ॥ ૫૭ ॥
કાલ શીરાને એક પગ, ખડા હે હાથ પસાર
રવીદાસ એક નામ બીન, દીયા તુરતહી માર ॥ ૫૮ ॥
રામ વીના નહી ઉગરે, જો અધ્રશ રહે કરજોડ
રવીદાસ એ કાલ વશ, ઉગરે નાહી રોડ ॥ ૫૯ ॥
કાલ કાલકુ ખાતહે, જો કોઈ સમજે સેન
રવીદાસ ચુપ હો રહ્યા, કાલ જાય જહાં કહેન ॥ ૬૦ ॥
જ્યાં કહેન ત્યાં કાલ હે, જહાં રેની તાંહી રામ
રવીદાસ જહાં કલ્પના, તહાં ઉપજે નીત કામ ॥ ૬૧ ॥
શીર બેઠેગા કાલ જબ, તબ કછુ નેન શેવ
રવીદાસ આધીન હો, ટાળો મન અહંમેવ ॥ ૬૨ ॥
મોટા મહેલ બનાવહી, કામહી મીના કાર
રવીદાસ જડ ફેલ ગયા, પડયા રહ્યા દરબાર ॥ ૬૩ ॥
મોટા મહેલ બનાય કે, સોહામના ચીત્રાન
કાલ ઝડપ રવીદાસ કહે, લે ગયા હંસ ઉડાન ॥ ૬૪ ॥
કહા ફુલત રવીદાસ કહે, આછા દેખ શરીર
જાદવ સબે કાલે લીયા, દેખતહી બલવીર ॥ ૬૫ ॥
છપન કુલ જાદવ સબે, ઉનકે બેટી બાળ
રામ કૃષ્ણ દેખત રવી, ફાકી ખાયે કાલ ॥ ૬૬ ॥

કાલ સકવહી મહાબલી, રીવદાસ કહું તોય
દેહધારી ઉગર્યાં નહી, અંશ ઓતારી જોય ॥ ૬૭ ॥
કરસણ માયા કાલકા, કાચા પાકા ખાય
ઉગરે નહી રવીદાસ કહે, તીન લોકમે ત્રાય ॥ ૬૮ ॥
કાલ|માયાકા કરસણ, અ'પ અ ખર કૈલાશ
સપ્તદીપ નવ ખંડમેં, કાલ માયાકા ત્રાસ ॥ ૬૯ ॥
આતમ દ્રષ્ટ આઇ જબે, છુટયા જગ જંજાળ
રવીદાસ કહે સ તકે, સ્વપ્ને નાહી કાળ ॥ ૭૦ ॥

ઈતી શ્રી રવીસાહેબ કૃત કાલકો અંગ સંપૂર્ણ.|

---

## અથ શ્રી સંતકો અંગ પ્રારંભ

સ ત શાંત રહે'સદા, ક્ષમા શીલ સ તોપ
રવીદાસ ગ્રહે સાચ મન, નીર્મળહી નીરદ્વેષ ॥ ૧ ॥
અલગા નહી અદ્વૈત સંત જે મળીયા હરી માય
રવીદાસ જ્યું મીન જળ, પલ ભર વીસરે નાય ॥ ૨ ॥
અળગા નહી અદ્વૈત સંત, જે મળીયા હરી સાથ
રવી પીરે નહી કાહુસે, આટા લુન સધાય ॥ ૩ ॥
આટા લુણ સ ધાત જબ, પાની માહે મીલાય
નામરૂપ રવીદાસ કહે, મેટે સ ત કહાય ॥ ૪ ॥
પ્રીત બની સો બન ગઇ, સ ત પીર નહી ફેર
અચલ ચીત રવીદાસ કહે, જેસે પરબત મેર ॥ ૫ ॥
મેર ચલે પૃથ્વી ચલે, ચલે વેકુંઠ કૈલાશ
રવીદાસ સ ત નાચલે, અચલ નાહી આકાશ ॥ ૬ ॥

સંત ચલે નહી સરૂપમેં, છુટે રામ રસાણુ
પીવે વાકુ પાય રસ, રવીદાસ રસ માણુ ॥ ૭ ॥
સંત ચલે નહી સરૂપસે, સતચીદ આનંદ બોધ
રસ ભરીયા રવીદાસ કહે, મહા પ્રેમ અમોઘ ॥ ૮ ॥
રામહી જન રવીદાસ કહે, રહતહે સદા અટલ
પૃથ્વીમેર ચલે કદી, જાય જગત પટલ ॥ ૯ ॥
ચલે જાવે સંસાર સબ, રહે હરીકા દાસ
રજ માતર રવીદાસ કહે, નામવીના નહી આશ ॥ ૧૦ ॥
નામ નીશાના ગડ ગડે, સંત રહે નીત ગરક
મુની જન જોગી પંડીતા, તહા રવીજુવે ન ફરક ॥ ૧૧ ॥
ચરન કમલ મન ગરક હે, સો કહાવે નીજ દાસ
રવીદાસ સો સંતકી, વૈકુંઠ રાખે આસ ॥ ૧૨ ॥
મુક્તી લગ માગે નહી, તો વૈકુંઠ કયા કયુ લહે
રવીદાસ ઉલંઘકે, ગયા કબીર સ્વદેહ ॥ ૧૩ ॥
વૈકુંઠ ઇચ્છે તાહીકુ, જાકુ નહી કછુ આશ
નામ વીના રવીદાસ કહે, સબહી હોવે નાશ ॥ ૧૪ ॥
આશા દુજ ના મીલે, એક ભરોસા મન
રવીદાસ હરીમા રહે, સો સાચા હરીજન ॥ ૧૫ ॥
સંતહી તાકુ જાનીયે, હરદે જ્ઞાન પ્રકાશ
દુજી ન કરે રવીદાસ કહે, આન દેવકી આશ ॥ ૧૬ ॥
રવી સંત સોઇ જાનીયે, જાકા મનવા હાથ
જાકા મનવા હાથ નહી, ચલીયે નહી તીન સાથ ॥ ૧૭ ॥
સંત પરખીયે ચાલમે, બેહત ઉહત જોય
વાનીમે રવીદાસ કહે, બોલતહીમે હોય ॥ ૧૮ ॥
બોલતહીમે પરખીયે, શીતળ ઓર કડવાસ
રસનાકી કહી દેતહે, શાબુદ સંત રવીદાસ ॥ ૧૯ ॥

અમી રશનામાં રવી, હરદા માંહી હેત
કામ ક્રોધ લોભાદી રહીત, દ્રષ્ટ દેખ ઠહી દેત ॥ ૨૦ ॥
સ ત સયાણા સરવ જગત, જાનન સારા સાર
મધ્ય રહે રવીદાસ કહે, કરે ન દ્વૈત ઉચ્ચાર ॥ ૨૧ ॥
રવીદાસ સોઈ સ ંતજન, સબહીકુ સુખ દેત
કીટ હી ઇ દ્ર બ્રહ્મા લગી, એક આતમ કરી લેત ॥ ૨૨ ॥
સ ંત શીરોમણી શુદ્ધ નીતી, સર્વ ગપે સુખ દીન
રવીદાસ ની દા કાહુકી, મુખસે કબહુ ન કીન ॥ ૨૩ ॥
મુખસે અમૃત ઓચરે, નેત્રે કરે નીહાળ
રવીદાસ સોઇ સ ત જન પુર્ણાન દ પ્રતીપાળ ॥ ૨૪ ॥
કટુક વચન આદુ કહે, ભીતર ભરીયા પ્રેમ
રવીદાસ કટુક ની બ હે, તપત જાય હોત ખેમ ॥ ૨૫ ॥
સ ત શીલ સ તોષ મન, આન દ સદા રસવ ંત
સુખ દુ ખ રહીત અદ્દત મન, રવી સોઇ મહ ંત ॥ ૨૬ ॥
કાલ કરમસે વરજીતા, સ્વપ્ને નહી કલેશ
રવીદાસ સ ંત સોઇ જન, અહ ં કૃત મન નહી લેશ ॥ ૨૭ ॥
પરી કરે પ્રભુતા સકળ, બુઝી સબ સમી જાય
રવીદાસ સોઇ સ ત હે, રહે ગરીબી માય ॥ ૨૮ ॥
પર હરે સબ પર દ્રોહકુ, ગુન ગ્રહે સો સાધ
ગુન દોષ મેટે રવી, સ ત મતાહી અગાધ ॥ ૨૯ ॥
રવીદાસ હરીજન સદા, રહે ખુશાલી માય
અવગુનતા મન નવ ધરે, રહે જ્યુ પ ત મુકાય ॥ ૩૦ ॥
રવીદાસ સો રામ જન ઝોને નહી ઝ ખાય
જ્યુ જ્યુ કસણી તન પડે, ત્યુ ત્યુ ં મન હર ખાય ॥ ૩૧ ॥
કશણે સહે ત્યું નીરમળા, જૈસે કુ ંદન હોય
તાપ દીયે ત્યું રવી કહે, નીકસે, રૂપ શમોય ॥ ૩૨ ॥

રવીદાસ સંત સોઇ જન, અંતર લહે અલેખ
હુંઢાળી હારી રહ્યા, દીયા કરમ પર મેખ ॥ ૩૩ ॥
રવીદાસ સંત સુરમા, જીત્યા કામકી ક્રોધ
મન સરીખા મારીયા, જુગમાં જાલમ નોધ ॥ ૩૪ ॥
પાંચ પચીસકુ એક ઘર, મેળવીયા હરી માય
રવીદાસ સંત સોઇ જન, અહંમન ઉપજે નાય ॥ ૩૫ ॥
અકલ કળી ના શકે, અડીતહે અદભુત
રવીદાસ સંત સોઈ જન, કાટયામાર કપુત ॥ ૩૬ ॥
પાંચહી રાખે એક ઠોર, પસરતા રવીદાસ
રામ નામ બીન રામજન, મીલે ન દુસરી આશ ॥ ૩૭ ॥
રવીદાસ કોઈ સંત જન, સદા રહે મત વાળ
ગરક રહે સંત નામમાં કોઈ ન સુઝે હાળ ॥ ૩૮ ॥
સુઝે ઝીણુ માલમી, વસ્તુ ઝીણી ગ્રેહ
રવીદાસ એર લોક સબ, બાધ્યા તન ધન દેહ ॥ ૩૯ ॥
રવીદાસ સોઈ સંત જન, જાકે તન મન હાથ
ત્રીવીધી તાપ સહેજે મીટયા, સંગ રમે રઘુનાથ ॥ ૪૦ ॥
પર ઉપકારી પ્રેમ નીધી, નીરવાણી નીલેંપ
રવીદાસ સોઈ સંત જન, સ્વપ્ને નાહી વીક્ષેપ ॥ ૪૧ ॥
સુણે ન શ્રવણે દ્રોહહી, કહે ન કટુ વચન
રવીદાસ સોઈ સંત જન, દેખે ન કાહુ લંછન ॥ ૪૨ ॥
અદ્રોહી આનંદ મહી, રવીદાસ સોઇ સંત
સદા પ્રફુલ્લીત મન રહે, બુધીમાન અનંત ॥ ૪૩ ॥
અટકયા મન અખંડમે, ભટકે નાહી કયાંહી
રવીદાસ સો સંત હે, ગુલહી ઘટ માહી ॥ ૪૪ ॥
ટેક ટાક નહી છોડીયે, જીવ જાય તો જાય
રવીદાસ સંત સંગ વીના, મીલે ન આન ઉપાય ॥ ૪૫ ॥

આરગ પાવે સતકો, જો કોઈ મૃતક હોઇ.
રવીદાસ તબ સંત જન, રામ મીલાવત સોય ॥ ૪૬ ॥
સંશય સબ સહેજે સમે, ક્રોધ ન ઉપજે કામ
રવીદાસ તબ સંત જન, તુરત મીલાવે રામ ॥ ૪૭ ॥
રવીદાસ રામ સંત એક હે, સબ દ્વીપ નવ ખંડ
સંત રહે અનભે તખત, દીયે દુરીજનકું દંડ ॥ ૪૮ ॥
સંત હરીસે અધીકહે, અચલ રહે નીરધાર
રવીદાસ સાધુ કારણે, હરી ધરે અવતાર ॥ ૪૯ ॥

ઈતી શ્રી રવીદાસકૃત સાધુકો અંગ સંપુર્ણ.

---

## અથ શ્રી અસાધુકો અંગ આરંભ

નામ ધરાવે સાધકો, તે કયું હુવા અસાધ
આપો રહ્યો રવીદાસ કહે, દીન દીન વાધી વ્યાધ ॥ ૧ ॥
નામ ધરાવે સાધકો, કરે પીયારી તાત
ચાલ ચલત ચંડાલકી, રવી મીઠી મુખ બાત ॥ ૨ ॥
નામ ધરાવે સાધકો, કુડી ચાલે ચાલ
રવીદાસ કહે કઠીન મન, મુખસે દાખે વહાલ ॥ ૩ ॥
નામ ધરાવે સાધકો, રાતદીવસ રહે સોય
રવીદાસ કહે મન મુખી, બાના પહેર વગોય ॥ ૪ ॥
નામ ધરાવે સાધકો, જ્યું સણધાર્યાં વાધ
રવીદાસ તાકે જીવ પર, ઉપર માડે લાગ ॥ ૫ ॥
નામ ધરાવે સાધકો, સાચી નહી ભગત
રવીદાસ અમથા ભણ્યા, શુકર કુકર ગત ॥ ૬ ॥
નામ ધરાવે સાધકો, આતમ ચીના નાય
રવીદાસ અમથા રહ્યા, દીલકી દુબધ્યા માંય ॥ ૭ ॥

રવીદાસ સો સંત જન, રહે દુબધ્યાસે દુર
સમદ્રષ્ટી સબ જુતપર, પ્રેમ રસાયણ પુર ॥ ૮ ॥
બીન કારણ કારજ કરે, સદા પ્રવૃતી રહીત
રવીદાસ સો સંત જન, નીત નીર્ગુણમેં પ્રીત ॥ ૯ ॥
સાર ગ્રહી સોઈ સંતજન, સુખ દુ:ખ વ્યાપે નાય
રવીદાસ મન સમઝકે, રીઝે રૂદીયા માય ॥ ૧૦ ॥
કશણી કરડી જો સહે, રવીદાસ સોઇ સાધ
આઠ પહોર આનંદમે, અંતર નાહી ઉપાધ ॥ ૧૧ ॥
રવીદાસ સંત નીરમળા, આઈ પડે મન ધીર
તાપ દીયે કશણી સહે, શીતળ સુખકી શીર ॥ ૧૨ ॥
રવીદાસ સંત નીરમળા, સબસે રહે નીરવેર
પ્રીત હોય ત્યા પુલટકે, હોઇ નીકાસ્યા ઝેર ॥ ૧૩ ॥
રવીદાસ સંત નીરમળા, નીર શંશે નીરબંધ
અરક ઉદય સબ દેખહી, અંત ન દેખે અંધ ॥ ૧૪ ॥
સંત સનેહી સબનકે, બાત કરત લગ હોય
શીર સાટે રવીદાસ કહે, સાયબ શેતી સોય ॥ ૧૫ ॥
સંત સનેહી સાર ગ્રહી, રહે અનંદીત મન
રવીદાસ અપાર સુખ, સોઇ સાચા નીજજન ॥ ૧૬ ॥
સંત સનેહી સાર ગ્રહી, ચોથા ગુનમે ગ્રેહ
બરસત જહાં રવીદાસ કહે, નીતહી અખંડીત મેહ ॥ ૧૭ ॥
બાજત અનહદ નાદ જહાં, બરખત અમૃત ધાર
રવીદાસ તહા સંત જન, નીતહી કરત બીહાર ॥ ૧૮ ॥
પીછે અનહદ હોતહી, આગે શબ્દ ટંકશાર
રવીદાસ તહાં સંતજન, રહત નામ આધાર ॥ ૧૯ ॥
નામ રૂપ વીન નામહે, રસના કહ્યા ન જાય
રવીદાસ તહાં સંત જન, શ્રવણ વીન સંભળાય ॥ ૨૦ ॥

વીન શ્રવણ સંત સાંભળે, દરસતહે વીન નેંન
રવીદાસ તહાં સંત જન, જહાં નહી દીન રેન ॥ ૨૧ ॥
રવીદાસ શશી બીન ઊજાસહે, પકૃતી પુરૂપકા નેત
રવીદાસ તહાં સંતજન, જહાં નહી શામ ન શ્વેત ॥ ૨૨ ॥
મન બુદ્ધી ચીત અહંકાર બીન, માત્રા પંચવીન રૂપ
રવીદાસ તહાં સંતજન, જહાં નહી છાંય ન ધુપ ॥ ૨૩ ॥
પૃથ્વી તેજ અંબુ પવનહી, વસ્તુ વીન આકાશ
રવીદાસ તહાં સંતજન, પંચ રંગ નહી ભાસ ॥ ૨૪ ॥
અલ્પ અમર મધ્ય રતહે, અલ્પ અંબર કછુ નાહી
રવીદાસ તહાં સંતજન, રામ રહીમન જાહી ॥ ૨૫ ॥
અલ્પ અમર મધ્ય રમતહે, અલ્પ અમર તહાં હોય
રવીદાસ તહાં સંતજન, બુઝે વીરલા કોય ॥ ૨૬ ॥
રવીદાસ તહાં સંતજન, ધર અધર કછુ નાય
વૈકુંઠ દેખ્યા વણસતા, રામ ક્રી સતા માય ॥ ૨૭ ॥
રામ સંતજન એકહે, ઓર સકલ ઘટ ભાસ
પરમાતમ સો સંત હે, આતમ જુગ રવીદાસ ॥ ૨૮ ॥
જીવ આતમમે જગતહે, શીવ સો સંત સુજાન
રવીદાસ સો બુઝહી, જીન વાગે સતગુરૂ બાન ॥ ૨૯ ॥
જીવ સોઈ જડકું નમે, નસે ઇશકું સાધ
સંત સ્વરૂપે થઈ રમે, રવીદાસ ગઈ બાધ ॥ ૩૦ ॥
સત સ્વરૂપે થઇ રમે, જ્યાં દેખ્યા ત્યાં રામ
બ્રહ્મા ઈંદ્ર ફાટ લગી, રવીદાસ એક ધામ ॥ ૩૧ ॥
સંત સ્વરૂપે થઇ રમે, દ્વૈતહી અદ્વૈત માંહી
રવીદાસ મેં તે મીટયા, કહું લે પાયે નાહી ॥ ૩૨ ॥
રવીદાસ સત રામકા, મુખી સપ પરીમાણ
મન વચ ક્રીયા લે મેળવે, રામ પલકમે જાણ ॥ ૩૩ ॥

રવીદાસ એસા જીવડા, પડત નરકમે જાન
સ સારીમે પ્રીતડી, સાધુકુ નહી માન ॥ ૪૮ ॥
રવી સહેજે પાવે રામકુ, નવગે જમકી બીક
શબ્દ જો માને માનવી, સતગુર કેરી શીખ ॥ ૪૯ ॥
સ સારીમે તોડી મન, ગ્ની રામમે જોડ
બ ધનકે બહુ જનમકે, સો પલમે નાખે છોડ ॥ ૫૦ ॥
રવી ઔર આજકલ મે , સાહેબ બીન નહી સાચ
છોડ ગયે સબ છત્ર પતી, મોઈ રામમે રાચ ॥ ૫૧ ॥
રવીદાસ ભક્તી નહી કરત, તાકુ સાહેબ રૂઠ
જહા સાહેબ ત્યા, સાચહે, જગત ભાવ તહા જુઠ ॥ ૫૨ ॥
રવી આદુલ ભ દેહમે, જગકી સાથ ગમાઇ
રૂઠયા તાકુ રામજી, કરત નાહી ભક્તાઇ ॥ ૫૩ ॥
જનમ જગતસે ખો રહ્યા, રવી કહે ગમ પીસાર
ભવ સાગર ભુલા પડયા, કોન ઉતારહી પાર ॥ ૫૪ ॥
રવી કહે આવે રાતડી, તબ અ ધારા હોત
ફીર ઉગે સુરજ જબે, હોત ઉજાવ ઉદ્યોત ॥ ૫૫ ॥
રવી ભાસ્કર ભલ ભાસીયા, રહીયે અરણુવ ઉર
બાહેર બીતર ન રાખીયા, રામ નીર જન નુર ॥ ૫૬ ॥
નુર પારવી નુરમે, મેરમ મનમે રાખ
જેસી ગતમે ઉપજે, તેસી કહે મત રાખ ॥ ૫૭ ॥
રવી રાચે નામમે, જુગસે રાચે નાગ
રૂચતા નાહે ભગતકુ, ભક્તી વીન ભવ માય ॥ ૫૮ ॥
હરી વીનકો હેતુ નહી, રવી જુઠા ભાવ ભગત
જગમે રાચે સો જગત, ભક્તીમે રાચે સો ભગત ॥ ૫૯ ॥
રવી કહે જાકુ જગત બુધ, સ ત નામકી સુખદાઇ
રાચત ખહોત સ સારગમે, સ ત સોન અ ંરીક સગાઈ ॥ ૬૦ ॥

નાંમ સ ત વીન રવી કહે, કબહુન હોત કબ્યાણ
સાચી રામ સગાઈ હે, જુઠી જુગકા જાણ ॥ ૬૧ ॥
વીન કલપના રવી કહે, આજુગમાં કોઇ નાય
સાધુ કોઈ સ સારમે, તાહે કલપના નાય ॥ ૬૨ ॥
નામ કલપના સ તકુ, ભક્તીં કરનકુ લોભ
રવી રામ સાધુ સાગડી નામ સરૂપી મોભ ॥ ૬૩ ॥
રવી રામકા નામ પર, સાધુકા રહેઠાણ
નામ સરૂપી મોભહે, તાપર રાખે મંડાણ ॥ ૬૪ ॥
રવી મોભવીના નહી સાગડી, સાગડી વીના નહી મોભ
નામ ઉપાસી નામકા, નામ ભક્તીકા લોભ ॥ ૬૫ ॥
રવી રામ રૂદીયા કમલ, રહત સદા નહી દુર
રેરકાર રગ રગ રમે, સબ ઘટમેં ભરપુર ॥ ૬૬ ॥
રવી રૂદીયે ઢુંઢતા, પાયા રૂદીયા માહી
દુર દુર સબકો કહે, દુર દેશાતર માહી ॥ ૬૭ ॥
રવી રૂદીયે ઢુંઢલે, હરદે માંહી હજુર
સુધ મતી ઢુંઢત ફીરત, દીલ જાનત નહી દુર ॥ ૬૮ ॥
ઘટ માહી રવી રામહે, ક્યું મન માનત નાય
ગ્નાન ચક્ષે સબ દેખહી, તતદ્રષ્ટ જ્ઞાની દેખાય ॥ ૬૯ ॥
રવી રામ રતનકુ, નજરે દેખે નચીંત
બેર બેર એ નહી મીલે, મહેરમ સરખા મીત ॥ ૭૦ ॥
એસા નીરમલ નામકુ, રવી કહે રૂદીયે રાખ
ભના ખુરા જોકોઉ કહે, તોકુ કાદન નાખ ॥ ૭૧ ॥

ઈતી શ્રી પ્રતાવકો અંગ સંપુર્ણ

# અથ શ્રી ભભુચકકો અંગ પ્રારંભ

રવી સબ જાનત હરી વાતડી, ભભુચકા મનહેત
લબાડ રડવડતા ફીરે, આઠે પહોર અચેત ॥ ૧ ॥
ભભુચકકુ રવી ભરમના, અચેત ચેતે નાય
અંગ માહી આળસ વસી, મનને દુબધ્યા માય ॥ ૨ ॥
રવી સ કલ્પ વીકલ્પ સારથી, મમના કરવી મંડાણુ
સતગુર શબ્દ માને નહી, શાકુતસે હરીયાણુ ॥ ૩ ॥
રવી ભભુચક કેરી બાતસો, સતહી માને નાહી
આઠો પહોર ઉધત રહે, ગો ગુર રૂદેકે માહી ॥ ૪ ॥
રવી ભુચકકે રૂદે, રામ વસનહે નાય
તબ લગી મનએ મુરખા, માતા દુબધ્યા માય ॥ ૫ ॥
રવી રૂદીયે ગમજી, જન લગી આવત નાય
તબ લગી ભભુચક આથડે, હું તું ધોકા માય ॥ ૬ ॥
ભભુચકમે મન પચ રહ્યા, છનુ એક નહી પરવાર
સ્વાથે ચી ત્યા ઉપજે, સસારી સુનકાર ॥ ૭ ॥
રવી ભભુચકકી ભોદડ બુધી, પરમારથ નહી દેત
સ્વારથકું સુંપે સપતી, પરદુખ દાઝે પ્રેત ॥ ૮ ॥
રવી ભભુચકકી પ્રીતડી, સ્વારથકે સાથ
વાસે સ્નેહ નકીજીયે, જ્યુ ખુરીયા વશુ નાથ ॥ ૯ ॥
રવી કહે રૂડી વાતડી, ઉપજત નાહી મન
ભભુચકકું ભાવે નહી, કહેતહી સત વચન ॥ ૧૦ ॥
ભભુચકકા રવીદાસ કહે, મન રહે સદા ઉદાસ
અપના મન મેળુ મળે, તબ હી હોત હુલાશ ॥ ૧૧ ॥

રવી ક્રોધ કલપના બહુવીધી, બલબહુ દુબળ મન
શીખામણુ સાધુ દીયે, બોલત દુષ્ટ વચન ॥ ૧૨ ॥
રવી જબ લગ નામસેં, નાહી લગે લગન
તબલગ ભજુચક ભ્રષ્ટ બુધ, મદા વીકલ રહે મન ॥ ૧૩ ॥
રવી લગન લગે નહી, સીય શ્રી રઘુવીર સાથ
દીલમે લાગી દોગતી, હરી ન આયા હાથ ॥ ૧૪ ॥
રવી ભજુચકકી સંગત કરે, બુધહાણુ હો જાય
દીવસ રાત્રી ગોચડા ગણે, ગોવીંદકુ નહી ગાય ॥ ૧૫ ॥
રવી રામ નામકુ ના ગમે, જેસી તેસી બત
ઉલટા ઉપજે સોચના, હરીસે ખેલે ઘાત ॥ ૧૬ ॥
રવી કેસે રામજી, કરે તાહીકી સાર
સાહેબ મે થી બાજીયા, રીઝાવતહે સસાર ॥ ૧૭ ॥
રવી ભગર ચરખે ભક્તીકે, કેમે મળશે જોગ
કેશવ કરૂણા કયું કરે, જબલગી મનમે રોગ ॥ ૧૮ ॥
રવીદાસ કોણુ ઝાલસી, ગુરૂ ગોવીંદ બીન બાંય
જોગમજે નહી જીવકા, પીન ભક્ત ભવ માંય ॥ ૧૯ ॥
રવી સતગુરૂકે સંત નામ પીન, મેવકકું નહી ટોર
ઝાલેકો બાંયડી, એ સાંઇકો ઓર ॥ ૨૦ ॥
રવી ઠાકર મીલે ન ઠગકુ, રવ કહે આજુગ માય
ખેલે તાના પ્રાણીયા; ઘરઘાતુ માય ॥ ૨૧ ॥
રવી ભજુચકકા મન મુરખ, કરે જગતકા કામ
ધાતરમે બહુ ખાતકર, મુંઢ ભજે નહી રામ ॥ ૨૨ ॥
રવી સંસારીકે કામમે, અવનીવ રહે રજીવ
કોડી જનમ એળે ગયો, એમે ગયે હજીય ॥ ૨૩ ॥
રવી ભજુચક હજી ચેત્યા નહી, મુરખ મુંઢ અજ્ઞાન
વહેતે છોડે વાટને, સતગુરૂ સંત વચન ॥ ૨૪ ॥

રવી ક્ષમ્યા દયા આધીનતા, શાતી ઉપજી નાય
બાહેર દેખાવે શીલતા, આગ ભરી અગ માંય ॥ ૨૫ ॥
જ્યું કા ત્યુ જીવકે, રવી કહે લહ્યા નહી રામ
મનમે રહે મરતાં લગી, સ સારીકે કામ ॥ ૨૬ ॥
રવી કહે ભભુચક હજી ચેત્યા નહી, ગ ડવા રૂપ ગુમાર
અજહુન ચેત્યા મુઢ નગ, ચેતાયા કહી વાર ॥ ૨૭ ॥
રવી શબ્દ ગુરૂકા નાગ્રહ્યા, તેકર ખાગી માર
કઠોર કપટીકા પરસ, સમર રામહુ હાર ॥ ૨૮ ॥
રવી માગખાત મરજાયગા, જમકા બહોતક જોર
રામ રટણ અંતર લગે, ફરે ન હરીકી ડોર ॥ ૨૯ ॥
રવી શીખામણ માને નહી, કેશા કહાવે સાધ
રંગ ન લાગ્યા રામમો. આઠે પહોર ઉપાધ ॥ ૩૦ ॥
રવી કામ કલપના તજે, ભભુચક મુરખ મન
રમતા રામ ન ચીનીયા, જહાં તહા કરત ગપત ॥ ૩૧ ॥
રવી હરજી આવે જબ હાથમેં, ગમદીયે તબ રીઝ
મનખા દેહ ગા પાયકે, અબ મત ખોટા બીજ ॥ ૩૨ ॥
ખ્યાલ ખીજ દોઉ છોડદે, રવી કહે ભજલે રામ
લેહે લાલમે લાયકે, તજ સ સારી કામ ॥ ૩૩ ॥
રવી કામ કલપના વાસના, તજતો તેજ વીકાર
તબ હરજી તતક્ષણ રતી ન લાગે બહાર ॥ ૩૪ ॥
રવી રામ ભજનકી, ઉરમી રૂદીયે રાખ (
તજ જગતકી મોચના, દુખમે દેહન નાખ ॥ ૩૫ ॥
જ્યું રોગીકુ જડ હે, ત્યુ દુખકા દેહ માય
ગુરૂ ગોવીંદ વીન રવી કહે, દુગ કરેકો નાય ॥ ૩૬ ॥
રવી તેસા કોઉ દેખ્યા નહી, જેસા રમતા રામ
સાધુ જન સંસારમે, સો સમરાવહી રામ ॥ ૩૭ ॥

ઈતી શ્રી ભભુચકકો અંગ સંપુર્ણ

# અથ શ્રી અચારકો અંગ પ્રારંભ

રવીદાસ સો જાને નહી, જીવ મરે કઇ કોટ
સમજે નહી વીચારકું, ચોકા કરે અખોટ ॥ ૧ ॥
રવીદાસ અતી આચારતે, કોપે સદા સદૈવ
કોટીક હી સા હોતહે, જાનત નાહી જીવ ॥ ૨ ॥
ભક્તી વીના રવીદાસ યહ, કબહુ નહોય કલ્યાણ
દેવે કીયા દીવા લીયા, જાનત નાહી અજ્ઞાન ॥ ૩ ॥
રવીદાસ અતી આચારસેં, સબકુ ગણે મધ્યમ
પ્રેમ ભક્તી પરતીત બીન, અવતરે જાત અધમ ॥ ૪ ॥
રવીદાસ અતી આચારસેં, અતે રહે ન શરમ
પુજુ કોન આચારસેં, લેચીર ચઢે કદમ ॥ ૫ ॥
રવીદાસ શુધ્ધ વીચારસે, શોધો આપ શરીર
પ્રેમ ભક્તી રસ ભાવ વીન, લહે ન સુખકી શીર ॥ ૬ ॥
રવીદાસ આચારમેં, અવ ગુણ ભર્યા અપાર
સુરત લગાકે સોઈએ, છોડી સકળ વીકાર ॥ ૭ ॥
રવીદાસ અતી આચારસેં, મુસ્તક લેત વરાઇ
ખટપટે હરી ઓળખ્યા નહી, શુધ બુધી ચોરાઈ ॥ ૮ ॥
રવીદાસ નાપે ધોયકે, મત અડકો કહે મોય
નરક નળા તો મેં ભર્યા, સું કયું પવીતર હોય ॥ ૯ ॥
રવીદાસ જાને નહી, નરક નળા ભરપુર
નાહી ધોકે ન્યારા ભયા, સબકુ રાખે દુર ॥ ૧૦ ॥
રવીદાસ ચોખા રામજી, રાખો રૂદીયા માય
નવ દ્વાર નરકે ભર્યા, કદક પવીતર નાહીં ॥ ૧૧ ॥

મન મેના તન ઉજળા, રવીદાસ લોકાચાર
મનમે મેન ન રાખીયે, રવી તબ સુધ્ધ આચાર ॥ ૧૨ ॥
રવીદાસ આચારી અજગા રહે, અબકુ રાખે દુર
સો જીવ એમે જાણીયે હરીમે નાહી હજુર ॥ ૧૩ ॥
રવીદાસ દીન એેમે ગયા ગોવીંદ તે ઉબ ગાય
નાવત ધોવત લીપતા એમે ઉમર ગમાય ॥ ૧૪ ॥
રવીદાસ મન અટક્યા આય રમે , ચાખ ચોખ ચીતલાય
દ્વૈત ભાવ જો દીલમે, ગોવીંદ જુદા સમાય ॥ ૧૫ ॥
રવીદાસ જાકે હીરદે જે વસ્યા તાકા હોત બનાવ
કોઈ જીવ ચોખે મરે, ઓળખે નહી અનાવ ॥ ૧૬ ॥
રવીદાસ આચારી અ યા રે, હોત પરાચ્છીત નીત
આચારી અ તજ જસા, કહો છુટેગા મીત ॥ ૧૭ ॥
નરતા કહેતા ઢાડુક, રવી લગે સ તાપ
દુર રાખો મન કાટુકા, અવીર જાણી આપ ॥ ૧૮ ॥
જે કરે તે ભોગવે, રવી એહ દસ્તુર
દુર રખે સબ ઢાહુકુ સોખી રહેવે દુર ॥ ૧૯ ॥
રવીદાસ પીયારી પ્રીતહે, પ્રીતમકે દરબાર
વળગ્યા મન આચા સે, બુઝે નહી વીચાર ॥ ૨૦ ॥
રવીદાસ લીના ભાવસે , હરીસ્રમાગે ખીચ
તજ આચાર વીચાર ગ્રહ છોડયા કનણુ અહ કાચ ॥ ૨૧ ॥
રવીદાસ પ્રીતજ પ્રેમકી અધીમરે ઓળખાય
છપન ભોગ પીછે લીયે, ખીચ પહેલે હરી પાય ॥ ૨૨ ॥
રવીદાસ કોન આચારસે , તાર્યા સજના કસાઇ
પ્રેમ પ્રીત પરતીતસે, બુઝો સાધો ભાઇ ॥ ૨૩ ॥
અનેક સજના કસઈસા, એ ર ચમાર રોહીદાસ
રવીદાસ કાના ઢેઢકે, નીત હરી રહેવે પાસ ॥ ૨૪ ॥

રવીદાસ બ્રાહ્મણ બાપડે, મુવા પુકાર પુકાર
પાસ આથે પ્રેમે કરી, વીલંબ ન કરી લગાર ॥ ૨૫ ॥
ભક્ત વત્સલ ભગવાન સો, જહાં ભક્તી તહાં જાય
રવીદાસ આચારસેં, પ્રભુ નહી પતીયાય ॥ ૨૬ ॥
રવીદાસ અતી આચારસે, હરી સુણે નહી વાત
કુબજાકે કુલ કોન થા, વીદુરકી કોન જાત ॥ ૨૭ ॥
ગુનકા કહાં પતીવ્રતા, રવીદાસ દેખો ગીત
અનેક અવગુણ હરતજે, એક દેખકે પ્રીત ॥ ૨૮ ॥
રવી ગોકુલમે ગામકી, આહરડીકે સાથ
પ્રેમ પ્રીતકા બલ સબળ, હરજી કીને હાથ ॥ ૨૯ ॥
સો એઠા આહીરકા, રવી હાથે હરી લેત
દેખો અતી આચારસે, બ્રહ્માકુ નહી દેત ॥ ૩૦ ॥
રવી ચોખ ચાખ આચારમેં, લહેન અહીર જાત
જગન તજી રૂપી પત્નીકે, પાગે હરજી ભાત ॥ ૩૧ ॥
રવીદાસ કોન આચારમે, તામે ભીલ ચમાર
અંતરકી જાને સબે, ગોવીંદ નહી ગુમાર ॥ ૩૨ ॥
રવીદાસ અંતર પ્રેમકા, શોધો શુધ્ધ વીચાર
ગોકુળકી વ્રજ નારમો, કરતી કોન આચાર ॥ ૩૩ ॥
રવીં વીચારી બુઝીયે, સબસેં અધીક સનેહ
મનતો કાલા કુટીળ હે, ઉપર ઉજલ દેહ ॥ ૩૪ ॥
રવી ટેલ કરે સંત ટેલવા, રખે ફીરકે દુર
ધરતીમે શે સબ હુવા. અંકુર ન બુઝે ઉર ॥ ૩૫ ॥
રવીં આવત રાખે વેગળા, જાવત બોલે બાખ
દેખો એ આચારમેં, કોન ભલાઈ દાખ ॥ ૩૬ ॥
રવી કુન ભલાઈ દાખીયે, સબકુ માયા કુટ
અંત એહી આચારમેં, કબહુ ન હોગે છુટ ॥ ૩૭ ॥

પ્રેમ પ્રીચ્છ વીન રવી કહે, પ્રભુ ન ઝાલે બાંય
આચારી અલગા સદા, મળે ન મહેરમ માંય ॥ ૩૮ ॥
પ્રભુ ન ઝાલે બાંયડી, જુગત વીના જુગદીશ
નીગમ કહે અતી આચારસેં, ચડે રામકુ રીશ ॥ ૩૯ ॥

ઈતી શ્રી અચારકો અંગ સંપુર્ણ

---

## અથ શ્રી રામ ભક્તકો અંગ પ્રારંભ

રવી રામકી ભક્તી વીના, અફલ હુવા અવતાર
ભય ટાળી ભક્તી કરત, સાર માંહી અતી સાર ॥ ૧ ॥
રવી ભગત સ ગ ભગવંતકા, એક રૂપહી જાન
રંગ ન ઉપજે ભક્તી વીન, જેસે મટી મસાન ॥ ૨ ॥
રવી રામ રંગે રશ વશ રહે, કરહી ભક્તકા સંગ
ક્ષુધા રાતી જીવકું, ચડે ન હરીકા રંક ॥ ૩ ॥
ભક્તકા સંગ ગમે નહી, રવી રાનીકું રેખ
હરી ગુન ગાવત તબ ગમે, સતગુરૂ લીખ્યા હોત લેખ ॥ ૪ ॥
રવી લખીયા એક લેલાટમે, ભક્તી ભક્ત સંગ હોય
તામેં જબ સતગુરૂ મીલે, પ્રેમે પરગટ હોય ॥ ૫ ॥
રવી બુરા અંક મીટાવહી, લીયે ભક્તનકી એઠ
સર્વંસ અર્પે સંતકુ, તુરત પહોંચાવે ઠેઠ ॥ ૬ ॥
રવી કરે કરાવે રામ એહ, શોભા ભકતકું દેત
ભક્તી વીના રવી રામકું, કેહુ ન ઉપજે હેત ॥ ૭ ॥
રવી રામકે અ કુરે, પાયા ભકતી રાજ
ચાર ખુંટ જાગીરમે, માને સબે અવાજ ॥ ૮ ॥
રવી રામ ભકતકુ, સબે નમાવે શીશ
ઈશ જાની ઈચ્છિત જગત, આછી દીયે આશીશ ॥ ૯ ॥

રવી રામ ભકતકુ, ચાહે ચારે ખુટ
ખાઈ ખીલાઈ સંતકુ, માયા જગતકી લુટ ॥ ૧૦ ॥
રવી સંસારમે અતી છુટ હે, ભકતકું આદર દેત
પધરાવે પુજા કરે, ફર ચર્ણામૃત લેત ॥ ૧૧ ॥
રવી રામ ભગતકું, પુજે પ્રાણ સમેત
હાથ જોડ દંડવત કરત, હમપર રાખીયો હેત ॥ ૧૨ ॥
રવી રામ ભગતકી, સબકો બંધે આશ
નામ રામકા ભુઝણે, સબકો આવંત પાસ ॥ ૧૩ ॥
રવી રામ ભકતકું, માને રંક અર રાય
તીન લોક ઇચ્છા કરે, લીજે દરશન લાય ॥ ૧૪ ॥
રવી રામ ભગતકો, સબ કોઈ દરશન ચાય
કોટી જગન એકે હગે, જબ એકે મન થાય ॥ ૧૫ ॥
રવી રામ ભગતકે, દરશન કીજે દેખ
મનશા વાચા પુજહી, આયા સબે વીવેક ॥ ૧૬ ॥
રવી રામ ભગતકો, સાહેબ લેત સંભાળ
જબ દુખ આવત દાસકું, સો શીર લીયે ગોપાળ ॥ ૧૭ ॥
રવી રામ ભગતકી, આપ કરત મનુ હાર
ભગત કેરે કારને, હરી ધરત અવતાર ॥ ૧૮ ॥
રવી સબ ભક્તન કી ગાતએ, સબકો કથે કથન
સાહેબ તો જાનત સબે, આપ રીઝાવત મન ॥ ૧૯ ॥
રવી ગુરૂ ગોવીંદ દયા કરી, ભકતી દીની મોય
છત ને છાની ના રહે, મો સંઘ ભકત કે મોય ॥ ૨૦ ॥
રવી ટાળી ભકતકી, જન્મ જન્મકી પીડ
ભક્તી દીન ભાવકર, ટળ ગર્ભ તોકી ભીડ ॥ ૨૧ ॥
રવી કરીપા કેશવ રાયકી, ભકત ચરણુ વીશરામ
દુવા કરારી કામ અન, નીરમળ પકડયા નામ ॥ ૨૨ ॥

રવી મેરા સતગુરૂ નીજ ભગત, સકલ ભગત શીર મોર
સકળ જોગી શીર જોગીયા, એમે સાધન ઓર ॥ ૨૩ ॥
રવી મેરા સતગુરૂ નીજ ભગત, ભકત વત્સલ પ્રતીપાળ
દાસ સદા સબ સંતકા, દરવે સાદર હાલ ॥ ૨૪ ॥
રવી ભાણુ ભ રજ્ત માત પુની, બેગી પુત્ર દીયે ત્યાગ
રહે સબમે નહી ન્યારખા, મેત્રન સાધ અનુરાગ ॥ ૨૫ ॥

અથ શ્રી/રામ ભકતકો અ ગ સ પુર્ણ.

---

## અથ શ્રી શીખામણકો અંગ પ્રારંભ

રવી શીખામણ સતગુરૂ કહે, ઓર સાધુ જન
ઓર ભરોસા છોડકે, એહી સદા રખ મન ॥ ૧ ॥
મનમે રાખો નામકુ , રવી રની ન છોડ
પાર બ્રહ્મ પુરે સદા, સાધુ જનકે કોડ ॥ ૨ ॥
રવીદાસ આ સંસારમે, ઓર ન પુજે કોય
આશા સાધુ જનકી, સમરથ પુરો સોય ॥ ૩ ॥
ઓરકા નહી આશરા, રવી કહે લીગે રાખ
હાક હરીકુ મારીયે, દુજેકુ મન દાખ ॥ ૪ ॥
રવી કહે રાખે રામજી, જીન રાખ્યા પ્રહેલાદ
હરણા કંસકુ મારીયા, કરતા બહોત ઉપાધ ॥ ૫ ॥
રવી આજ ગમે દેશી સબે, હરણા કંસ અહી જાન
જમ રૂપે હરી આયકર, લીયે આંતરડા તાન ॥ ૬ ॥
રવીં ઉપાધીકુ મારસી, સહેજે સમરથ રામ
હરી જનકુ હરી રાખસી, પુરત હૈયાકી હામ ॥ ૭ ॥

રવી રાખન હારા રામહે, તાકું ગ'જે કુન
બોલન હારા બોલશી, કયું હો રેશી મુન ॥ ૮ ॥
મનહો રહીયે મનકું, રવા કહે રહીયે રામ
તાકુ કેશે છોડીયે, હે આપના વીશરામ ॥ ૯ ॥
રવી કહે રમતા રામજી, પ્રીત તીનુસે જોડ
સતનકા વીશરામહે, તાકું કહીન છોડ ॥ ૧૦ ॥
રવી પ્રીત તીનુસે જોડીયે, જીને આ જગત બનાય
બાજીગર માંહી બોલીયા, ખલક તમાસે આય ॥ ૧૧ ॥
રવી કહે બાજી બનાયકે, કબહુક દેત સ કેલ
આઇ તમાસે ખલક સબ, લગ્યા નદીનુએ બેલ ॥ ૧૨ ॥
રવી કબહુક રહેત સ કેલકે, કબહુક માંડત ફેર
દેખો રામ કલા રવી, રહ્યા સબહીકુ ઘેર ॥ ૧૩ ॥
રવી તાકુ તાંહાયે છોડીયા, જતકા જેસા કામ
ભકતી કરનકુ પરમ પદ નગકકે ઠગ ઠગ ઠામ ॥ ૧૪ ॥
રવી સબમે વ્યાપક રામહે, આગુણ આગુણ ભાય
અવગુણ છુટે આપહે, દુનીયા જુગત નાય ॥ ૧૫ ॥
રવી દુનીયા ભાવ દીલ બીચ રહ્યા, કયું કર કહીયે સાધ
બાતા કરતહે બેહદકી, અ તર ગત ઉપાધ ॥ ૧૬ ॥
રવી કહે આ જુગ માંહી કો, રામ ભજે તબ નીક
શીર ઉપર સાહેબ રખે, કછુ લગત નહી બીક ॥ ૧૭ ॥
રવી શીર ઉપર સાહેબ સદા, વ્યાપક ઠામો ઠામ
બીક ન લાગત જમકી, સાચે ભજના રામ ॥ ૧૮ ॥
સમહી ફેર રવીદાસ કહે, રમી રહ્યા રમતા રામ
કૂડ કપટકી ભકતીમે, અપને નહી કામ ॥ ૧૯ ॥
રવી ક્રીયા માંહી રામહે, રહો સંપ નીકુલ
હેત હરીમેં રાખીયે, મીટ આવે ભાવ ॥ ૨૦ ॥

રવી શીખહે ગુરૂ સંતકી, નામ એ નંગ રતન
હરદા બીતર રાખીયે, કરકે ખુબ જતન ॥ ૨૧ ॥
બેર બેર રવી ગુરૂ કહે, દીલમે દર હાલ
બહોત જતન કર જાલવો, એસા મુધા માલ ॥ ૨૨ ॥
રવી સબકા પગઠા એકહે, કેહા ચોર કહુ શાહુ
દુનીયામે દરહાલહે, મીલે ભકતી રાહ ॥ ૨૩ ॥
રવી કહે મોતન છોડકી, મન માને ત્યાં જાય
જીવન લગ જશ રામકા, ગાઢે કરકર ગાય ॥ ૨૪ ॥
રવી જીવ તબ જાયગા, હોય જંગલ બાસ
તબ લગ ગોવીંદ ગાયલે, જબ લગી ઘટમે શ્વાસ ॥ ૨૫ ॥

**ઈતી શ્રી રવી સાહેબ કૃત શીખામણકો અંગ સંપુર્ણ**

---

સંવત ૧૯૪૨ ના શાકે ૧૮૦૭ ના ફાગણ વદ ૧૩ ને મંગળ વારે લી૦ ઉપાધ્યાય મયાશંકર વાલજીએ શ્રી વણપરીમધ્યે લખેલ પ્રત ઉપરથી આ પ્રતનો ઉતારો કર્યો છે.

કોંણુ તા૦ ૨૬-૧૨-૩૫ દ૦ મણીરામ.



# ૧ હસ્તામલક.

શ્રી પરમાત્મને નમઃ
શ્રી ગુરૂભ્યો નમઃ

## શ્રી શંકર હસ્તામલક સંવાદ લીખ્યતે.

### સાખી

અવીગત ગતી હે ભાણજી, રવી વાણી અગમ અપાર
પાર પાવે કોઈ સુરમા, જાકું લગી કલેજે કટાર ॥ ૧ ॥

### કડવું ૧ લુ.

પર બ્રહ્મ ને પ્રણામ કરૂં, જે આદી નીરંજન દેવ
પરમ તત્વ તે પદ પુરૂષોતમ, આદ્ય શકતી કરે સેવ ॥ ૧ ॥
ચર અચર માંહે પરી પુરણ, બાહ્ય ભીંતર ભરીયો
કોટી બ્રહ્માંડ ભર્યો પરી પુરણ, વાસુદેવ વીસ્તરીયો ॥ ૨ ॥
પરમહંસ નર તે પદ સેવે, વળી સેવે બ્રહ્મા ઈશ
મહામુની જન તે પદ સેવે, પરમ જ્યોતી જગદીશ ॥ ૩ ॥
ભેદ લહે કોઇજ વીરલો, જનકો જાગે જોગી
સતગુરૂ સમસ્યાને પીંછે, તે બાહ્ય નીરંતર ભોગી ॥ ૪ ॥
કૃષ્ણ પુરીને ચરણે લાગુ, માગુ મતી પ્રકાશ
ગુરૂ ગોવીંદ પુરણ પુરૂષોતમ, કૃપાકરો અવીનાશ ॥ ૫ ॥
ચણું કમન હસ્તા મકલના, હું ગાઉંશ એક અદભુત
મહા મનોહર પોતે સુંદર, મહાદશા અદભુત ॥ ૬ ॥

-હીરદા માંહી હર્ષ કરીને, હસ્તા મલક મુની ગાશું
શુધ્ધ સ્વરૂપ કહ્યું શેકરને, સુણતા પાવન થાશું ॥ ૭ ॥
સંસ્કૃત માંહી કોઇન સમજે, પ્રાકૃત વાણી કરશુ
સુગમ અર્થ સહુેવો ભામે, તત્વ જ્ઞાન ઉચરશું ॥ ૮ ॥
વીપ્ર એક પાવન પુન્ય, ધર્મ તણો અવતાર
પુત્ર જન્મ હુવો ઘર તેને, હેગે હરખ અપાર ॥ ૯ ॥
સામુદ્રીકમા જેવો કહાવે, તેવો સુંદર તન
કપોલ નેત્ર વર્ણ નાસીકા, સદા હરત વદન ॥ ૧૦ ॥
જાણી પ્રીછીને જડ થઈ બેઠો, બોલે બ ધન દીઠું
આત્મા સુખ એકાંત તણું, તે મનશું લાગ્યું મીઠું ॥ ૧૧ ॥
જાણ્યું કુળ કુટુંબ શું થામે, તેનો કોઇ નહી માહરૂં
તે કારણથી મૌન ભલું છે, સઘળા મે નેં સારૂ ॥ ૧૨ ॥
એવું જાણી ઉચ્ચાર ન કીધો, હારદ હેડે જાણ્યું
સમ્યક રૂપ સંસાર તણું તે, જ્યમછે ત્યમ પીછાણ્યું ॥ ૧૩ ॥
જ્ઞાનમૃત તો ભોગવીયે, જો મૌન કરીને રહીયે
કાંઇ કશુ ઉચ્ચાર ન કીજે, શ્વેત કૃષ્ણુના કહીયે ॥ ૧૪ ॥
જગત તણું આચર્ણ દેખી, મનમાં આવે હાસ
બાલ ચેષ્ટા સરખું લાગે, મીથ્યા માયા ભાસ ॥ ૧૫ ॥
જન્મ થકી જડની પેરે, મુંગો થઈને વરતે
આત્મા સુખ ભોગવવા લાગ્યો, એવી ચેષ્ટા કરતે ॥ ૧૬ ॥
એમ દેખીને અચકાવા લાગ્યા, માત પીતા મન માહ્ય
સુંદર બાળ કુલક્ષણ મોટું, કહોને કેમ ખમાય ॥ ૧૭ ॥
એક પુત્ર પણ હુવો એહવો, ભાગ્યહીન નરનારી
કોઈ એક પાપ આપણું, પોને એવીવાત વીચારી ॥ ૧૮ ॥
કોડી ઉપાય કરી જોયા, પુછયા પંડીત જાણ
કોઈ ન સમજે ગતી મહંતની, અગાધ બોધ પ્રમાણ ॥ ૧૯ ॥

માત પીતા મન એમ જાણે, આ દુખ કેમ કરી સરીયે
શંકરાચાર્ય મહામુનીને, ચાલો પુછવા જઇયે ॥ ૨૦ ॥
બાળકને સંઘાથે તેડી, ચાલ્યા સ્ત્રી ભરથાર
શંકરાચાર્યના મઠે જઇને, કાધો છે નમસ્કાર ॥ ૨૧ ॥
શ્રી શંકરને ચર્ણે નમીયા, વાત કહી વીસ્તારી
કૃપાનાથ તમ શર્ણે આવ્યાં, આરત હરહુ હમારી ॥ ૨૨ ॥
આજન્મ થકી જડ પુત્ર અમારા, કહો સ્વામી શું થાશે
અનેક ઉપાય કરી થાકયા, આવ્યા તમારી પાસે ॥ ૨૩ ॥
ત્રીકાળ દર્શી તત્વ જ્ઞાની, મહા મોટા મહંત
એ બાળકની શી ગત થાશે, કહો શ્રી ભગવંત ॥ ૨૪ ॥
વીપ્ર કેરા વચન સાંભળી, શંકર દીન દયાળ
નેણ નાસા મુક કર્ણ નીહાળી, પરીક્ષા કરી તતકાળ ॥ ૨૫ ॥
અંતરમા અવલોકી જોયું, જ્ઞાન દ્રષ્ટે તેણી વાર
પ્રાકૃત જીવનથી એ બાળક, કારણ રૂપ અવતાર ॥ ૨૬ ॥
સમજીને મ કેલી બેઠો, મૌન ધરી મન માહી
માયા પાસ બંધનથી છુટયો, પરમાનંદ કહે વાહી ॥ ૨૭ ॥
સાધુ તણાગત એસુ સમજે, છે જે સંચાર્ગ મુઢ
મહા મુકત પરમપદ ભોગી, એની ગત્ય છે ગુઢ ॥ ૨૮ ॥
કોણ કરે ગતી એ મહંતની, ભસ્મ ભર્યો હુતાશન
શંકરાચાર્યે પરીક્ષા કીધી, તે સમજી લ્યો સજ્જન ॥ ૨૯ ॥

## કડવું ૨ જું

શંકર રીઝયા આ બાળ જોઇજી, ન મળે એવો તે બીજો
કોઇજી ॥ ૧ ॥
હસ્તા મલક મુદ્રા જાગીજી, વળતા બોલ્યા ત્યાં શંક-
રાંગીજી ॥ ૨ ॥

ઢાળ

શ કર વાણી ઉચ્ચર્યા તમે સાભળો દ્વીજરાજ
એ બાળ-થી તમતણુ, એવો નસીજે ગ્રાજ ॥ ૧ ॥
એ ઘેનોને વની બોબડો, નથી સમર્થ કે રા ક
સાવધાન નહી સ્વ સ્વરૂપે, એતો આડો આક ॥ ૨ ॥
એઉપારજીત જમશે નહી પાતાનુ ભોજન
ઘેર ઘેર ખાતો ડાંડમે, અન્તરમી કે ત ન ॥ ૩ ॥
એક દીવસ આગળ આવશે, ત્યાર વદનમે એ બાળ
શોભા તમારી ઘણી જાશે, ઉપજમે જ જાગ ॥ ૪ ॥
તે માટે નીશ્ચે ન્હુ હુ, તમને ુ નીરધા
લોક મ્હેશે આલુવો, પન બ્રાહ્મણુનો કુમાર ॥ ૫ ॥
પુછ્યુ દીપ્ર તેમુને તેનો, સ દેહ સુણીને ઠાગ
એથી સુખ નહી ઉપજે તા અથ નની આવે એ બાળ ॥ ૬ ॥
ત્યારે બ્રાહ્મણ વળતો બોલીઓ, સ્વામી તમો રાખો તન
સેવા કરસે તમતણી, તમો આપજો ભોજન ॥ ૭ ॥
પ્રસાદ લઇને પાવન થાશે, ગ્હેશે તમારા ચરણ
ભાગ્ય મારા પુત્રનુ જે, જે આવીઓ તમ શર્ણ ॥ ૮ ॥
સ્વામી તમો ગુરૂ કો એતપા, છે એ તમારા બાળ
સેવક ગણી આપનો કૃપા કરો કૃપાળ ॥ ૯ ॥
સગત સારી તેમણી, જો એનુ પહોચે પુણ્ય
ઉધ્ધાર થશે એહનો અદ્યપી છે જડ મુન્ય ॥ ૧૦ ॥
પરમેશ્વરે મને મોકલ્યો પ્રેરી તમારી પાસ
ભાગ્ય પેના ભવતણુ જે, આવીશે વીશ્વાસ ॥ ૧૧ ॥
ત્યાર શ કર બોલીયા, આચરણ તારૂ ધન્ય
પુત્રને અહી મુકતા ચી તા ન કરશો મન ॥ ૧૨ ॥

પરમ સેવક મારા છે, ઘણું વલ્લભ તન
એ છે મારો આતમા, માનજે સત્ય વચન . ॥ ૧૩ ॥
પાત્ર જાણી પ્રેમનું, હું દુખીશ નહી લગાર
સઉ આગળથી એહને, આપીશ ઉત્તમ આહાર ॥ ૧૪ ॥
વચન એવાં સાંભળી, ત્યાં હરખીયા રૂપીરાય
પ્રદક્ષીણા પહેલી કરી, પછી તે લાગ્યા પાય ॥ ૧૫ ॥
શંકરને સોંપી કરીને, વળ્યા તે તતકાળ
દાંતને છબ્યાસુ ભાળવું, ખોળે તમારે બાળ ॥ ૧૬ ॥
એમ કહીને નીસર્યાં, તે ચાલીયા નર નાર
મહા પુરૂષના વખાણ કરતાં, આવીયા નીજ દ્વાર ॥ ૧૭ ॥
આવીયા ઘર દ્વાર બેહુ, શંકર તણો વીશ્વાસ
જે બાળક સહુ સુખ પામશે, કર જોડી કહે ભાલણદાસ ॥ ૧૮ ॥

કડવું ૩ જુ

નર નારી ચાલ્યાં જેટલે, એ કથા રહી એટલે
બાળકને શંકર લાગ્યા પુછવાર ॥ ૧ ॥

ઢાળ

શંકર લાગ્યા પુછવા, તું કોણ છેર તન
ક્યાથી આવ્યો ને કહા જાવું, કહે સત્ય વચન ॥ ૧ ॥
તારી જાત કોણને ભાતકોણ, તારૂં નામ કોણુ કહેવાય
તે વીસ્તારી મુજને કહે, જેમ સાંભળતાં સુખ થાય ॥ ૨ ॥
નીજ રૂપ તારૂં કહે મુને, સાંભળવાના કોડ
તું છવ છે કે બ્રહ્મ છે, એકલો છે કે જોડ ॥ ૩ ॥
મુરખ છે કે પંડીત છે, વળી રંક છે કે રાય
તું બંધ છે કે મુક્ત છે, દાની કૃપણુ કહેવાય ॥ ૪ ॥

નીર્ધન છે કે ધનવંત છે, તુ નીર્બળ છે કે બળવંત
મધ્ય હમણા કોણ છે, તાહરી આદ્ય કોણને અંત ॥ ૫ ॥
દેવ દાનવ કે માનવ, કહે સત્ય તું જે હોય
વીદ્યાધર કે સીધ્ધ છેતું, યક્ષ કીન્નર કોય ॥ ૬ ॥
પુરૂષ છું કે નાર છું, કે નપુ સક નીરધાર
વર્ણ કે આશ્રમ છે, તું કહેજે સત્ય વીચાર ॥ ૭ ॥
કોણ આવ્રણ આવી લાગ્યુ , થયો જીવ સ્વરૂપ
જન્મ મરણ કેમ ભોગવે, સુખ દુઃખ છાંયા ધુપ ॥ ૮ ॥
વીસ્તારી મુજને કહે, તું સાચે સાચી વાત
પ્રસીધ્ધ કર રૂડી પેર, સાવધાન થઈ સાક્ષાત ॥ ૯ ॥
પાત્ર મારા પ્રેમનું, તું વીના નહી કોય
પરમ વલ્લભ પ્રાણ મારા, તુ છે જીવન સોય ॥ ૧૦ ॥
મારે મન ઈચ્છા હતી, જે મળે કોઈ મહંત
તત્વજ્ઞાની બ્રહ્મ વેતા, હંસ હરીજન સંત ॥ ૧૧ ॥
તેવો તુ મુજને મળ્યો, મોકલ્યો શ્રી ભગવાન
આત્મ ચરચા હવે કરશું, પરમ કેવળ જ્ઞાન ॥ ૧૨ ॥
તું અલૌકીક અવધુત છે, મે ઓળખ્યો અપાર
તું ગુણાતીત છે ગોવીંદ છે, વળી નીરંજન નીરાકાર ॥ ૧૩ ॥
અમૃત વાણી તાહરી, મને સાંભળવાનું હેજ
રસના રસાળુ બોલશો, મુખ ઉપર ઝળકે તેજ ॥ ૧૪ ॥
ઘણુ વચને બોલીયા, શંકરાચાર્યજ સંત
મનના મનોરથ પુરીયે, એમ બોલીયા ભગવંત ॥ ૧૫ ॥
શંકર વાણી સાંભળી, હસ્તામલક ત્યાહરખીયા
બોલવા તત્પર થયા, કરૂણાં કટાક્ષે નીરખીયા ॥ ૧૬ ॥
કરૂણા કટાક્ષે નીરખીયા, મન ઉપન્યો ઉલ્હાસ
હસ્તામલક હવે બોલશે, કરજોડી કહે ભાણદાસ ॥ ૧૭ ॥

કડવું ૪ શુ.

જીવ ભાવને પરહરી, બ્રહ્મ દશા પામી કરી
શંકર પ્રત્યે વાણી ઉચરે, ॥ ૧ ॥

ઢાળ

શંકર પ્રત્યે વાણી ઉચરી, બ્રહ્મ નીરંજન દેવ
સ્વ સ્વરૂપ પોતાનું કહે છે, આપે આપ સ્વયમેવ ॥ ૧ ॥
નહી હું માનવ દેવ નહી, હું યક્ષ કીન્નર કોય
સીધ્ધ વીદ્યાધર નહી દાનવ, નહીં ગણ ગાંધર્વ સોય ॥ ૨ ॥
બ્રાહ્મણ ક્ષત્રી વૈસ્ય નહીં હું, શુદ્ર નહી હું લગાર
વાનપ્રસ્થ બ્રહ્મચારી સન્યાસી, નહી ગ્રહસ્થ લગાર ॥ ૩ ॥
બંધ નથી હુ મુકત નથી, વળી રાજસ તામસ તેહ
સાત્વીક ભાવ મળે નહી મારે, સ્વપ્ન નહી સંદેહ ॥ ૪ ॥
દીવસ નથી હું રાત નથી, હું સંધ્ય નથી લગાર
મહાભુત નથી હું શબ્દ નથી, મારે રૂપ નથી આકાર ॥ ૫ ॥
મહારાજ નથી હું રંક નથી, હું નીર્ધનકે ધનવંત
મનબુધ્ધી ચીત અહંકાર નથી, હું મુરખકે મહાનંત ॥ ૬ ॥
દસ ઇંદ્રી દસ પ્રાણ નથી, હું નથી માત્ર એક
અક્ષર બાવન થી અળગોછું, મારે રૂપ નથી કે રેખ ॥ ૭ ॥
હું શુધ્ધ સ્વરૂપ અખંડ અવીનાશી, જ્ઞાનાનંદ અપાર
ચીદ વીલાસ અમૃત રસ, અચવ્યો, સાર તણો હું સાર ॥ ૮ ॥
સચ્ચીદાનંદ ધન હું પુરશોતમ, નીર્મળ ને નીષ્કામ
આપે આપ અકળ પદ માંહરૂં, હું તેહું પર બ્રહ્મનામ ॥ ૯ ॥
આદ્ય અંત મધ્ય હું અજરામર, વ્યાપક સઘળે સોય
વ્યોમની પેરે વીસીરીયો વ્યાપી, ન મળે બીજો કોય ॥ ૧૦ ॥
હું તો અજ સદા નીરંતર, શંકર સાંભળો વાણી
સોહં હંસ ગગનથી આવ્યો, જુવો રૂપ શું જાણી ॥ ૧૧ ॥

તત્વમસી વચને વીનવીયો, તે તે હું પ્રમાણ
નાદબીંદુ કળાથી અળગો, સ્વરૂપ છું નીરવાણ ॥ ૧૨ ॥
નામરૂપ નથી ત્યાં માહરે, નીર્ગુણ છું નીર્લેપ
સત્ય સનાતન નીર્ભય નીશ્ચલ, નહી આળસ નહી ક્ષેપ ॥ ૧૩ ॥
જન્મ મરણ ત્યાં નથી માહરે, નથી પુરાતન કર્મ
બંધમુકત નથી માહરે, નવ ભેદ કરો કો મર્મ ॥ ૧૪ ॥
તુરીયાતીત અલોકીક અદ્દભુત, કુટસ્થને અવીકાર
અસંખ્ય અનત અક્ષય પદ પુરણ, અછેદ અભેદ અપાર ॥ ૧૫ ॥
ચંદ્ર સુરજમાં ચેતન માંરૂ, તેજ તણો પ્રકાશ
કોટી બ્રહ્માંડ રહ્યા મુજ રોમે, સચરા ચરમાં વાસ ॥ ૧૬ ॥
પાવક માંહી પકાશ મારૂં, સહુનો સાક્ષી કહોવું
સુક્ષ્મરૂપ સકળમાં વ્યાપક, સહુ કોઇને શોભાવું ॥ ૧૭ ॥
ચંદ્ર સુરજવડે હું નહી દીસું, પવન પડે નવ લાધુ
આપે આપ તણુ પદ પામે, જુવો વીચારી બાધુ ॥ ૧૮ ॥
પામ્યો પદ પણ કહ્યુન જાય, બોલ્યે બીજો થાય
વાણી માંહે કયમેન આવે, કો આગળ ન કહેવાય ॥ ૧૯ ॥
વચ્છ ધાવે પુછ હલાવે, મુંગો મીસરી ખાય
સારૂં સ્વપન થયું ગુંગાને, સ્વાદ કહ્યો નવ જાય ॥ ૨૦ ॥
એવો આત્માં હું પરી પુરણ, અકળ ને અવી નાશ
હસ્તામલક હસી બોલીયા, એમ વર્ણવે ભાણદાસ ॥ ૨૧ ॥

---

કડવું ૫ મુ.
( રાગ આશાવરી. )

પાવન વાણી સાંભળી, શ્રી શંકર બોલ્યા વળી
પરમાત્માને પ્રેમે લાગ્યા, પુછવારે ॥ ૧ ॥

## ઢાળ

પરમાત્માને પુછે શંકર, સ ભળાયે ભગવંત
પુર્ણ બ્રહ્મ તેહુ એમ કહો છો, એને નથી આદ્યને અંત ॥ ૧ ॥
પરબ્રહ્મ પોતે કેમ બોલે, જ્યાં નહીં ઈંદ્રી એક
ત્યાં કોણકલ્પે ને કોણ બોલે, કોણ કરે વીવેક ॥ ૨ ॥
કાળ કર્મ ગુણથી અળગો, તે કેમ બોલે વાણી
શબ્દાતીત શબ્મા નાવે, તમે બોલોછો જાણી ॥ ૩ ॥
જ્ઞાન સ્વરૂપ આન દ ઘન કહાવે, તેને મુખ નવ હોય
વદન વીના કેમ વાતો કરશે, તે સમજાવો સોય ॥ ૪ ॥
જીવ વીના કો શબ્દ ન બોલે, તમે કહોછો જેહું બ્રહ્મ
એતો વચન આશ્ચર્યજ લાગે, ઉપજે મુજ મન ભ્રમ ॥ ૫ ॥
એ સંદેહ મારે મન ખટકે, તે સમજાવો સ્વામી
પુરણ બ્રહ્મતે કયમ કરી બોલે, કહોને અ તર જામી ॥ ૬ ॥
ત્યારે હસ્તામલક વદે એમ વાણી, તમે જાણી રૂદીયામાંહી
શ્રી શંકર એવું શું કહોકો, તમથી અજાણ્યુ ન કાંહી ॥ ૭ ॥
તત્વજ્ઞાની છો પરીપુરણ, તો તમને શુ કહીયે
અયુક્ત વાદ ન કીજે સ્વામી, હારદ હરદે લહીયે ॥ ૮ ॥
જો પુછો તો ઉતર આપુ, સાંભળીએ કૃપાળ
એ બોલ્યુ અણબોલ્યા સરખુ, શંકર દીન દયાળ ॥ ૯ ॥
જન્મ થકો મેં મૌન કર્યું તું, તેનો સ દેહ એહ
બોલે બે સરખું દીસે છે, એમાં નહી સંદેહ ॥ ૧૦ ॥
તમો કહો છો જે બ્રહ્મના બોલે, તે તો વાતછે સાચી
પણ મુજને બોલતો દેખોછો, તે બુધ્ધી તમારી કાચી ॥ ૧૧ ॥
શંકરચાર્ય તમો સમજી લેજો, એક સાચુ કહુ દ્રષ્ટાંત
હળતું મળતું સમજ્યા સરખુ ‧ મન ધરજો મહાંત ॥ ૧૨ ॥

વ । માહી બહુ વાસ રહે છે, તેના છીદ્ર ભગાગે વાગે
સહેજ શબ્દ ઉઠે અ ફુણીને, તહા કોણ કરે ઉપાગે ॥ ૧૩ ॥
અણુ કર્યો જે શબ્દ થયો તે, વાસધર ન ી મન
સ જે શબ્દ થયો મુજમાથી, સાભળીગે ભગવન ॥ ૧૪ ॥
એ કગ સમજે તત્વજ્ઞાની, પ ચ વી ર જે શુરા
પ્રાકૃત છવન સમજે સમસ્યા, જે સ રાય ભર્યા અધુરા ॥ ૧૫ ॥
એ સુક્ષ્મ વાત ના સમજે મુરખ, જે સત્ય માને સ સાર
ભજન કરે ઘટમા અ ધાર , વ ગાના વીચય અપાર ॥ ૧૬ ॥
તન મન ધન મીથ્યા કરી માને એક બુત ન ભાગે
એ સમસ્યા કોઈ સમજે હરીજન, અ તર માહી પ્રકાશે ॥ ૧૭ ॥
તમે કહ્યુ જે બ્રહ્મન મોને, તેનો ઉતર દીધો
કહે ભાણદાસ સમજે તેને, મોક્ષ નો મારગ લીધો ॥ ૧૮ ॥

---

## કડવુ ૬ હું.

### ( રાગ રામગ્રી )

અમૃત વાણી મોલ્યા બી ભજી, બ્રહ્મ વીદ્યાનો ભરીગો કુ ભજી
ગગન સરીખો શોભે ગ્થ ભજી, આત્મ જ્ઞાનનો માડયો
આર ભજી ॥ ૧ ॥

ઢાળ

આર ભ માડયો જ્ઞાનનો, સાભળો શ કર દેવ
જેમ કાષ્ટ માડી અગ્ની ભર્યો, પ્રગટ નહી સ્વય મેવ ॥ ૧ ॥
ગુપ્ત રૂપે વ્યાપી રહ્યા પ્રગટ નહી પ્રકાશ
વીશ્વ સઘળુ હાલેચાલે, અખ ડ બ્રહ્મ અવીનાશ ॥ ૨ ॥
તેમ મુજ વડે સર્વ નીપજે, હુ ભળુ નહી કો માહ્ય
સાક્ષીની પેઠે વેગળો, મુને લેપ કાંઈ ના થાય ॥ ૩ ॥

પૃથ્વી પાણી તેજ વાયુ, અને પ ચમુ આકાશ
મન બુધ્ધી ચીત અહ કાર ઇ દ્રી, તે મુજ વડે પ્રકાશ ॥ ૪ ॥
રસનાએ રસ ભોગવે, નાસીકા લેઠે ગ ધ
નેત્ર નીહાળે રૂપને, શ્રવણે તે શબ્દ સબ ધ ॥ ૫ ॥
ત્વચા સ્પર્શને ભોગવે, ત્રીગુણ જે કહેવાય
નીર્મળ કારણ હુ જ છુ, મુજવડે ચૈતન્ય થાય ॥ ૬ ॥
ઉપાધ્યથી અળગો રહુ છુ મારે નથી ઇ દ્રી લગાર
આકાશ વત છુ નીર્મળો, લાગે નહી વીકાર ॥ ૭ ॥
આ જગત સહુ કારજ કરે છે, જુજવા બહુ લોક
પણ સુરજ વીના નવ નીપજે, કઈ હરખને કઈ શોક ॥ ૮ ॥
શુભ અશુભ ચેષ્ટા કરે છે, તે મળીને સહુ કોય
પણ સુર્ય કેને વાર નહી, પ્રેરે નહી ત્યા સોય ॥ ૯ ॥
કાર્ય સવળા નીપજે, જે રવી કર પ્રકાશ
સાક્ષીવ ત અળગો રહે, અભીમાન નહી કો આશ ॥ ૧૦ ॥
ઉપાધ વર્જીત હુ સદા, મારે નહી દેહનુ માન
સુક્ષમથી ઘણો સુક્ષમછુ, સાભળીયે ભગવાન ॥ ૧૧ ॥
જેમ અગ્નીનો સ્વભાવ એવો, ઉષ્ણ દાહક રૂપ
સુર્ય પ્રભાવ એમ શોભતો, સદાય તેજ સ્વરૂપ ॥ ૧૨ ॥
જેમ ચ દ્રનુ સહજ એવુ, સદા શીતળ પ્રાય
તેમ જ્ઞાનઘન છે આત્મા, તે નીત્ય બોધ કહેવાય ॥ ૧૩ ॥
સકળ ઇ દ્રીતણા કારજ, જુજવા છે જેહ
આત્માને આશ્રીત કરીને પ્રવર્તે છે તેહ ॥ ૧૪ ॥
આત્માને લાગે નહી, ઇ દ્રી તણા વીકાર
શુધ્ધ બુધ્ધ સ્વરૂપ છે અખ ડ ગગનાકાર ॥ ૧૫ ॥
તેહ નીત્ય સ્વરૂપ છુ, ભાઇ પ્રાપ્ય વસ્તુ પ્રમાણ
શુધ્ધ ચૈતન સદા વ્યાપક, સ્વરૂપ છુ નીર્વાણ ॥ ૧૬ ॥

તેહુ નીત્ય સ્વરૂપ છુ, ભાઇ પ્રાપ્ય વસ્તુ પ્રમાણ
શુધ્ધ ચેતન સદા વ્યાપક, સ્વરૂપ છુ નીર્વાણ ॥ ૧૭ ॥
નીર્વાણ સ્વરૂપી છુ સદા, મારે નથી કોની આશ
પરમાત્મા એમ બોલીયા તે વીનવે ભાણદાશ ॥ ૧૮ ॥

---

કડવું ૭ મુ
સત કહેને ચતુર સાભળો તત્વ વીચાર મન તતક્ષણટળે ॥ ૧ ॥
ઢાળ
તત્વ વીચારે મન ટળે, વળી સાભળીયે દ્રષ્ટાંત
વીવેક કરીને વર્ણવુ, સ્વરૂપનુ સીધાંત ॥ ૧ ॥
જેમદર્પણ માહી આપણુ, પ્રતીબીંબ દીસે જેહ
પણ આપણથી અળગો નથી, મુળગો તેહનો તેહ ॥ ૨ ॥
બીજુ કોઇ માને નહી, અ૫ણા વીના વીતરક
દર્પણ માટે પ્રથમ દીસે પણ નીર જોતા એક ॥ ૩ ॥
ત્યમ મુળ માયા નીર્મળી, દર્પણ સ્થાની સાર
પ્રતીબીંબ પરમાત્મા છે, તે અખંડ વ્યોમાકાર ॥ ૪ ॥
પછી જીવ રૂપ તે થયો, મન બુધ્ધી ચીત અહંકાર
મહા ભુત રૂપે તે થયો, દસ ઇંદ્રી રૂપ અપાર ॥ ૫ ॥
સ્વાદ સ્પર્શને રૂપ રસવળી, ગંધ રૂપે તે થયો
જગત રૂપે પોતે થઇને, નાના ભાતે થઇ રહ્યો ॥ ૬ ॥
થયુ સરખુ દેખીયે, પણ સર્વ મીથ્યા ભાસ
ઇંદ્ર જાળ સમાન દીસે આણુ ને વાશ્વાસ ॥ ૭ ॥
મૃગ તૃષ્ણા બુધ્ધે નવ રમે, હરીજન તો નીરધાર
ઝાંઝવાનુ નીર ત્યાહા, પંડીત ધરે ન અહંકાર ॥ ૮ ॥
મુળ પદારથ આતમા, તેણે એ સર્વ જણાય
મીથ્યા ભાસ એ દીસેછે, પ્રમાણ સધળે થાય ॥ ૯ ॥

પણ મોથ્યા ભામે આતમાનું, કયમ પ્રમાણ
પ્રતીબીંબ છાયા વૃક્ષનું તે, કેમ લહે ઓળખાણ ॥ ૧૦ ॥
જેમ વૃક્ષ વાવ્યા માળીએ, તે માળીને કયમ લહે
કીધું વળી સુરજ તણુંતે, સુર્યની ગત કેમ કળે ॥ ૧૧ ॥
અભ્યાસ જે માયા તણો, કયમ લહે આત્મ સ્વરૂપ
આત્મા જાગૃત સદા સાક્ષી, લહે સકળ અરૂપ ॥ ૧૨ ॥
વાણી મને પહોંચે નહીં, પરમાત્માને પાસ
એવો નીત્યાનંદ હુ જ છું, અખંડ ને અવીનાશ ॥ ૧૩ ॥
અખંડ તે અવીનાશ પુરણ, તે જાણે બંધન સર્વ ટળે
કરજોડી ભાણદાસ કહે, શંકરાચાર્ય સાંભળે ॥ ૧૪ ॥

---

## કડવું ૮ મું
### (રાગ આશાવરી)

બ્રહ્મ પુત્ર વળી ઉચરે, શંકર તે શ્રવણે ધરે
સંદેહ ટાળે મન તણીરે, ॥ ૧ ॥

ઢાળ

સંશય ટાળુ મન તણાં, સાંભળો શંકર વાત
પરમાત્માની કથા કેવળ, કહું તે સાક્ષાત ॥ ૧ ॥
પ્રતી બીંબે મુખ દીસ નહી, જ્યારે દર્પણ નો છે અભાવ
ત્યારે શુધ્ધ મુખ છે આપણું, એકનો એક સુભાવ ॥ ૨ ॥
જ્યારે દર્પણ કીજે વેગળું, ત્યાર ના દીસે અભ્યાસ
પછે કોણ ત્યાહાં કોને જુવો, દ્વૈતનો છે નાશ ॥ ૩ ॥
અદ્વેત આંત્મા એક છે જ્યારે, લહો શુધ્ધ વીચાર
દ્વૈત શ્રમ ટળી ગયો, પછે રહ્યો વ્યોમાકાર ॥ ૪ ॥
કલ્પના કારણ કોનથી, ત્યા નથી જીવ પ્રમાણ
કાળ કર્મ સ્વભાવ માયા, નથી જાણ અજાણ ॥ ૫ ॥

નાના બુધ્ધી ગયા થકી, રહે જે રહે નીરધાર
નીત્યે છું હું આત્મા, અખંડ ને અપાર ॥ ૬ ॥
હું શુધ્ધ ચેતન સદા વ્યાપક, એકછું અંત
જારી પુરી રહ્યો અકળ અણુંવ, ન લગાર દ્વેત ॥ ૭ ॥
પરબ્રહ્મ હું પરમાતમા, અગાધ બોધ એ અનંત
મુજ વીના ઠામ કાલો નથી, સાભળો શંકર સંત ॥ ૮ ॥
નીત્યાનંદ સ્વરૂપ માહારૂ, સોઽહં હું અપાર
આપે આપ પુરણ થયો, માર ન્યુન નથી લગાર ॥ ૯ ॥
ઇંદ્રી થકીહુ વેગળો બહુ ઘણો અંતર હોય
મનનો મન છે આતમા, ઇંદ્રીનો ઇંદ્રી સોય ॥ ૧૦ ॥
પરાતપર પર બ્રહ્મ છે, તે પર થકો પરમાણુ
મન ઇંદ્રને આતમાતે, એમ છે નીરવાણુ ॥ ૧૧ ॥
જેમ તરંગ સાગર તણોતે, કેમ પામે પાર
પરમાણુ કરવા નથી સમ્રથ, જળ તણો નીરધાર ॥ ૧૨ ॥
અન્યોઅન્ય પ્રથક નહી, ને વારી તેજ તરંગ
મન બુધ્ધી ચીત અહંકાર ઇંદ્રી, એ આત્મા કેરા અંગ ॥ ૧૩ ॥
વાસતવ્યકો અળગો નથી, પરમાત્માની રેય
ભીન્ન ભીન્ન દીસે જુજવા, પણ સકળ એહના વેષ ॥ ૧૪ ॥
જેમ પાણીથી પાળો થયો, પાણીને પાળો એક
ત્યમ જીવ બ્રહ્મ જીવવા નથી, જન જો જો કરી વીવેક ॥ ૧૫ ॥
મનબુધ્ધી ચીત અહંકાર ઇંદ્રી, અમે જીવતે બ્રહ્મ હોય
ભાણદાસ કહે એમ બીબ બોલ્યા, તે સાંભળો સહુ કોય ॥ ૧૬ ॥

---

કડવું ૯ મું. (રાગમારૂ)

વળી વળી બોલ્યો તે દીજ સાક્ષાતજી,
સાંભળો શંકર મારી વાતજી ॥ ૧ ॥

ઢાળ

વાત મારી સાંભળો, જે આત્મા છે એક
શુધ્ધ બુધ્ધ સ્વરૂપ છે, એ નથી થયો અનેક ॥ ૧ ॥
સ્વયં પ્રકાશ સદા નીરંતર, સ્વતંતર કહે વાય
સ્વાધીન ને સ્વયંમેવછે, તે સ્વયં જ્યોતી સદાય ॥ ૨ ॥
સદાનંદ કલ્યાણ છે, સદાશીવતે રૂપ
સદા મોહ પ્રમોદ પુરણ, સદા શાંત સ્વરૂપ ॥ ૩ ॥
તુષ્ટ પુષ્ટ અખંડ આનંદ, પુરણ ભદ્ર ભરપુર
નીરાધાર આધાર સહુનો, એકલો મહા શુર ॥ ૪ ॥
ચોરાશી લક્ષ જીવ છે, તેની નાના બુધ કહેવાય
સકળ વીશે બુધ્ધી તણું, પ્રતીબીંબ એનું થાય ॥ ૫ ॥
જે જ્યાંથી વસ્તુ નીપજી, પ્રતીબીંબ મારૂ હોય
સ્થાવર જંગમ જીવ વીષે, ના મળે બીજો કોય ॥ ૬ ॥
વેદ શાસ્ત્ર પુરાણ સ્મૃતી, મન બુધ્ધી ચીત અહંકાર
નાના સ્વરૂપે રહ્યો સરખો, દીસે છે નીરધાર ॥ ૭ ॥
વાસ્તવ્ય માંહે ભર્યો નથી, પણ ભર્યા સરખો હોય
એ માયાની ઉપાધ માટે, એમ દીસે સોય ॥ ૮ ॥
અનેક પાત્ર જેમ જળતણાં, તે ભરી મુકયા હોય
પ્રતીબીંબ સુરજ તણું ઉપર, માંહી દીસે સોય ॥ ૯ ॥
એક થકો અનેક દીસે, અસંખ્ય ને અપાર
પાત્ર જોગે જુજવો, ત્યાં નથી ભેદ વીકાર ॥ ૧૦ ॥
નદી તીરે વૃક્ષ ઉગ્યાં, જાણે વહેતાં જળમાં જાય
વહેતાં સરખાં દેખીએ, પણ નથી તેજળ માંય ॥ ૧૧ ॥
જ્યારે વૃક્ષ સમીપે જોઇને, થડથી નીહાળી જોય
ત્યારે વૃક્ષ પોતાને ઠામ દીસે, ભ્રમ સઘળો ખોય ॥ ૧૨ ॥

તેમ એક છે પરમાત્મા, નાના સ્વરૂપે પેખીયે
માયાની ઉપાધ્ય માટે, કરતા સરખો દેખીયે ॥ ૧૩ ॥
તે તે છુ હું આતમા, ભાઈ નીત્ય વ્યાપક જોઈ
નીત્યાનંદ સ્વરૂપ મારૂ , તેમા નહી સંદેહ ॥ ૧૪ ॥
બ્રહ્માંડ આખા જકતમા, જ્યા માના છે પ્રકામ
શંકર પ્રત્યે સાધુ બોલ્યા, તે વર્ણવે ભાણદાસ ॥ ૧૫ ॥

---

કડવુ ૧૦ મું (રાગ સામેરી)

પુરણ પ્રેમે અતી આહાર કરી શંકર પ્રત્યે વાણી ઉચરી ॥૧॥
મીટયા માયા મનથી પરહરી, શુધ્ધ સનાતન હસ્તામલક હરી ॥૨॥

ઢાળ

હસ્તામલક એમ ઉચરે, સાંભળો ભગવાન
કથા કહુ પરમાત્માની, પાવન પરમ નીધાન ॥ ૧ ॥
ઉત્તમ રીતે કહુ તમને, સાંભળાયે મહાત
અહંને લોચન તણું, એક વર્ણવુ દ્રષ્ટાંત ॥ ૨ ॥
નેત્રવાન જન જેટલા, બહુ જીવ સકળ સંસાર
આદીત્ય ઉગે જેટલો, બહુ જીવ સકળ સંસાર ॥ ૩ ॥
વળી સુર્યવડે સૌકો જુવે છે, અને ચાલે સર્વ વેપાર
અનેક નાના ભાતના, આપ આપના વહેવાર ॥ ૪ ॥
નેત્ર નાના જુત કેરા, અસંખ્ય ને અનેક
તે સુર્યવડે સહુ દેખતાં, પ્રમાણ સુરજ એક ॥ ૫ ॥
તેમ નાના બુધે કરીને, આત્મા એક પ્રમાન
આત્માવડે બુધ્ધી દેખતી, નીશ્ચય ત્યા નીરવાણ ॥ ૬ ॥
નાના બુધ્ધી તણું કારણ છે, આત્મા એક પ્રકાશ
તે તે હું પરમાત્મા છુ, આણજે વીશ્વાસ ॥ ૭ ॥

નીત્યપ્રાયક વસ્તુ છે, હુ આત્માહુરી એક
નીરજન અંજન નથી, તમો જોજો કરી વીવેક ॥ ૮ ॥
વળીકહું તે સાંભળો, એક એકનું દ્રષ્ટાંત
જેમ આપોપું સમ્યક ટળે, ને સમજીગો વૃતાંત ॥ ૯ ॥
જેમ કાંતી ઝળકે રવા તણી, તેણે નેત્ર નીહાળે રૂપ
આપણા લોચન તેવડે, બહુ જુવે અસંખ્ય સ્વરૂપ ॥ ૧૦ ॥
પણ સુરજ ને મમત્વ નથી, રૂપનું એક લગાર
અભીમાન એક ન સંભવે, સાક્ષી રહ્યા અવીકાર ॥ ૧૧ ॥
તેમ એક એક જાગ્રત આત્માને, સુરકોટી પ્રકાશ
સકળ વસ્તુને વીશે, તે કરી રહ્યો અભ્યાસ ॥ ૧૨ ॥
અભ્યાસ છે આત્મા તણો, પણ ધરે નહીં અભીમાન
સ્વમેવ નીગુંણ એકલો, તે પાવન પરમ નીધાન ॥ ૧૩ ॥
તે માટે મમત્વ નથી, એ સદા છે નીષ્કામ
ગગન સરખો નીર્મળો, તેહું અજ આત્મારામ ॥ ૧૪ ॥
હું અજ આત્મારામ વ્યાપક, આણજો વીશ્વાસ
શંકરાચાર્યજ હરખીયા, કર જોડી કહે ભાણદાસ ॥ ૧૫ ॥

---

કડવું ૧૧ મું. ( રાગ સામગ્રી )

વળી વળી બોલ્યા તે શ્રી મહંતજી, તત્વજ્ઞાની કરૂણા વંતજી
જેનો મહીમાં છે અનંતજી, શંકર પ્રત્યે કહે છે સંતજી ॥ ૧ ॥

ઢાળ

શંકર પ્રત્યે સંત કહે છે, સાંભળો ઉપદેશ
પરમાત્માની કથા કેવળ, પ્રેમ સહીત કહેશ ॥ ૧ ॥
ચરાચર જે જકત છે, બહુ નાના વીધ કહેવાય
સકળ વસ્તુ તેણે દેખો, પ્રકાશ રવીનો થાય ॥ ૨ ॥

વીશ્વમા વસ્તુ જેટલી, તેનો કર પ્રકાશ
સવ મનુષ આદી દેહને, સહુનો કરે છે નાશ ॥ ૩ ॥
આવરદા પુરો કરે છે, સુરજ વડે તે સોય
અચન વસ્તુ જે ઔષધ, પરીનવ તે સહોય ॥ ૪ ॥
ઘટપટ મકમા જેહ છે, વળી વસ્તુ સવ નીરધાર
પરી પવક સુર્ય તેને કરે, જીરણુ અને સ ધાર ॥ ૫ ॥
કરતા સરખો દેખીયે, એકનો થકો અનેક
પણ તે પહોચવા સમર્થ નથી, તે લગણ કારણ એક ॥ ૬ ॥
કાળ માયા કર્મ કારજ, કર બહુ અપાર
પરપ ચ નાના ભાતનો, બહુ જુજવો વેપાર ॥ ૭ ॥
આત્માજીવન સવનો, અને સવનો પ્રકાશ
કાળ માયા તણો પ્રેરક, ઉદાસીનો ઉદાસ ॥ ૮ ॥
કરતા સરખો દેખીયે, પણ અજાગો છે અવીનાશ
કાર્ય સઘળા હુ કડા, પોચી શકે નહી પાસ ॥ ૯ ॥
કાર્ય એકે સત્ય નથી, સ સાર મીથ્યા ભાસ
પરપચ પચ અનીત્ય છે, તેનો કશો વીશ્વાસ ॥ ૧૦ ॥
તે શ્વાન સમ સ સાર જુઠો, માનજે ની ધાર
આકાશકુસુમને શશશ્ર ગ, વળી વધ્યાતણો કુમાર ॥ ૧૧ ॥
ભાઈ એક સાચો આતમા, પરી બ્રહ્મ પુરણ સોય
નીસ વ્યાપક હેતુ વર્જીત અન્ય મળે નહી કોય ॥ ૧૨ ॥
આન દ ઘન છે આત્મા, તે એક આપે આપ
આપે આપ પુરણ થયો, તે અપ સઘળે વ્યાપ ॥ ૧૩ ॥
તેનોહુ પરમાત્મા, આન દ સાગર સાર
નીત્ય પ્રાયક હુ જ છુ, તમો માનજો નીરધાર ॥ ૧૪ ॥
માનજો નીરધાર સ્વામી, એ છે સત્ય વચન
કરજોડી ભાણદાસ કહે, એમ બોલ્યા આન દ ઘન ॥ ૧૫ ॥

## કડવું ૧૨ મું. (રાગ ઢાળ)

વળી હસ્તામલક બોલીયા, સાંભળો શંકર દેવ
એ નીમંળ નીશ્ચળ છે સદા, શોભી રહ્યો સ્વયમેવ ॥ ૧ ॥
પ્રગટ છે પરમાત્મા, દેખે નહી મતીમંદ
અણુછતો કરી લેખવે તે, રૂદય કેવળ અંધ ॥ ૨ ॥
જેમ મેઘ ઢાંકયો સુર્યને, નેત્ર નીહાળી નવ શકે
ભાઇ આજ અર્ક ઉગ્યો નથી, એવી બાળિક બહુ વાણી બકે ॥ ૩ ॥
અલ્પ બુધ્ધીનો જીવ છે, તેને અકલ નહી એકે રતી
સુર્યને હેત કાંતીને, માને તે તરવીમાં નથી ॥ ૪ ॥
ઘન ઘટા આવી ગઈ, અંધકારનો આભાસ
ઢાંકયા માટે ન દીસે, પણ સુર્યનીત્ય પ્રકાશ ॥ ૫ ॥
પ્રત્યક્ષ છેને ન દેખે, તેમાં સુર્યનોશો વાંક
આડુ આવ્યુ વાદળું, ભાઈ એતો આડો આંક ॥ ૬ ॥
અલ્પ મતી જે જીવ છે, મુઢ કહાવે તેહ
પોતાના નીજ આત્માને, બંધન માને તેહ ॥ ૭ ॥
મુક્ત સદા છે આતમા, પણ પરાણે બંધાય
જેમ નળી કેરો સુંડલો, પોતે પરવશ થાય ॥ ૮ ॥
આત્માના પ્રકાશ પાખે, ના છુટે અહંકાર
અહંતા મમતા લક્ષણ રૂપી, વાદળનો નહી પાર ॥ ૯ ॥
અહંકાર રૂપી ઘન ઘટા, હત બુધ્ધી તેણે થઈ રહ્યો
આતમ જ્ઞાન આવ્યું નહી, તેણે આત્મા અળગો રહી ગયો ॥ ૧૦ ॥
અજ્ઞાન વાદળ ઉતરે તો, પ્રગટ દીસે આતમા
ઉરણ પ્રેમાનંદ પામે, હીરા આવે હાથમાં ॥ ૧૧ ॥
તે માટે જન સાંભળો, અહીં સાધનનું પ્રમાણ
મનનો સંશય છંડી નીગ્રહ, કીજીયે નીર્વાણ ॥ ૧૨ ॥

સંત સંગત કથા હરીની, સાંભળીયે અપાર
શ્રી ભાગવત ભગવત ગીતા, અન્ય ગીતા સાર ॥ ૧૩ ॥
એકાંત બેસી કીજીયે, આત્માનો સુવીચાર
શ્રવણ મનન નીદ્યાસન, કરતા થાય સાક્ષાતકાર ॥ ૧૪ ॥
તત્વજ્ઞાની ગુરૂ કરીને, પુછીએ એકાંત
અહંકાર વાદળ ઉતરે તો, પામીયે મહા શાંત ॥ ૧૫ ॥
એવા ગુરૂને સેવતાં, ઉઘડે અંતર દ્રષ્ટ
પછી જ્યા જુવે ત્યાં આત્મા, અમૃત કેરી વૃષ્ટ ॥ ૧૬ ॥
જ્યારે સ્વપ્નથી જાગ્યો ખરો, નીજ બોધને પામ્યો સહી
પછી જીવ બ્રહ્મ થઈ ગયો, ત્યારે દ્વૈત બુધ્ધી ટળી ગઈ ॥ ૧૭ ॥
દ્વૈત તું હું જાણજો, અદ્વૈત બ્રહ્મ વ્યાપી રહ્યો
ભાણદાસ કહે મહંત બોલ્યા, ઉત્તમ ઉતર એ કહ્યો ॥ ૧૮ ॥

---

## કડવું ૧૩ મું. (રાગ મારૂ)

ઉતમ વાણી શીતળ સારજી
વળતાં બોલ્યાં બ્રહ્મ કુમારજી ॥ ૧ ॥

ઢાળ

બ્રહ્મ કુમાર એમ ઉચર્યાં, આત્મા કેરી રીત
વીજ્ઞાન કેવળ કહું વળી, તમો આણજો પરતીત ॥ ૧ ॥
સમસ્ત વસ્તુ તેણે વીંધે, સજ્ઞ ગ સુત્રે જાણ
નાના વીધના જીવ મણકા, પરોવ્યા નીરવાણ ॥ ૨ ॥
કર્તા ચૈતન એકડે છે, નાના વીધના ભેદ
અક્ષર બ્રહ્મ ક્ષરે નહી, તે સગંગ સુત્ર ઉછેદ ॥ ૩ ॥
સમસ્ત વસ્તુ તેણે વીંધે, વીમાગીને જોય
આત્માને પ્રમાણ કરવા, નથી સમર્થ કોય ॥ ૪ ॥

પ્રમાણુ કરવા જે ગયા, તે લય પામ્યા હરી માહે
જેમ પાણીમાં પાળો પડગો, તે કયમે જુવો ના થાય ॥ ૫ ॥
આપણી છાંયા જે હતી તે, આપણામાં આવી ભળી
માથે સુરજ આવીયા, ત્યારે છાયા તે સઘળી ટળી ॥ ૬ ॥
અજ્ઞાન રૂપી હુ થયો તો, છાયા તે કહેવાય
જ્ઞાન રૂક્ષઉદે થયો, ત્યારે લય પામે તેમાંય ॥ ૭ ॥
જેમ શુધ્ધ બ્રહ્મ છે નીર્મળુ, અને સર્વ રહે તે માંય
ધુળ ધુમ વાદળાં ધન, ઉપજે વર્તે સમાય ॥ ૮ ॥
આકાશવત અખંડ છે, અદ્વૈત ને અપાર
સર્વ માંહે ને વેગળો, લાગે નહી વીકાર ॥ ૯ ॥
તેમ આત્મા અખંડ છે, અદ્વૈતને અપાર
સર્વ માંહે ને વેગળો, લાગે નહી વીકાર ॥ ૧૦ ॥
તેમ આત્મા અખંડ છે, નીત્ય બોધ પ્રકાશ
અક્ષર બ્રહ્મ ક્ષરે નહી, ત્રીગુણુ માયા પાસ ॥ ૧૧ ॥
અકળ પુરણુ સકળ વ્યાપક, નીરંજન નીરાકાર
બ્રહ્માંડ કોટી તેમાં રહે છે, લાગે નહી વીકાર ॥ ૧૨ ॥
પંચભુત વટોળીયો, ઉપજે વસે સમાય
શુધ્ધ ચૈતન આતમા, તે કેમે નવ લોપાય ॥ ૧૩ ॥
તે તે હું પરમાત્મા, સાંભળો શંકર સંત
સર્વ માંહે ને વેગળો, મારે નથી આદ્યને અંત ॥ ૧૪ ॥
નીત્યાનંદ સ્વરૂપ માહારૂં, જ્ઞાનનો પ્રકાશ
શંકરાચાર્યને જે કહ્યું, તે વર્ણવે ભાણુદાસ ॥ ૧૫ ॥

---

કડવું ૧૪ મું. (રાગ મારૂ)

શંકર કહે સાંભળો સ્વામી, એક તમો છો અંતર જામી
અન્ય ના મળે બીજો કોઈ, સ્તુતી કરે છે શંકર સોઈ ॥ ૧ ॥

ઢાળ

શંકર સ્તુતી કરે ભવી, હરી એક આત્મારામ
તમો વ્યોમ પેરે વીસ્તર્યાં, ઠાલો નહી અણું ઠામ ॥ ૧ ॥
આ જક્ત નાંના દેખાયે, તે સર્વ તમારા રૂપ
એ ઘાટ સરળા તમ તણા, પણ તમો એક ત સ્વરૂપ ॥ ૨ ॥
જેમ કનકના કુંડળ થવા, બહુ ભાત નાના વેષ
આદી અન્તને મધ્ય જોતાં, સુવર્ણ સહુમાં એક ॥ ૩ ॥
મુદ્રીકા માળા મેખળા, વળી મુગટ મંડાણ સાર
કડી મેખળા કંકણ કુંડળી, કુંડળ બહુ સણગાર ॥ ૪ ॥
ટીલડાને ટોડર ફુલી, નક વેશરી શીપ ફુલ
ઝંઝેર ઝાંઝર ઝાલ ઝુમણા, ભાત ભાત નાના મુલ ॥ ૫ ॥
વળી ચાખ બહુ પ્રકારના, પાદુકા પરમ રસાલ
પ્રતીમા સુંદર પદકડી, વળી ગોભાની સુખ પાલ ॥ ૬ ॥
ચુડો ચુડી ચાંદલો, ચંપાકલી ચોસાર
ચાક ચોકીને ચમરી, એ કનક બહુ પ્રકાર ॥ ૭ ॥
બેરખી ને શેરખી, આંગળી અણુવટ સોય
આંગળી વેળીયા શોભતાં, અનેક આભરણ હોય ॥ ૮ ॥
જુજવા કહું કેટલા, કહેતાં ન આવે પાર
એટલાં આદે દઈને, એ ભુષણ બહુ સણગાર ॥ ૯ ॥
જેણે સ્થળ જેવું ઘટે, શોભતું શોભે એમ
અનેક રચના રૂપ નાના, રચ્યું તેમનું તેમ ॥ ૧૦ ॥
જુજવા એ અનેક છે, દેખીયે ભીન્ના ભીન્ન
પણ કનક એક વીચારીયે, ત્યારે જગત નહીં કો અન્ય ॥ ૧૧ ॥
કહેવા જોવા માત્ર છે, ઉપાધ્ય તે આકાર
એ મીથ્યા માયા ધાર અકૃત્યા, પણ કનક છે નીરધાર ॥ ૧૨ ॥

પરબ્રહ્મ પુરી રહ્યા સઉમા, જન વીચારી જોય
આ જગત નાના જીવ રૂપે, ચોરાશી લક્ષ હોય ॥ ૧૩ ॥
સ્વભાવ સહુના જુજવા, આકૃતી પી ડ અનેક
જ્યારે વસ્તુ વીચારીયે, ત્યારે તમો છો ત્યા એક ॥ ૧૪ ॥
વા સત્ય જગત થતુ નથી, અને નથી જીવ સ્વભાવ
એક અદ્વૈત તમો વ્યાપક, જકતનો છે અભાવ ॥ ૧૫ ॥
જકત નો છે અભાવ સ્વામી, શ કરાચાર્ય એમ સ્તવે
કરજોડી ભાણદાસ કહે, વળીતે મોગમ વીનવે ॥ ૧૬ ॥

---

કડવુ ૧૫ મુ (રાગ સામગ્રી)

સ્તવન કરે છે શ કર સ તજી, અદભુત કારણ છો ભગવ તજી
આદ્ય અનુપમ અકળ અન તજી, કૃપા વત્સન છો કૃપાવ તજી

ઢાળ

કૃપા વત્સલ કૃપાળ છો, એમ શ કર બોલ્યા વચન
વળી એક દ્રષ્ટાંત કહુ છે, જુઓ વીચારી જન ॥ ૧ ॥
જેમ ચ દ્ર અથવા ચ દ્રીકા, પ્રતીબી બ છે જળમાય
જ્યારે જોગમળીયો જળતણો ત્યારે ચપળ વીચળ તે થાય ॥ ૨ ॥
જળ પ્રવાહ જ્યાવહે ત્યા, વહેતી સરખી દેખીયે
વાસ્તવ્ય તે વહેતી નથી, તો ચપળતા શુ પેખીયે ॥ ૩ ॥
ત્યા ચપળ ચ ચળતા નથી, એ કહેવા જોવા માત્ર
ઉપાધ્ય ચ દ્ર વીષે નથી, એ આપોપે શુધ્ધ પાત્ર ॥ ૪ ॥
તેમ તમારે વીષે સ્વામી, નથી કર્તવ્ય એક
વળી ચપળ ચ ચળત ા નથી, પ્રભુ નથી થયરે અનેક ॥ ૫ ॥
એ જોવા કહેવા ચપળતા છે, પણ નથી ત્યા નીરધાર
તમો વીના અન્ય બીજુ નથી, તમો અખ ડ વ્યોમાકાર ॥ ૬ ॥

તમને કો બંધન નથી, તમો શુધ્ધ બુધ્ધ સ્વરૂપ
સકળ કર્તા દેખીયે, પણ અકળ ને અરૂપ ॥ ૭ ॥
બે લો ચાલો સાંભળો, વળી રૂપ નીહાળો જેહ
ગંધ અહો રસ ભોગવો, તમને ના લેપે તેહ ॥ ૮ ॥
પ્રભુ ભક્તને ભોજન કરે, બહુ લેહ્ય ચોષ્ય રસાળ
સજ્યાને આસન ગોળનો, સુખ સજ્યાને સુખપાળ ॥ ૯ ॥
ગજ રથને તુરી ચડો, ભોગવો નાના ભોગ
પાટ પીતાંબર ધરો અથવા, કરો મહા જોગ ॥ ૧૦ ॥
નગ્ન પાદુણમાં વસો, અથવા વસો વન માંહે
અકર્તા અહંકાર વર્જીત, બંધ કદી નવ થાયે ॥ ૧૧ ॥
હે નાથ હે પ્રભુ હે હરે, તમો અકળ અશરણંશરણં
દીન નાથ દયાળ અર્વાગત, કોટી કલીમલ હર્ણું ॥ ૧૨ ॥
અંતર જામી આતમા છો, પરાત્પર પરબ્રહ્મ
નીર્લેપ નીર્વાણ રૂપી, નીર્ગુણને નીષ્કર્મ ॥ ૧૩ ॥
પરમાત્મા પ્રભુ પરમ કારણ, પરમ જ્યોતી પ્રકાશ
સર્વ વ્યાપક સર્વ રૂપી, અકળ છો અવીનાશ ॥ ૧૪ ॥
પુરણ પુરૂશોતમ તમો, વાસુદેવ ભગવાન
પરમ આનંદ પરમ અમૃત, પાવન પરમ નીધાન ॥ ૧૫ ॥
નીર્મળ નીશ્ચળ નરહરી, તમો નીરંજન નીરાકાર
અખંડ પીંડ બ્રહ્માંડ રૂપી, વીશ્વના આધાર ॥ ૧૬ ॥
ચોવીસ ને ચેતન કરો, પચીસમાં પરબ્રહ્મ
રૂપી કેરા મુકુંદ માધવ, સનાતન મહાધર્મ ॥ ૧૭ ॥
પરમેશ્વર પરમાતમા, પરમપદ નીષ્કામ
માયાતીત મહારાજ, મહીપતી સકળ વ્યાપક રામ ॥ ૧૮ ॥
જેણે સ્થળ વરતો તમો, ત્યાં કોણ પોચે નાથ
ઇંદ્રી થકી અળગો વસો, કોણ લહે તમારી વાત ॥ ૧૯ ॥

અગાધ બોધ વરતો સદા, કો લહે તમારો પાર
જડ મુખ મૌન કરી રહ્યા, એ લોકીક વ્યવહાર ॥ ૨૦ ॥
તમો પરમ સાધુ દયાળ સ્વામી, સાંભળો ગોપાળ
કૃપા ઘણી મુજને કરી, જે બોલીયા કૃપાળ ॥ ૨૧ ॥
દીન જાણી દયા આણી, કહ્યું કેવળ જ્ઞાન
જન્મથી જાણી કરી, બોલ્યા નહી ભગવાન ॥ ૨૨ ॥
બોલ્યા નહી ભગવાન સ્વામી, શ કર વાણી ઉચરે
કર જોડી ભાણદાસ કહે, સાભળતાં દુસ્તર તરે ॥ ૨૩ ॥

---

## કડવું ૧૬ મું. (રાગ આશાવરી)

પ્રસન્ન થઇને શંકર ઉચરે, વળી ઉત્તમ સ્તુતીકરે
હસ્તામલકને હરખે આદરે, તન મન જીવન માહરે ॥ ૧ ॥

### ઢાળ

ધન્ય ધન્ય જીવન તમો, પ્રભુ પ્રાણ વલ્લભ સોય
જ્ઞાન અમૃત સીંચવા, નમળે બીજો કોય ॥ ૧ ॥
તત્વદર્શી કયાં થકા, પ્રભુ પીરલા સંસાર
સમાગમ સમઝણ તણો, ના મલે વારંવાર ॥ ૨ ॥
પ્રીછયા પીંડ થોડા મળે, મહા મુક્તને મહાધીર
સંશય રહીત સોહામણા, નીર્મળ જ્ઞાન ગંભીર ॥ ૩ ॥
ભલું થયું જે ભેટીયા, સફળ થયો અવતાર
ધન્ય ધન્ય દીવસને ધન્ય ઘડી, જેમળ્યા પ્રાણ આધાર ॥ ૪ ॥
જ્ઞાન અમૃત ગોઠ કીધી, સમતત્વ સ્વામી તમો
અંતઃકરણ શીતળ થયું, પ્રભુ પરમાનંદ પામ્યા હમો ॥ ૫ ॥

તમો વીના બીજુ કોણુ કહે, એ રસ તણો અંબાર
પરબ્રહ્મ રસનું પાન કરતાં, તૃપ્ત ન થઇએ લગાર ॥ ૬ ॥
એવી વસ્તુ નથી કને જે, આપી લાગું પાય
એ જ્ઞાન તણો પટ તરે, મળે નદી જગમાય ॥ ૭ ॥
હોવે અરણીયો હુ એમ થઇઇ, પ્રેમે કરી પ્રમાણુ
તમો તમવડે પુરણુ થયા, સંતુષ્ટ આત્મા રામ ॥ ૮ ॥
એમ કહી ને રૂપી સંતોપીયા, હસ્તામલક ભગવાન
આદર ભાવ ઘણો કર્યો, પેર પેર દીધા માન ॥ ૯ ॥
હવે હસ્તામલક શંકર તણો, પુરણુ થયો સંવાદ
બ્રહ્મ વીદ્યા ઉચરી, ઉપન્યો મન આહલાદ ॥ ૧૦ ॥
એક સંવત્સર વહી ગયું, પછે આવ્યો તેનો તાત
દેખીને આનંદ પામ્યો, હરખીયો સાક્ષાત ॥ ૧૧ ॥
પહેલાં હુ પ્રીછ્યો નહી, પંડીત પુરણુ જાણુ
અલોકીક જ્ઞાની અદભુત, કયમ કરૂં પ્રણામ ॥ ૧૨ ॥
જાણીને જડ થઈ રહ્યો, તે લોક બંધન માટ
ભાગ્ય મારા વંશનું જે, બ્રહ્મ સાગર ઘાટ ॥ ૧૩ ॥
કુળ એકોતેર ઉધર્યા, જો પ્રગટયા સહજ સ્વરૂપ
એ પદારથ પામીયા, કલાશ કેરા ભુપ ॥ ૧૪ ॥
શંકર ચરણે નમીને, બોલીયો તેણીવાર
આ પુત્ર જે પ્રીછ્યો પડયો, તે તમારો ઉપકાર ॥ ૧૫ ॥
બ્રાહ્મણની આરત ટળી, શંકર થયા પ્રસન્ન
એ કથા સુણી એટલે, સાંભળો સહુકો જન ॥ ૧૬ ॥
યોગ જગનને સકળ તીરથ, જે જગમાં સોધ
દયા દક્ષીણા દાન સઘળાં, એ ગાતાં ફળ હોય ॥ ૧૭ ॥
હસ્તામલક હરખે ભણે, આદર કરી અનુદન
આલોચને અનુભવે, રાખજો નીશ્ચળ મન ॥ ૧૮ ॥

સંવત સતર સત્તોતરો, અને જેષ્ટ માસ તે સાર
શુકલ પક્ષની દશમી, અને સુરતણો ગુરૂવાર ॥ ૧૯ ॥
વીશી બ્રહ્માજીતણી, અને સંવતસરને સરવરી
હસ્તામલકની કથા સુંદર, પાવન વાણી ઉચરી ॥ ૨૦ ॥
અંતર જામી આતમા જે, બેઠો અંતર માંય
ગુણ પોતાના કથ્યા પોતે, આપણે શું થાય ॥ ૨૧ ॥
કર્તા વક્તા શ્રીહરી, રવીદાસ કહેવા માત્ર
નીમીત્તમુકી રહ્યા અળગા, આપોપે શુધ્ધ પાત્ર ॥ ૨૨ ॥
હસ્તામલક શંકર તણું, એ અદ્ભુત સંવાદ
પદ્યબંધ પ્રેમે નીપજ્યો, કૃષ્ણપુરી ગુરૂ પ્રસાદ ॥ ૨૩ ॥
શ્રીગુરૂ તણા પ્રતાપથી, મેં કહ્યું કેવળ જ્ઞાન
ગાજે સુણજે શીખજે, ધરજો સદાએ ધ્યાન ॥ ૨૪ ॥
પ્રમાદ મોહને પરહરો, સેવજો હરીના દાસ
ક્ષણભંગુર કાયા આપણી છે, ના આણીયે વીશ્વાસ ॥ ૨૫ ॥
નર નારી ગાયને સાભળે, નીત્ય કરે અભ્યાસ
તેની અંતર દ્રષ્ટી ઉઘડે, એમ કહી ગયા ભાણદાસ ॥ ૨૬ ॥

ઈતી શ્રી શંકર હસ્તામલક સંવાદ સમાપ્ત



# શ્રી ત્રીકમ સાહેબ

## શ્રી ખીમ સાહેબના શીષ્ય ત્રીકમ સાહેબનું ટુંક વ્રતાંત.

શ્રી ત્રીકમ સાહેબ વાગડ દેસ મધ્યે આવેલા રામવાવ ગામમાં ગરોડા જ્ઞાતીમાં જન્મ્યા હતા ને રામગીરજી સ્વામીના ઉપદેશથી રાપર જઈ ખીમ સાહેબ પાસે બાનું લીધુ ,ને તેમની આજ્ઞાથી ગામ ચીત્રોડમાં જઈ જગા બાધી રહ્યા. તેમના ભીમ દાસજી તથા નથુરામજી આદી શીષ્યો થયા તે મહાપુરૂષ સંવત ૧૯૫૮ ની સાલમાં રાપર દરીઆસ્થાનની જગામાં ખીમદાસજી મહારાજ પાસે ચીત્રોડથી રાપર જઇ સમાણા.

* * * * * *

એની કથા એમ છે કે ત્રીકમ સાહેબની દેહ ચીત્રોડમાં શાંત પામીને તેમની પાલખી લઇ રાપર જવા નીકળ્યા કારણ કે ત્યાં સમાધ આપવાની હતી. ગામ રાપરની પાદર આવી તો એમની પાલખી ગામમાં પેસવા દેવામાં ગામના લોકોએ તુરકત કરી કે મડુ ગામમાં ન લઈ જવાય કારણ ગરોડા જ્ઞાતીના હતા. તેથી ત્રીકમ સાહેબ પાલખીમાં હમવા લાગ્યા, તેમ છતા લોકોએ માન્યુ નહી ત્યારે પાલખીમાંથી નીચે ઉતરી હરીભજન કરતા ચાલ્યા ને સમાધ આપી એટલે તેમાં જઈ બેઠા

### સાખી

રામે સેન્ય હંકારીઆ, નીશીચર કરવા નાસ
સેનામાં છડીદાર હતો, એમ બોલ્યા ત્રીકમદાસ ॥ ૧ ॥

ઉપરની વાણી પરથી માલમ પડે છે કે ત્રીકમ સાહેબ રામા અવતારમાં હનુમાનજીનો અવતાર હતા.

### પદ ૧ લુ.

ખીમ ભાણુ રવી સાંયા, આંઉ તોજી ગોલી
બાની આયા રે ॥ ખીમ ॥ ટેક ॥

નેરજીઆ પરચે નામ તમરૂં, વીશ્વાસે વેચાયા રે ॥ ખીમ ॥ ૧ ॥
ભવસાગરમાં બુડતાં, મારી તરત પકડી બાંયા રે ॥ ખીમ ॥ ૨ ॥
સતગુરૂ સાહેબ સામ પધાર્યાં, જ્ઞાન ગંગામેં નાયા રે ॥ ખીમ ॥ ૩ ॥
દાસી જાણી દયા આણી, પલ પલ દરશન પાયા રે ॥ ખીમ ॥ ૪ ॥
ત્રીકમ સાહેબ ખીમને ચરણે, હેતે હરી ગુણ ગાયા રે ॥ખીમ॥ ૫ ॥

### પદ ૨ જી.

મેરે સતગુરૂ લખીદીયા એવા પરવાંના,
તેરા અગમ પંથ નીરવાંણા ॥ ટેક ॥

નાભી કમળથી ઉલટયો આવે,
ગગન ધુન ગરજાંના ॥ મેરે સતગુરૂ ॥ ૧ ॥

ઇંગલા પીંગલા સુખમણા સાંધી,
ત્રીવેણી તાર મીલાના ॥ મેરે સતગુરૂ ॥ ૨ ॥

નામ નીરંતર તેજ અપારા,
તકીયા તીંયાં ટકાના ॥ મેરે સતગુરૂ ॥ ૩ ॥

ખીમ ભાણુ રવી રમતા રામા,
અરસ પરસ દરસાનાં ॥ મેરે સતગુરૂ ॥ ૪ ॥

રમતા રામ સનમુખ શામા,
સહેજ સુનમેં સમાના ॥ મેરે સતગુરૂ ॥ ૫ ॥

પદ ૩ જું.

સનમુખ ડેરારે, સાહેબ મેરા, સનમુખ ડેરારે ॥ ટેક ॥
બાહીર દેખ્યા, ભીતર દેખ્યા, દેખ્યા અગમ અપારારે
હે તુજ માહી સુઝત નાહી, ગુરૂવીન ઘોર અંધેરા
અધેરા અંધેરા ॥ સનમુખ ॥ ૧ ॥
આ સ સારીયો સુપનેકી બાજી, તામે ચેત સવેરા
સવેરા સવેરા ॥ સનમુખ ॥ ૨ ॥
આવા ગમનના ફેરા ટળીયા, પલમા હુવા નીવેરા
નાવેરા નીવેરા ॥ સનમુખ ॥ ૩ ॥
ત્રીકમદાસ સત ખીમના ચરણા, તોડયા જમકા જંજીરા
જ જીરા જંજીરા ॥ સનમુખ ॥ ૪ ॥

પદ ૪ શું.

દેખો બાવનકા બેવરે, દરશન બાર દેખ્યારે ॥ દેખો ॥ ટેક ॥
બાહીર દેખ્યા ભીતર દેખ્યા, દેખ્યા અગમ અપારા રે
છાંયાથી ન્યારા મારા સતગુરૂ દેખ્યા,
પલ પલ આવે મોરી પાસ રે ॥ દરશન ॥ ૧ ॥
નાભી કમલસે આવે ને જાવે, પલ પલ હુવો પરકાસ રે
રણુંકાર ઝણુંકાર હોઇ રહ્યા,
ઉનકા નામ અજ પા રે ॥ દરશન ॥ ૨ ॥
ગેહેરી નોબત ગડગડેને, ધીરપ રાખો ધ્યાન રે
સુરતા ધરીને સાંભળો રે,
મોઝ બચન સુલતાન રે ॥ દરશન ॥ ૩ ॥
ક્ષમા તણા નેજા ખોડીયાને, નામ તણા નીશાન રે
ત્રીકમદાસ સત ખીમકે ચરણે,
ગુરૂવેં બતાવેલ જ્ઞાન રે ॥ દરશન ॥ ૪ ॥

## પદ ૫ મુ.

જેની સુરતા નામસે લાગીરે, કોઇ વીરલા સચા વૈરાગી ॥ ટેક ॥

કામ ક્રોધને મોહમદ મમતા, છોડ ચલ્યા બડભાગી રે
નુરત સુરતના નીસાન કરકે, અનહદ નોબત વાગીરે ॥ કોઇ ॥ ૧ ॥

અણી અગ્રપદ આસન કીનો રે, અગમ બેન હે આગીરે
ઝલ મલ જોતી ઝરખે દીસે સતગુરૂ મલીયા સુવાગીરે ॥ કોઇ ॥૨॥

ખીમ ભાણુરવી રમતારે ગમા, આદી અ તના સ ગીરે
આદી અનાદી જુના જોગીરે, શબ્દ રૂપ સરવ ગીરે ॥ કોઇ ॥ ૩ ॥

આવુ ન જાવુ મર ન જીવુ રે, રણ કારના રાગીરે
ત્રીકમદાસ સત ખીમના ચરણા, ચરણ કમનમા
લેહ લાગીરે ॥ કોઇ ॥ ૪ ॥

## પદ ૬ ઠું.

ત્રીવેણીના તીરમારે, મોતીડા નીહારરે
સાધુ જન નીજ હ સ નીહારો, જેને હીરાનો છે
અહારરે ॥ ત્રીવેણી ॥ ટેક ॥

સુરતી સી હાસન પ્રેમ પાથરણા, અવન ઓસીકા સારરે
તાપર મારા સતગુર બેઠા, નીરખીને થઈ છુ
નીહાનરે ॥ ત્રીવેણી ॥ ૧ ॥

અખે મ ડળમા રાસ રચ્યો હે, ઘેરીગો થે ચેકારરે
રોમે રોમે રામ રમી રહ્યો અધર બેન નીરાધારારે
॥ ત્રીવેણી ॥ ૨ ॥

જમુનાને કાંઠે જાદવો કૃષ્ણજી ફીરતારરે
મોહન સ ગે મોરલી મધુરી કરે છે મનારરે ॥ ત્રીવેણી ॥ ૩ ॥
ત્રીકમ સાહેબ ગેબી ગાવે, ખીમ ખનક ફીરતારરે॥ ત્રીવેણી ॥ ૪ ॥

### પદ ૭ મું

દીન દરીયામા એક દેવ નીરંજન, ચેતન ચાલ્યુ મારે
હરદે આવરે
પ્રેમ ભકતી કોઈ પુગ નર પાવે, સાભળ સતગુરૂસુ
કહાવેરે ॥ દીન ॥ ૧ ॥
અનહદ નાદ ગગનમા ગાજે, તુરત શુરત કરી લે લાવેરે
અણી અગરપર અધર દનીશા, રમતા ગમ મારી નજરે
આવેરે ॥ દીન ॥ ૨ ॥
અંતરમા એક નીરંતર ન્યાગ, હરદમ ગુરૂમે હેત લાવેરે
પર આતમ જેણે પરગટ ચીન્યા, સમ દ્રષ્ટીએ સોઇ
સત રેવેરે ॥ દીન ॥ ૩ ॥
જ્ઞાન ગરીમી જેણે સતગુર સેવ્યા, વહેન વૈકુંઠ સોઈ જાવેરે
આવા ગમન એને કદુવે ન લેપે, સહેજ સુન્યમે
સમાવેરે ॥ દીલ ॥ ૪ ॥
શુરા સાધુ સનમુખ રહેવે, કાયર ભાગી વન જાવેરે
સતગુરના જેણે શબ્દ ન માન્યા, ગાફન ગોથા બહુ
ખાવેરે ॥ દીલ ॥ ૫ ॥
ખીમને ભાણુ રવી રમતા રામા, અરસ પરસ ગુરૂ
એક કહાવેરે
પાચ તત્વમા પરગટ બોલે, આપે બોનેન
બોનાવેરે ॥ દીવ ॥ ૬ ॥
આદી હતાસો અબ મે પાયા, અબ મેરો મનવો
કયા નિ જાવેરે
ત્રીકમદાસ સત ખીમના ચરણા, ટીક કરીને ગુરૂ
ઠેરાવેરે ॥ દીવ ॥ ૭ ॥

## પદ ૮ મું

નીજ ભક્તો કોઈ વીરલા જાણે, સબ્દે સુરા કરત કમાઇરે
અબ મન ચેતલે મેરા ભાઈ, ॥ અબમન ॥ ટેક ॥
જપ તપ તીરથ જોગ જુગતસે, કરણી જ્યા લગી જાઇરે
તીનુ દેવને દસ અવતારા, વાકી ખબરન પાઇરે ॥ અબમન ॥ ૧ ॥
જલ ખ ડ નેમ ડ ઇ ડ લગી માયા તીન પાચકે માહીરે
અરધ ઉરધસે રૂપ વચનકા, શ્વાસોશ્વાસ સમાઇરે ॥ અબ ॥ ૨ ॥
પહેલા પદકુ સબકોઈ જાણે, ચૈકુ ઠ દુજા બહાઇરે
તીસરા પદ પર જ્યોતી જનતહે, ઊહા લગી નીરખે
નાહીરે ॥ અબ ॥ ૩ ॥
અનપ અખ ડીત અકળ અરૂપી, અજર અમર ઘર પાઇરે
મન પવનસે ન્યારા ખેલે, દુરમતી દુર બહાઇરે ॥ અબ ॥ ૪ ॥
સતસ ન ્રને સતગુરૂ્ન, મ ા ચીત ચરણુ માઇરે
ત્રીકમદાસ સત ખીમકા ચરણા, ગ્રહી ટેક ગમ પાઇરે॥ અબ ॥ ૫ ॥

## પદ ૯ મું

મનતુ સમજીલે તારો, સગો નહી સ સાર
ભજનમા ભીના લીન રહેજે, ઉતરસો ભવપાર ॥ મનતુ ॥ ટેક ॥
કાયા બેડી કાગદજી માઈ, સતગુરૂ ખેવણહાર
તેનાતા રૂડા સ ત છે, એતો ઉતારે ભવ જલપાર ॥ મનતુ ॥ ૧ ॥
રાણાને રાજા છત્રપતી, એ છે ઘુવેરી પોકાર
વ દળ છાયા વહી જાશે, એને જાતા ન લાગેવાર ॥ મનતુ ॥ ૨ ॥
કુટુ બ કબીલાની કુડી છે માયા એછે ભવનો ભાર
એમા મનતુ મોહી રહ્યો છેરે, ખા સ જમનો માર ॥ મનતુ ॥ ૩ ॥
આતમ સાધન સાધતા, માર અ તર પ્રગટયો પ્યાર
ભવ સાગરમા બુડતા, ગુરૂ તરત તારણ હાર ॥ મનતુ ॥ ૪ ॥

વેદ કીતાબનું કામ નહી મારે, રોમે રોમે રણુંકાર
અનહદ વાજાં વાગીયા, માંહી મુરલી કરે મલાર ॥ મનતું ॥ ૫
હું નહી તુ નહી તે નહી, તુ હી તુ હી કીરતાર
ગોતતા સોધતા ગમ પડી, અસ્તો રીયો એકતાર ॥ મનતું ॥ ૬
ખીમ ભાણ રવી રમતા રામા, જીવન પ્રાણ આધાર
ત્રીકમદાસ સત ખીમકે ચરણે, ડગલે ડગલે બલીહાર ॥ મનતું ॥ ૭ ।

## પદ ૧૦ મું.

એવા એવા સતને વારણે, હું ઘોળી જાઉરે ॥ એવા ॥ ટેક ।
તુરત સુરતની સાન ડેરાણીર, બેઠા છે બેહદને
બારણે ॥ હું ઘોળી ॥ ૧
કામ ક્રોધ મમતાને મારો તો, ઉનમુની ધીરપ ધારણે ॥ હું ॥ ૨
અધર તખતપર આસન કીનારે, ઝુલેછે સોનાકેરે પાલણે ॥ હું ॥ ૩
ત્રીકમદાસ સત ખીમકે ચરણે, આસંસારઓ છે ધારણે ॥ હું ॥ ૪

## પદ ૧૧ મું. (પ્યાલો)

પ્યાલો દુજો કોણ પીવે, મારે સતગુરૂયે પાયો
અંગાધ ॥ પ્યાલો ॥ ટેક ।
સતની કુડી સંતો શબ્દ લીલાગર, એક તુંહી મારો
સતગુર ઘુટણહાર ॥ પ્યાલો ॥ ૧ ।
શ્રવણેથી રેડયો મારે રૂદીયે ડેરાણો, એક તુ હી
દેહડીમા હુવો રણુકાર ॥ પ્યાલો ॥ ૨
ચડતે પ્યાલે સંતો ગગન દરસાણા, એક તુ હી
જમી અસમાન એક તાર ॥ પ્યાલો ॥ ૩ ।
નામ માંરે સતો ગુરૂજીના રૂપમા તુ હી,
બોલ્યાછે ત્રીકમદાસ ॥ પ્યાલો ॥ ૪

## પદ ૧૨ મું.
## કબીર પંથીને જવાબ પીવાનો

પાંન પરવાના પ્રેમકા, સતગુરૂ દીયા શીખાઈ
સુરત શબ્દ મેળા હુવા, તનકા લેખ લખાઈ ॥ પાન ॥ ટેક ॥
હાંરે મતવાળા અટકી રહ્યા, દુનીયા દ્વૈત દીખાઇ
રામ રતનથી ઉતરી, ચોરાશીમે જાઈ ॥ પાન ॥ ૧ ॥
હાંરે વહાલા અનહદ વાજા વાગીયાં, તખતે તાર મીલાઈ
અણી અગ્ર પર એક હે, અવીનાસી આઈ ॥ પાન ॥ ૨ ॥
હાંરે વહાલા મન પવન મેળા હુવા, તુરતે નીજ ઘર પાઈ
મોહીરે બ્રહ્મ સન નામહે, જહા નહી ધુપ કે છાઈ ॥ પાન ॥ ૩ ॥
હાંરે વહાલા અજર હંસ અમુલ્યહે, કરતા કબીર કહાઇ
જે કોઇ સમજ્યાર સાનમાં, દુજા નહી દરસાઇ ॥ પાન ॥ ૪ ॥
હાંરે વહાલા આગે હતા સો અબ મળ્યા, અબકછુ
સંશય નાંહી
ત્રીકમ ખીમ પ્રતાપસે, હંસે હંસ મીલાઈ ॥ પાન ॥ ૫ ॥

## પાદ ૧૩ મું.

સદાઈ રહેવે ગુપતાનીરે, લાગી પ્રીતડું નહીં
રહેવે છાની ॥ લાગી ॥ ટેક ॥
અનહદ નાદ ગગન ધુન ગાજે, ઝાલરી વાગે
ઝીણીઝીણીરે ॥ લાગી ॥ ૧ ॥
અપરમપાર અગમ કેરી આગે, નીગમ ભરે જ્યાંયા
પાણીરે ॥ લાગી ॥ ૨ ॥
આગે હતી સો અબમે પાઈ, પુરણ પ્રીત પીછાનીરે ॥ લાગી ॥ ૩ ॥
ત્રીકમદાસ સત ખીમકે ચરણે, વારે વારે કુરબાનીરે ॥ લાગી ॥ ૪ ॥

## પદ ૧૪ મું.

ભેદ ભરમના મારી ભાગી રે, મનવો મારો ભયો
વૈરાગી રે વૈરાગી ॥ ટેક ॥

કુટુંબ કબીલા કુડી છે માયા, તુરત જોયું મેં
ત્યાગીરે ॥ મનવો ॥ ૧ ॥

ત્રીવેણી ઉપર તાર મીલાયા, ઝીન મીલ જ્યોતી
મારી જાગીરે ॥ મનવો ॥ ૨ ॥

ઇંગલાને પીંગલા સુખમણા ઉપર, અનહદ નોબત
વાગીરે ॥ મનવો ॥ ૩ ॥

ખીમને ભાણી રવી રમતા રામા, અરસ પરસ
અનુરાગીરે ॥ મનવો ॥ ૪ ॥

ત્રીકમદાસ સત ખીમના ચરણે, ચરણ કમલમાં લે
લાગીરે ॥ મનવો ॥ ૫ ॥

## પદ ૧૫ મું.

તારો ભરૂ સો મને ભારી એવો ગરવો દાતા ગીરનારીરે
ગીરનારી ॥ ટેક ॥

ઊચો છે ગરવો નીચો છે જમીયના, વચમાં ભવેશ્વર
ભારી ॥ એવો ॥ ૧ ॥

લીલીયું ને પીળીયું ધજાનુ ફરકે, ધોળી ધજા
પરવારી ॥ એવો ॥ ૨

અઢારભાર વનસ્પતી બીરાજે, ફોરં દીયે ફુલવાડી ॥ એવો ॥ ૩

દેસી પરદેસી તારી જાત્રાએ આવે, નમણ્યુ કર
નરનારી ॥ આવો ॥ ૪

ત્રીકમદાસ સત ખીમને ચરણે, ચરણ કમલ
બલીહારી ॥ એવો ॥ ૫

## પદ ૧૬ મું.

પ્રેમે વીંધાણા મારા પ્રાણરે, સતગુરૂએ અમને મારેલ
શબ્દના બાણરે ॥ ટેક ॥
માન સરોવર મુક્તા મોતી, મરજીવા ચઢે મેરાણરે ॥ સત ॥ ૧ ॥
બાવન અક્ષરથી બારજ બોલે, નહી પોથી નહી
પુરાણેરે ॥ સત ॥ ૨ ॥
ઓહં સોહં પર અલખ બીરાજે, ભીંતર પ્રગટયા
ભાણરે ॥ સત ॥ ૩ ॥
ત્રીકમદાસ સત ખીમને ચરણે, નેણુ માં ગડેડે
નીશાનરે ॥ સત ॥ ૪ ॥

## પદ ૧૭ મું.

આવી આવી અલેખ જગાયો, અમારે મહોલે ઉતર
દસાથી એક બાળો જોગી આયો, બાળો જોગી આયોરે ॥ ટેક ॥
વીરા મારા સતકેરી સુઈ ને શબ્દ કેરા ધાગાજી
ખલકો તો ખુબરે બનાયો ॥ અમારે ॥ ૧ ॥
વીરા રામા ખીમને ભાણુ, રવીરામ ગુરૂજી
અરસ પરસ દરસાયા ॥ અમારે ॥ ૨ ॥
વીરા મારા પીળા પીતાબર, વાધા શોભેજી
કેશરી તીલક લગાયો ॥ અમારે ॥ ૩ ॥
વીરા મારા ભંમર ગુફામા, આસન વાળ્યાજી
અનહદ નાદ બજાયો ॥ અમારે ॥ ૪ ॥
વીરા મારા એરે જોગીડાને, જરા મરણુ નાંહીજી
નહી આયો નહી જાયો ॥ અમારે ॥ ૫ ॥
વીરા મારા ત્રીકમદાસ, સત ખીમકે ચરણાંજી
હરખ નીરખ ગુણ ગાયો ॥ અમારે ॥ ૬ ॥

### પદ ૧૮ મું.

લાલ મેરા દીલસંતો, લાગી વેરાગી સંતો જોયું મેં
જાગીરે ॥ ટેક ॥

કપડાભી ધોયા સંતો, અચલાભી ધોયારે
જબ લગી મનવા ન ધોયા મેરે લાલ ॥ લાલ ॥ ૧ ॥
માન સરોવર હંસા, ઝીલંતા આવે
ખેલંતા આવે ઘેરી, ગગન ગાજે મેરા ॥ લાલ ॥ ૨ ॥
વસ્તીમે રેણા સંતો, માગી ખાંણારે
ટુકડેમે ટુકડા દેણા, મેરે લાલ ॥ લાલ ॥ ૩ ॥
ત્રીકમદાસ સત ખીમના ચરણે
સંત મલ્યા સોહાગી, મેરે લાલ ॥ લાલ ॥ ૪ ॥

### પદ ૧૯ મું.

## સમાધી વખતનું પદ

મારી કાયા બેડી કણુકવાને લાગીરે
ગુરૂ તમે મને પાર ઉતારો
ખીમને ભાણુરવી નામ ગુરાંકો
ગુરૂજી બાંનો બ્રદ તમારો રે ॥ મારી ॥ ૧ ॥
હેતે કરીને હરી રસ ઉપન્યો રે
ગુરૂજી એસો ધર્યો અવતારો રે
પવન પાણીમાં ગુરૂ તમે પરમેશ્વર
ગુરૂજી સૌનો સરજન હારો રે ॥ મારી ॥ ૨ ॥
સ્થાવર જંગમમાં ગુરૂ જળ સ્થળ રહો છોરે
ગુરૂજી સરોવર ભરીયેલ સારો રે
કરતા ને હરતા ગુરૂ આપેં ફરોછોરે
ગુરૂ સ્વામી સર્વથી ન્યારો રે ॥ મારી ॥ ૩ ॥

મોરાર સાહેબના શીષ્ય જીવા કૃત

# ગુરૂ મહીમા.

---

દોહા

શ્રી મોરાર ગુરૂ ગુણ વીચારતાં, અંતર હોય ઉજીયાસ
કર્મ કુબુધ્ધી સર્વે ટળે, સુબુધ્ધી કરત નીવાસ ॥ ૧ ॥
મોરાર મેરે શીરધની, જે મસ્તક મેલ્યાહાથ
મન કરમે મેં વરલીયા, તાતે ભયે સનાથ ॥ ૨ ॥
ગ્નાન દીયો ગુરૂ ગુણ લીયો, કરૂણા સીંધુ ભંડાર
સબ દેવન શીર મોરહે, પુરૂષ અસંગી ઉદાર ॥ ૩ ॥
ગુરૂ બ્રહ્મતે અધીકહે, જેણે તારી જુગ જહાંન
બ્રહ્મા વીષ્ણુ અવનીશ રટે, શીવજી ધરતહે ધ્યાન ॥ ૪ ॥
સોઈ સતગુરૂ મોરારહે, મેરે શીર ઇષ્ટ દેવ
કોઈ પુરવકા ખેલતે, મોહી દીયા અભેવકા ભેવ ॥ ૫ ॥

* * * * * *

ચોપાઈ

મોરાર ગુરૂ મેરે ઇષ્ટ દેવા, કરં ધ્યાન ચરણ ચીત સેવા
જાસે મીલે અભેવ ભેવા, ગુરૂ પુરણ બ્રહ્મ નીરંજન દેવા ॥ ૧ ॥
ગુરૂ હે મેરે પીતા અરૂ માતા, સગા કુટુંબ સંબંધી અરૂભ્રાતા
ગુરૂ મેરા સજન સંધાતા, પ્રાણ પંડકા હે ગુરૂ દાતા ॥ ૨ ॥
ગુરૂ હે મોરાજન્મ સંધાતી, હેતુ મીત્ર જાતઅરૂ ભ્રાતી
જે જે કહું તે ગુરૂ હે મેરા, સબસે અધીક દુર નહી નેરા ॥ ૩ ॥

ગુરૂબીના ઓરન દુજી સગાઇ, જો સેવેટળે ટમેં અર જાઇ
ગુરૂ મેરા મેં ગુરૂકા ભાઈ, ગુરૂબીના દુજીન અધીક ભલાઇ ॥ ૪ ॥
ગુરૂસે જમકી કર બે જાવે, લક્ષ ચોરાસી ગુરૂ મીટાવે
ગુરૂ સેવાતે સબહી પાવે, જેની જન્મ ફેર નહી આવે ॥ ૫ ॥
ચરણ રજકી મહીમા મોટી, ઢારજ કરતહે કોટાન કોટી
જે જન ગ્રેવે સો સુખ પાવે, સો સુખ વરણુનમે નહી આવે ॥ ૬ ॥
ગુરૂસે જ્ઞાન ધ્યાન લક્ષ આવે, સુખ સ પત આન દ બઢાવે
ગુરૂકે ભજન તે દારૂણ દુ ખ જાવે, મનખા જન્મકો દાવ
સબ ફાવે ॥ ૭ ॥
ગુરૂ સેવાતે ચૌદ લોક પુજાવે, ત્રણે ગુણ ગુરૂકો ગુણ ગાવે
નવનાથને સીધ્ધ ચોર્યાસી, ગુરૂ સેવાતે ભયે અવીનાશી ॥ ૮ ॥
ગ ગા ગયા ગોદાવરી કાશી, પુસ્કર પ્રયાગ અયોધ્યા વાસી
ઓર તીર્થ હે અર રાશી, સો સબ કરત ગુરૂ ચરણુ નીવાસી ॥ ૯ ॥
કાશી કાંચી મથુરા માયા, એ સાતપુરી હે મોક્ષ દાયા
હરી ધરે ચોવીસ અવતારા, સો સબ રહેત ગુરૂ ચરણુ
કે આધારા ॥ ૧૦ ॥
નીત્ય નીત્ય ગુરૂકી આજ્ઞા લેવે, જગતકો કાજ સુધારીદેવે
સુકૃત અન ત જન્મના ફળે, તબ ગુરૂ સેવાસુ મન મળે ॥ ૧૧ ॥
ગુરૂ મુરતીકો રટણુજ કરના, ગુરૂ મુરતીકો ધ્યાનજ ધરના
મનક્રમ વચને ગુરૂકુ વરના, સેવા પુજા સતગુરૂકી કરના ॥ ૧૨ ॥
ગુરૂસે એક મેક મન કરના, તો કાનસે કદી નહી ડરના
મ ત્ર સકલહે ગુરમુખ વચના, ગુરૂવીના જે જે કરો તે
સુપના ॥ ૧૩ ॥
અડસઠ તીરથ ગુરૂકે ચરણા ધોઇ અ ગુષ્ટ ચરણામૃત કરના
પીવત પાર હોવે નરનારી, જીવનકો ફળ લેત સુધારી ॥ ૧૪ ॥
ગુરૂ મુરતીકુ પ્રક્રમા દેના, મુખ કમળ નીરખીયે નેના
જેતના પાવ ફરતા જો દેવે, ઇતના અશ્વ મેધ જગ્ને ફલ લેવે ॥ ૧૫ ॥

ગુરૂ સીતકો મહીમા મોટા, મુખતે વરણે તે જન ખોટા
અતોલ ફળ વરણુવ્યો નહી જાવે, શારદા બીચારી
કેતનોક ગાવે ॥ ૧૬ ॥
પારવતીકું શીવે નવ દીના, સહસ્ત્ર વર્ષ લગી તપસ્યા કીના
તીનવાર હરીવરદેવન આયે, તોય પારવતી સીતન પાયે ॥ ૧૭ ॥
એસે ગોવીંદ તેં ગુરૂ અધીકાઇ, શીવ બ્રહ્મા વીષ્ણુ જશ ગાઇ
આઠ પહોરએ ગુરૂકું રટતા, ગુરૂ પરતાવેં કારજ કરતાં ॥ ૧૮ ॥
સો વાર પૃથ્વી પ્રક્રમા કરે, અનેક તીરથમાં નાઇ નીસરે
શત સકળ ઉમર ભર કર, તોય ગુરૂ સીતકો ફળ નહી મળે ॥ ૧૯ ॥
સાધન સમાધી અજંપા ભરે, દાન પુન્યુ વીધવીધના કરે
આપ અંગ વેચાઇ પરમારથ કરાવે, તોય ગુરૂ ભજન
બરાબર નાવે ॥ ૨૦ ॥
ગુરૂકો ભજન એક પલ કરે, સમાધી સો વરસકી ધરે
હરી મંદીર ઉમર ભરી જાવે, જો ગુરૂકો દરશન એક
વાર થાવે ॥ ૨૧ ॥
જક્ષ રક્ષ ગુરૂકું સેવતા, પુજે ક્રોડ તેત્રીસ દેવતા
ચારણુ લોકમાં ગુરૂ સેવા જાણે, પીત્રુ લોકમાં ગુરૂકું માને ॥ ૨૨ ॥
ભુમી ધરતહે જુગકો ભારા, સોપણુ રહેતે ગુરૂપદ આધારા
નીરાધાર આકાશ રહાવે, સો ગુરૂ નામકે થંભહી પાવે ॥ ૨૩ ॥
એસે ગુરૂ વસત હે સચરાચારા,
નીગમ અગમ ગુન ગુરૂકે આધારા
ગુરૂકી સેવા સબનમેં રહેવે, મુખસે બનામી કેતનો કહેવે ॥ ૨૪ ॥
જો શીષ્ય ઉજાગર થાવે, તો ગુરૂકી સેવા ભજાવે ભાવે
સેવા કરતાં અધીક સુખ પાવે, ભવ સાગરકો ભય મીટાવે ॥ ૨૫ ॥

ગુરૂકી શોભા જેતની કહાવે, અન્ય શોભા સબ ઓરી રહી જાવે
એકે જશ વરણવ્યો નહી જાવે,
શેપ સારદા કોઈ પાર નહી પાવે ॥ ૨૬ ॥
હરીકા કર્યા જીવ ચોરાશી ફ઼ંદ, ગુરૂ નીવાજે તો પલમા ઓધરે
હરી ઉપજાવી જીવનાખે જાળ,
તે બંધન છોડાવે ગુરૂ તતકાળ ॥ ૨૭ ॥
માયા બંધન જીવને કરાવે, સો બંધન ગુરૂ પલમા તોડાવે
સતગુરૂ સાન લક્ષ લે આપે, બંધન મેટી જન્મના ટાપે ॥ ૨૮ ॥
બ્રહ્મકા અંસ નીરાધારથી આવે, માયા બાંધી જીવ નામ ધરાવે
ભુલેલ ભુલ્યો ઠોરનહી પાવે, વલ ચોરાશી ફેરા ખાવે ॥ ૨૯ ॥
ફીરતે ફીરતે કોઇ પાન્ન પાવે, કરમકો બોઝ સીરપગ ધરાવે
છુટવેકા ઉપાય નહી તાકુ, માયા વસરડી લેતહે જાકું ॥ ૩૦ ॥
મુંઢમતી નહી ગુરૂકુ નહી માને, તે નર ભુંડયા પેટે પાને
ધીક જનુની જેનો ભાગ ઉડાયો, પીતા નપુ સક કયુ ન
રહાયો ॥ ૩૧ ॥
જે સમરથ સતગુરૂકી ઓથે આવે, ચરણ કમલમે લીના ધરાવે
ભયકા માર્યા સેવત અતીકરે, ભયસુ ભાવ ભક્તી આદરે ॥ ૩૨ ॥
સેવા કરતા કરમ સબ બળે, નીરમળ અહોનીસ ગુરૂ મેવા કરે
લહેર મહેર સતગુરૂકી થાવે, તો પલમા પુરણ પદવી પાવે ॥ ૩૩ ॥
જીવ પદ મેટી ગુરૂ બ્રહ્મપદ દેવે, કરમ કપાટી ઉઘાડી લેવે
આદુ જુગસે જીવ આયો, તા ઘર ગુરૂદેવે ઓળખાયો ॥ ૩૪ ॥
નીરસે નીરજ્યુ મીલ જાવે, બ્રહ્મમે બ્રહ્મ રૂપજ્યું થાવે
એસી સામ્રથ સતગુરૂદેવકી ભાઈ, જો કોઇ વાસુ કર
ઓળખાઇ ॥ ૩૫ ॥
પાપીષ્ટ કરમીષ્ટ ગુરૂ શરણે આવે, તો અનેક જન્મકે બંધ છોડાવે
બંધી છોડ સતગુરૂકા નામા, તુરત પોચાડે નીરવાણ
પદધામા ॥ ૩૬ ॥

ત્તાતે ગુરૂ સેવો મનલાઇ, ગુરૂસે મત રાખો જુદાઇ
ગુરૂસુ એક મેક મન થાવે, તો જીવ મગીને બ્રહ્મ કહાવે ॥ ૭૭ ॥
જે તરીયા સો ગુરૂસે તરીયા, ગુરૂવીના ભવ સાગર પડીયા
ગુરૂસે દેવી દેવ ઓધરીયા, સહસ્ત્ર અઠયાસી ગુરૂકે વરીયા ॥૩૮॥
નીરવીના નાવ નહી ચાલે, જમી વીના તરોવર નહી ફાલે
પાખવીના આકાશકુયુ જાવે, તેમ ગુરૂ સેવા વીના પાર ન
પાવે ॥ ૩૯ ॥
આટે ગુરૂ સેવન કર મનવા, તન મન ધન સબ અરપણુ કરવા
અભેદાન સો સતગુરૂ દેવે, સદાય કાળ અપનો કરી લેવે ॥ ૪૦ ॥
વીચારી મે ઉમરભર પેખ્યા, ગુરૂબીના દાતા ઓર ન દેખ્યા
મે મનતે છોડી ચતુરાઇ, નીશ્ચે ગુરૂકે ચરણુ ગ્રહાઈ ॥ ૪૧ ॥
અબતો ઉગારા ગુરૂરાઈ, સતગુરુ ચરન તુમારે આઈ
નીશ્ચે આપ રૂપતમે લાયો, ભવ સાગરકો ભે મીટાયો ॥ ૪૨ ॥
આપ પ્રતાપસે આપકો જસ ગાયે, તુમરે ચરણુ રહામે લાયે
મેં અધમ તુમ ચરણુમે સમાયો, તબમે ટળીયો ગુરૂ
આપ રહાયો ॥ ૪૩ ॥
જીવોહુ મોરાર ગુરૂસ્વામી, ચરણુરજ શીરધરી કરૂ ગુલામી
જે ઉપમા હે સો તુમમે દેખા, સુફલ જન્મ અપનો
કરી લેખા ॥ ૪૪ ॥

* * * * * *

## દોહા

ગુરૂસમ એ કો આવે નહી, તપ તીરથ વ્રત જોગ
ચાદ લોકમે દેવ રહ્યા, સો આપે તન વન ભોગ ॥ ૧ ॥
ગુરૂ પાસે જે વસ્તુ રહે, તે એકવીસ બ્રહ્માંડથી ન્યારી
શીષ્ય સેવા કરી લેતહે, ઉતરતહે ભવ પારી ॥ ૨ ॥

સતગુરૂ સાચે દલે', લક્ષમા ભયા લવલીન
કરનો હતો સો કર લીયો, અક્ષરાતીત બ્રહ્મ ચીન ॥ ૩ ॥
ગુરૂમહીમા ગુરૂ ગમસે', ગાવેગા જન કોઈ
જાકે શીરપર પાંવધરી, ગુરૂપદે પોંચેગા સોઇ ॥ ૪ ॥
સ વત ૧૯૩૪ મે કથત આસાડ માસ,
શુદ બીજ ગુરૂવાર દીન, ગુરૂ ગ્ર થ પુરો પ્રકાશ. ॥ ૫ ॥
પ્રથમ દોહા પાંચહે, સુમાલીસ ચોપાઇ
પાચ્ દોહે પીછલે, ગનતી દઇ જનાઈ ॥ ૬ ॥

ઈતીશ્રી ટંકારાવાળા ક્ષત્રી જીવાકૃત ગુરૂમહીમા સ પુર્ણ.

# અથ શ્રી ગુરૂસ્તુતીના છંદ.

## છંદ ભુજંગી

ગુરતેં લહીયેં ભજનાનંદ ભેદં, તાતે કીજે ભવબંધન છેદં
ગુરતે લહીએ બ્રહ્મ લક્ષકી સાંનં,
તાતે છુટે સબ દેહ અભીમાનં ॥ ૧ ॥
ગુરતે લેંગે સબજ્ઞાન અપારં, તાતે હોય શીષ્ય સેજેહી પારં
ગુરતેં લેવે શીષ વાંણી વીચારં
તે ફુરે ગ્યાન ધ્યાંન સબ સારં ॥ ૨ ॥
ગુરતેં લેયે આપ પુરણ બ્રહ્મં, તાતે છુટે અનેકા અનેક ભરમં
ગુરતેં લેવે શીષ્ય સેવાકો સારં,
થાયે સનાથ ટળે ભે કાલં ॥ ૩ ॥
ગુરતેં પીવે વચનામૃત વાન,
ટળે ત્રીવીધી તાપ કરી એકે ઠામં
ગુરતેં લેવે સબ સાન નીસાણું,
તાતેં તુરીયા પદ પોચે જન જાણું ॥ ૪ ॥
ગુરતેં લેવે અનહદકો ભેદં, તાતે જુગ બંધન હોતહે છેદં
ગુરતેં લહીયે અંત્ર માંહી ભેષં, તાતે તન કરે આપરહે શેષં ॥ ૫ ॥
ગુરતેં લેવે દેવ જશ સાર, તાતે કરી લયે મનહીકું માર
ગુરતેં લેયે સુખમણાકો વીચારં,
તાતેં દેખીયે આપ બ્રહ્મ અપારં ॥ ૬ ॥

ગુરૂતે લૈયે અગમ નીગમકી બાતં,
તાતે થાવે બ્રહ્મ શીષ્ય સાક્ષાતં
ગુરૂતે લૈયે નરભે ઘર વાસ,
તાતે હોય આરામ ટળે ભવ ત્રાસ ॥ ૭ ॥
ગુરૂકી કીજે શીષ્ય અહોનીશ સેવા,
અવગુણ અંતર એકો ન લેવા
ભવદુ:ખ મોચન હે ગુરૂ દેવા,
તાસે પામીયે મન ગમતા મેવા ॥ ૮ ॥
ધોઇ અગુષ્ઠા ચરણામૃત પીજે,
શેશ રહ્યુ તે શીશ ચઢાવી લીજે
ગુરૂપદ રજ ધરો વાર વાર,
તાકે પુન્ય તણો ન રહેવે પારં ॥ ૯ ॥
મન ક્રમ વચને જે ગુરૂકુ વરીયા,
ભયે ભવ પાર ઠીક થઇ ઠરીયા
જેણે શીર ચઢાવી ગુરૂ પદ ધુડી,
તેની અમોઘ આશે થઇ સબ પુરી ॥ ૧૦ ॥

* * * * * *

દોહા

જેમ પારસસે પારસ બને, તેમ ગુરૂતે શીષ્ય બની જાય
અણુ અંતરો રહેવે નહી, ન શ ષ ઘર સમાય ॥ ૧ ॥
ગુરૂચરણે ગુરૂ બરાબરી, શીષ્યજ હોવે સઇ
ગુરૂ મોરાર પ્રતાપે જીવો ભાખે, સો આદ અનાદકી કઇ ॥ ૨ ॥

* * * * * *

છંદ ભુજંગી

ગુરૂવીના નહી સાધન શક્તી, ગુરૂવીના નહી મોક્ષરૂ મુક્તી
ગુરૂવીના સુધરે નહી કામા, ગુરૂવીના ધરે જીવજ નામા ॥ ૧ ॥

ગુરવીના સખે તીરથ જાઇ કરે, ગુરવીના વ્રત નાના આદરે
ગુરવીના વન જઈ પાવજ ધરે, ગુરવીના તપ અંગે આદરે ॥ ૨ ॥
ગુરવીના ભણે ચાર વેદ, ગુરવીના કથે વીધી નીશેધ
ગુરવીના શીખે પુરાણ અઢાર, ગુરવીના જ્ઞાન કથે અપાર ॥ ૩ ॥
ગુરવીના દાન કરે વીધ વીધ, ગુરવીના ન થાય એકો સીધ
ગુરવીના મન માને ત્યાં જાવે,
ગુરવીના કારજ કોઈ કાળે ન થાવે ॥ ૪ ॥
ગુરવીના પુંજે ઓર દેવા, ગુરવીના કરે અનેકની સેવા
ગુરવીના ઓરકું ગાવે ને ધ્યાવે, ગુરવીના ખવરાવે ને ખાવે ॥ ૫ ॥
ગુરવીના બોધ લેવે લેવરાવે, ગુરવીના પીર પીરાયું દેખાવે
ગુરવીના નીષ્કુળ સબેહી જાવે,
ગુરવીના મુંઢ ઉદર ફરી આવે ॥ ૬ ॥
ગુરવીના ગ્રંથ વાંચે વંચાવે, ગુરવીના ચરચા કરે કરાવે
ગુરવીના અનુભવ લેવે લેવરાવે,
ગુરવીના બડાઈ કરી ગાલ બજાવે ॥ ૭ ॥
ગુરવીના હાલ પેરે પેરાવે, ગુરવીના શીષ્ય થાવે કરાવે
ગુરવીના આકાશ પાતાળમાં જાવે,
ગુરવીના ઠાલી અહં કહી બઢાવે ॥ ૮ ॥
ગુરવીના કૃત સકલ ભોગવાવે, ગુરવીના પીઢાકો પારન પાવે
ગુરવીના અઠ્યાવીસ નરક પડાવે,
ગુરવીના જીવ ચોરાસીમેં જાવે ॥ ૯ ॥
ગુરવીના સુકૃતે દુકૃત થાવે, ગુરવીના પુન્ય તે પાપમાં જાવે
ગુરવીના અંધો ભવોભવ ભટકાવે,
ગુરવીના જમકે હાથે વેચાવે ॥ ૧૦ ॥

દોહા

બીજ ઉખરમા ફેરવી, પચીયુ સાડી વાવે
વારી સી ચે ચોગણા, પણ છાયો કે ફન નહી થાવે ॥ ૧ ॥

* * * * * *

છંદ ભુજંગી

ગુરવીના જ્ઞાન ધ્યાન લૈ આદરે, ઢાનો પરીશ્રમ કરે રહ્યા ઘણી
ગુરૂ મોરાર ચરણે જીવો ભાખે, એનો ચૌદ લોકમા નહી
કોઈ ધણી ॥ ૧ ॥
ગુજર ખંડ હાનાર દેસ માહી, નગર પંચક ખંભાલીડા જાહી
ઉંડ નદી આથમણી વહાવે, પુરૂષ મોરાર ગુરૂ તામે
રહાવે ॥ ૨ ॥
જગનકા કુંડ જ્યાકે માહી, ગુરૂ રવારામ સમાણા તા માહી
પરચા પાર ખલસુ લેવે સેવક કાજ સુધારી દેવે ॥ ૩ ॥
એવા પુરૂષ અનંગી ઉદાર, વરતમાન વરતે પરાને પાર
નીરમાની નીરાસી નીરમોહી નુરી,
નીરવાણુ પદમે હાજર હજુરી ॥ ૪ ॥

* * * * * *

દોહા -

અધમ જીવ ઓધારવા, મહી ધર્યો અવતાર
જીવા તાકુ ઓળખી, પકડી ચરણકી લાર ॥ ૧ ॥

ઈતી શ્રી ગુરૂમહીમા છંદ ભુજંગી સંપુર્ણ.

---

# અથ ચીંતામણી લીખ્યતે.

---

### દોહા

શ્રીગુરૂ ગણપતી શારદા, શુધ્ધ બુધ્ધ દાતા સોય
ચેતામણી વરણુન કરૂં, ગુરૂ ગમ અનુભવ હોય ॥ ૧ ॥
સતગુરૂ ચરણામેં ગ્રહ્યાં, સત ગુરૂ તુમ હો પુરણ કામ
જોની જનમ અસ ખ્યાત ફર્યાં, અબ સુન્યો તુમારો નામ ॥ ૨ ॥
મે શરણાગત રાહુરી, ગુરૂ તુમહો ચતુરસુજાણ
કરૂણા મેર મુપર કરો, દીજે અભે પદ દાન ॥ ૩ ॥
ગ્નાન તુમારો દીજીયે, જાની અપનો દાસ
ચીત ચરનમેં લગ રહ્યો, સો મેટો સબહી ત્રાસ ॥ ૪ ॥
જા દીનતે સતગુરૂ મીલે, તા દીનતેં જીવન જાન
આપ રૂપ ઓળખાવીયો, મો મેજે બતાવી સાન ॥ ૫ ॥

* * * * * *

### છંદ ચોપાયા

સતગુરૂ સતહો સ્વામી, કે આપે આપ અનામી
ઐસે દયાનીધી દેવા, કરૂ મે ચરણ કમલકી સેવા ॥ ૧ ॥
ધરૂં મે ધ્યાન હરદા માંઈ, આપે હો અકલ ગુસાઇ
તુમારે ચરનકી રેનુ, જાણું મેં કોટ કામધેનું ॥ ૨ ॥
અમે જાગ્રત હો જોગી, સદા બ્રહ્મ રસ ભોગી
સ્વરૂપાનંદ આઠો જામ, વરતુ અખંડીત એકી ઠામ ॥ ૩ ॥
બ્રહ્મ મય પુરણ ઠામ, કરતહો સુન્યમે મુકામ
દેવ્ કદ્દી રહેવે, સદા અમૃત રસ પીવે ॥ ૪ ॥

આસન ઉન્મુની માંહી, સહેજે સુખમણા તાંહી
થક ગયે પવન અલંડા, સહેજે ભયે આનંદા ॥ ૫ ॥
રમને રામકી રાજા, કે બાજતે અનહદ બાજા
થૈ રહ્યો ઝણણણ ઝણકાર, કે રોમે રોમે રરંકાર ॥ ૬ ॥
પીંડ બ્રહ્માંડ હીકે પાર, હોતહે ઝાલરી ઝણકાર
મોરલી બાજતે ઘેરી, અનહદ શબ્દકી લહેરી ॥ ૭ ॥
તુરીયા પદકો એહ તાલ, ભયે હે સુણયા સો નીહાલ ।
મુદ્રા અગોચરી અસી, મીલ રહી તુરીયામેં તેસી ॥ ૮ ॥
ખેચરી મુદ્રાકી રીતી, લગાવો પ્રેમસું પ્રીતી
સતગુરૂ સેવાહી કીજે, કે મુંદ્રા ખેચરી લીજે ॥ ૯ ॥
જામે પદ હે નીરવાન, તેરી મીટે આવા જાન
ચાંચરી ચક્ષુમેં હોઈ, નીરાધાર રહેત હે સોઇ ॥ ૧૦ ॥
સુરતી શબ્દમેં લાગી, કે નુરતી જુગત જોઈ જાગી
અગન વીના જ્યોતુ અપારા, તત્વકા ત્યા નહી પસારા ॥ ૧૧ ॥
ગંગા જમુન વહે ઘેરી, મધ્યે સરસ્વતી લહેરી
ઇંગલા પીંગલા બીચે ઠામ, સુખમણા રહેત આઠો જામ ॥ ૧૨ ॥
તુરીયા તીત એહી રીત, પાચમેં પદકર લીયો સ્થીત .
પોંચે પુન રપી નાહી, અખંડાનંદ બ્રહ્મ રહે તાંહી ॥ ૧૩ ॥
માયા છંદ નહી જાઈ, પુન્યરૂ પાપ પોંચતે નાંઇ
એકો બ્રહ્મ દુતીયા નાંઈ, વીધી નીષેધ નહી જાંઈ ॥ ૧૪ ॥
પંડ બ્રહ્માંડકે પારા, વરસત નુર અપારા
રંગ નહી રૂપ નહી રેખા, પરાકે પારહી પેખા ॥ ૧૫ ॥
દરીયા અધરહી વરીયા, માંહી બ્રહ્મ રસ ભરીયા
નીરખી નેંનસુ નહાવે, કે પુરણ પદહી પાવે ॥ ૧૬ ॥
ઉહાં નહી કમી વ્યાધી, એસી સહેજ સમાધી
ઝલમલ ઝલમલે ઝાહી, એકો હે આપસો સાંહી ॥ ૧૭ ॥

ખ ડ પીખ ડ સો ટલીયા, એકવીસ બ્રહ્મ ડમે ભળીયા
નીર જ્યુ સમુ દ્ર માંહી, અણુભર ખાલી ત્યા નાહી ॥ ૧૮ ॥
એસી સેજકી સાના, ગુરૂમુખ સમજ ગ્રહો જ્ઞાના ।
નીરાધાર નીરખ નીશાના, ત્યા પુસ્તક ન પોચે પાના ॥ ૧૯ ॥
જીવન મુક્ત હે જોગી, ભયે હે બ્રહ્મ સ જોગી
તહા નહી જીવ અરૂ જ નુ, બ્રહ્મહી બ્રહ્મ હે ત તુ । ॥ ૨૦ ॥
બલ ખાનકકે માહી, કે અ ધા દેખના નાહી
કઈ ભુષણમે ખોલી, કે હાટકકુ ગયાહે ભુલી ॥ ૨૧ ॥
ગુરૂબીન કોન ઓળખાવે, ભુલ્યા ભેદ ~હા પાવે
સતગુરૂ મીલ્યા નહી સાચા, મતા રહ્યા ભેદ બીન કાચા ॥ ૨૨ ॥
માનીક મીલેગા ભાઇ, કારજ સહેજમે થાઇ
મીટાવે રેનકા સુપના, દીખાવે રૂપહી અપના ॥ ૨૩ ॥
પટમે સુતહી ભારા, ત તહી ત ત પસારા
ગ્રહી લીયો ગુરૂકે જ્ઞાના, છોડી દીયો દેહ અભીમાના ॥ ૨૪ ॥

* * * * * *

દોહા

સતગુરૂ શુધ્ધ સ્વરૂપહે, જીવા મન ધારી લીયો સોય
ચીતકરો સ્થીતી ચરનમે , જીવતા મુક્ત પદ જોય ॥ ૧ ॥
પ્રથમ દોહરા પાચહે, ચોવીસ કહી ચોપાઇ
ઉભય દોહરા અ તકા, ગુરૂ મોરારે બોનવાઇ ॥ ૨ ॥

---

# અંતર લાપીકા.

મોરાર ગુરૂકે અક્ષર પચ, અક્ષરે અનરે બ્રહ્મ પરકો સચ
મમો મોહ માયા દુર કર, સુરત નુરત નીશાણે ઠરે
અખંડ નાદ ગુરૂગમે ઓળખાય,
તુરીયા તણી અવસ્થાનો સાક્ષી થાય ॥ ૧ ॥
રા રાઉ બતાવી દેવે, સુખમણાકુ મધ્યે લેવે
ઉન્મુનીમે આસન ધરે, દસા પર નીરવાણ મે ઠર અહર્નીસ
રેવે ઠરે ॥ ૨ ॥
રેરા રંગ સંગમે રંગાવે, હાંણ વ્રધતા ધનમે નાવે
ત્રીવીધી તાપ તામે સમાવે, મોપ સતગુરુ દયા કરીરે
આપે આપ ઓળખાવે ॥ ૩ ॥
દદા દેવ કદહી કરે, ચીત ન ચમકે ડગ ન ફરે
બ્રહ્મસુ એક મેકતા કરે, જેમે માસા ગળેરે
લુણ નીર એકઠા ભળેરે ॥ ૪ ॥
સસા સ્વે પદમા મન મળે, મન મંગે આત્મા સ્થીતી કરે
સહેજે સહેજ ઘરમા સમાય, જીવા અક્ષર પ ચકોરે
વરણુવ કર્યો નવ જાય ॥ ૫ ॥

ઈતી શ્રી જીવા ભગવતકૃત અંતર લાપીકા સંપુર્ણ.

---

### ભજન પદ પહેલું

ગણપતી ગરવા, દેખત વરવા, સમરથ પર કામ કરનારે
પ્રથમ ગુણપતીને સમરવા રેહોજી ॥ ટેક ॥
ઉમીયાએ અંગરો મન ઉતાર્યો, એખા ગણપતી ઘડવાજી
દીધી સીખને દ્વારે થાપી, જેઠા નાવણુ કરવા ॥ પ્રથમ ॥ ૧ ॥

વન પરવતથી શીવજી આવ્યા, ગુણપતી લાગ્યા લડવાજી
કોપે શ કર ફરસી લીની, કાટે શીશ નહી જડવા ॥ પ્રથમ ॥ ૨ ॥
આગ્મે ઉભીયા દેખ્યા ગણપતી, ફેર કર્યો મહાદેવાજી
કરો સજીવન કોપી જવાના, માતાજી બેઠા મરવા ॥ પ્રથમ ॥ ૩ ॥
બ્રહ્મા વીષ્ણુ ક્રોડ તેત્રીસે, આગ્મે આવેના હે જી
ગજકો શીશ ગુણપતકો કરીયો
ક્ષત સી દુર સેવ ચડવા ॥ પ્રથમ ॥ ૪ ॥
આયુધ ફરસી કેશર તીલક, મુસા વાહન ચડવા હોજી
ધુપ દીપ આરતી ઉતારી, પાચ લાડુ પુજા ધરવા ॥ પ્રથમ ॥ ૫ ॥
સર્વ દેવઅગ્ર દેવકી પુજા, વીનાદીક આર ભવા હોજી
પુજન સુમરણ પેલે કરે, તેને વીઘન દીયો નહી પડવા ॥ પ્ર ॥ ૬ ॥
તીનુ દેવને ક્રોડ તેત્રીસે, સર્વ પહલો થાપેવા હોજી
કહે ખત્રી જીવો ગુરૂ મોગર ચરણે,
થાવો પગ્સન દુ ખ દળવા ॥ પ્રથમ ॥ ૭ ॥

* * * * * *

મુંદ્રાના ભજન પદ પહેલું

ઉન્મુનીકે બજારમા કાઈ, ઝનમન જોતુ અપારહો
સુખમણાએ સેજ ઘરમાહે, નીરખત ભયેમે નીહાનહો ॥ ટેક ॥
અધર દનીચા અધર સી હાસન, અધર ખેલ નીરાધારહો
અખ ડ રાસ બેનતહી અખ ડીત, નેણુ કમળસે નીહારહો ॥ ૧ ॥
મણી માણીક મોતી લુગે, હીગ્લા ઝનકે અપારહો
સતગુરૂ દ્રષ્ટ દેખીયે ભાઇ, ત્યા માયા કર્મ નહી કાનહો ॥ ૨ ॥
ઝીણા રાગની ઝાનરી વાગે, માહી મોરની કરે મનારહો
રણ ઝણ વાજા ગેબી વાજે, તુરીયાએ એકતારહો ॥ ૩ ॥

ત્રણે ગુણથી તે પદ નીરાળું, પાંચ તત્વથી પારહો
સતગુરૂ કૃપાથી પામીએ, તો થાએ ફેરાથી પારહો ॥ ૪ ॥
એણે મારગે અનેક સંત ગીયા, ઠરીને બેઠા એક ઠાગેો
ચારે ખાણુયું ચુકાયું ભાઈ, કાપ્યું કરમનુ જાળો ॥ ૫ ॥
વેહેતે પુરથી વાગીને લીધા, એવાં અમરથ ગુરૂ મોરારહો
જીવો કેહ મુને ચરણમા રાખ્યો, તેનો નહી ભળાય થીર ભારેો ॥ ૬ ॥

*    *    *    *    *    *

## પદ બીજું

સતગુરૂ મળીયાં તેના કારજ સરીયાં, પુનરપીથી થીયા પારહો
બેટ લ્યો ભવસીંધુ કેરો ભાઈ, રહ્યા સ્વરૂપા કારહો ॥ ટેક ॥
પીત્યાકેરે ઓદરથી ઉતર્યાં ભાઈ, નહી માતાનો સીર ભારહો
માતા કેરા માવતરનો ભાઈ, કર્યો વીસ કુળનો ઓધારહો ॥ ૧ ॥
ઉમર સુધી સેવાયું કીધી, અવગુણ ન લીધો લગાર
ચોવીસ કુળ પીત્યાના તાર્યાં, એવા ભક્ત દીન દયાળહો ॥ ૨ ॥
પીત્રુ રણનો ચેહેર્યું કાપ્યુ, કાટયું દેવ રણની કારહો
પુન્ય પાપનું પાનું ફાડયું, થયા કર્મ ભમંથી પારહો ॥ ૩ ॥
ગુરૂ રણનો માથે ચઢાવી લીધું, તેનો ઉમર લગી થીર ભારહો
આ દેહી અરપણ કરી સેવા કીધી, કંકર કીધો કાવહો ॥ ૪ ॥
બ્રહ્મા વીષ્ણુંને દેવ સઘળા, ઉલટી ભરે ભક્તુની પાળહો
શંકર સરખા સરાહે દરશનને, ત્રીલોકી કરે નમસ્કારહો ॥ ૫ ॥
સતગુરૂ ચરણનો મહીમાં એવો, તુરીક રંક થીયા પારહો
જીવો કે મેં એ પદ જાણીને, સમર્યા શ્રી ગુરૂ મોરારહો ॥ ૬ ॥

## પદ ત્રીજું

ખેચરીમાં ખેલ ખરો ભાઈ, ભુચરીમા કરો ભાળહો
ચાંચરીમેં ચૈતન નીરખો, એ ઉન્મુનીને આધારહો ॥ ટેક ॥
ધુમર સરખો ભાસ ધણીનોને, જીવન જુગના આધારહો
છાંયા માયા ત્રીયું વેણુ ભાઇ, નહી વાણી તણો વાસ્તારહો ॥ ૧ ॥
એધાંણુથી આથેરહાને, પરખ્યાથી છે પારહો
બોલી વીણા બોબહાઈ તો, બોલે છે બાવન બારહો ॥ ૨ ॥
તુરીયામાંતે બોલીને સમઝીને, અગોચરીએ એકતારહો
અનંત સીધુ ગરજતા ભાઇ, વાજા વાગે અપારહો ॥ ૩ ॥
દેવ દરશાને આતમ પરશી, અરસ પરસ એકા કારહો
ભ્રાંત્યું ભાંગીને જોયું જાગી, મલ્યા સતગુરૂ સાક્ષાતકારહો ॥ ૪ ॥
કેહેણી કરણી કરીયા છુટી, રેણી રસના બારહો
ગુંગા કેરી ગુપ્ટીરે ભાઇ, એતો ગુંગા સમઝણ હારહો ॥ ૫ ॥
આંધળો દેખે ને બેરો સાંભળે, હુઠો ભાંગે તાળહો
જીવોકે જેને સતગુરૂ મલ્યા ભાઈ, તેના મતા અગમ અપારહો ॥ ૬ ॥

*     *     *     *     *     *

## પદ ચોથું

અગાધ મતાં કોઈ અનુભવી કેરાં, તેમા નહી વીચારા વીચારહો
જીવન મુક્તા જે ઘરમાણે ભાઇ, તે ઘર અગમ અપારહો ॥ ટેક ॥
તે ઘર પોત્યા તેતો તરીયા ભાઈ, જુગમાં નાવે કોઇ કાળહો
લુણ મલ્યું મહા સીંધુમાં ભાઇ, તે તો થયું એકાકારહો ॥ ૧ ॥
મરને પરલે કેરા સુરજ તપે, તોય ત્યાં ન લાગે ઝાળહો
એકવીસ બ્રહ્માડે જળ ચડે, તોય ત્યાં ન પોંચે વારીહો ॥ ૨ ॥
ઓગણુ પચાસ વાયુ આફડે, તોય ત્યાં પવન ન લાગે લગારહો
અનભે પદને અનુભવે ભાઈ, તો કેમ કરી પોંચે કાળહો ॥ ૩ ॥

સતગુરૂ કેરી સાનમાં ભાઈ, કોઇક વીરલે લીધા વીચારહો
દયાળ ગુરૂના દલ રીઝાવીને, અમૃત પીધાં અપારહો ॥ ૪ ॥
મહાપદમાં મુક્તા રહ્યા માલે છે, ખેલ એ છે નીરાધારહો
જીવો કે તે મેં જાઉં બલીહારી, મુને મલ્યા ગુરૂ મોરારહો ॥ ૫ ॥

* * * * * *

## ચુંદડી.

નીરગુણ નાથની ચુંદડી, અનુભવી ઓઢવા બેઠા
ઓઢી તે અમર થયા, ભવમાં ફરીને નૈ પેઠા ॥ ટેક ॥

નથી વણી નથી વાવરી, નહી રંગનારે રંગી
જેને ઓઢાડી સતગુરૂજીએ, તે નર આપે અસંગી ॥ ૧ ॥

વાવનારે વાવી નથી, નહી કાંતનારે કાંતી
તાણો વાણો તેને હાથ છે, નહીં તેમાં તંતુકે તાતી ॥ ૨ ॥

ચુંદડી ચાદે લોકમાં, ઝલ મલ ઝલકાંણી
વાર વાર વાકો આવેનહી, વીધ વીધ વીરણે જાણી ॥ ૩ ॥

જાણી તે જુગમાં આવે નહીં, એ નરબે ઘરની નીસાંણી
તાપ ત્રીવીધીના ત્યાં નહી, અંબે પદની ઓળખાણી ॥ ૪ ॥

અઘાટ ઘાટડી નહી ઘાટમાં, એતો છે આદને અનાદીની
જેને માલમીક સતગુરૂ મળ્યા, તેની દ્રષ્ટે દરસાણી ॥ ૫ ॥

અણુ અણીકારની ચુંદડી, એહેજ ઘરમાં સમાણી
અહીત અનોપમ અમાપ એ, નીત નીત નવા નવા રંગની ॥ ૬ ॥

આદ અનાદની ચુંદડી, જુગ જાતાં નહી જાવે
ગુરૂ મોરાર પ્રતાપે મગન થઇ, દાસ જીવો જસ ગાવે ॥ ૭ ॥

## ચુંદડી બીજી

ઓઢોને અનુભવી ચુંદડી, બહુ વીધે બની બનેલી
આવા ગમન નહી ઓઢતાં, સુરતી સ્વરૂપે ભેળી ॥ ટેક ॥
સતગુરૂ ચરણુ સેવી કરી, અંગ સંગ કરવી એક તાઈ
લહેરે મેરે લક્ષ લીજીએ, કર્મા ન રહેવે કાંઇ ॥ ૧ ॥
વાચ કાચ વરતી વસકરી, ગુરૂ બ્રહ્મ એકજ લેખે
અવનસ રહેવું ઓઝલમાં, હરી વીના બીજું નવ દેખે ॥ ૨ ॥
ચુંદડી ચારે મેલી કરી, પાંચમેં પદ પોંચડાવે
ઓઢતાં અનુભવ અતી ઘણો, જેની જન્મ ન દેખડાવે ॥ ૩ ॥
નીત નીત નવે નવે નેહસું, ઓઢતાં આનંદ કારી
એ પદ છે ગુરૂલક્ષ તણું, એના વીરલા અધીકારી ॥ ૪ ॥
ઘાટડી ઘેરા રંગની, વરણવવી વાણી ન આવે
ઇછે વેદની વારતા, દેહ ધારી નહી ફાવે ॥ ૫ ॥
ફાવી ત્યાં ફેરા નહીં, અક્ષે અમર ઘર જાવે
ગુરૂ મોરાર ચરણે રહી જીવો, ભાખે સો પદ ગુરૂ કૃપાથી પાવે॥ ૬ ॥

*  *  *  *  *  *

## ચુંદડી

ઘાટડી ઘેરા રંગની, અનુભવી ઓઢીને બેઠા
ઓઢતાં અમર થીયા, આતમા ઘર પોતને જઇ પેઠા ॥ ટેક ॥
એ ચુંદડી છે અધાદમાં, જુગતે જોયા જેવી
જોતાં જનમ મરણુ આવે નહી, ભવ ભય તારણુ તેવી ॥ ૧ ॥
નાણે ન મળે એ ઘાટડી, સ પત ચાદે લોકની સોંપે
સેવા કરી સતગુરૂ રીઝાવીઆ, તેને અંગેજ ઓપે ॥ ૨ ॥
અંગ ઓપીને આનંદ વરતીયો, તે બ્રહ્માનંદ કહીયે
સદાય રહેવું સેજ ઘરમા, લક્ષ એણી પેરે લહીયે ॥ ૩ ॥

અણુ વીંધ્યા મોતી લઈ કરી, લઈ ચુંદડીમાંરે ચોડયાં
બહુ વીધ બુટ્ટારે બની રહ્યા, તેજ ત્રીલોકીના મોડયા ॥ ૪ ॥
ચૌદ ભુવન એ ચુંદડીમાં, ચુ દડી ચૌદેથી ન્યારી
ઉગર ભાગીએ ગોતી લીધી, અનુભવે આખે ભાળી ॥ ૫ ॥
ભવના ભય મોચન કરી, મોર છાપ હજુરની માંહી
ગુરૂ મોરાર ચરણે રહી જીવો ભણે, એને મે જાઉ બલીહારી ॥ ૬ ॥

* * * * * *

ચારે જુગમાં ભક્ત થયા, એ ચુંદડીના અધીકારી
ઓઢી અમે પદવી પામીયાં, વહેતી વરતીને વારી ॥ ટેક ॥
પ્રથમ ઓઢી પ્રહેલાદજી, સતગુરૂ આજ્ઞા પાળી
લક્ષ લીધો ઓદર મહીથી, પાંચ ક્રોડને ઓધારી ॥ ૧ ॥
બીજા હરીશ્ચંદ્ર તારા સતી, વીપતે વરજ્યાં નહી લગારી
હરીએ રોહીદાસસ જીવન કર્યો, સાત ક્રોડને લીધા તારી ॥ ૨ ॥
ચોથા બળીરાજા થયા, અંગ હરીને અરપીયાં
બાર ક્રોડ ઓધારીયા, ઘરે વી ઝાવળી રાંણી ॥ ૩ ॥
પાંચમાં શ્રી રઘુનાથજી, સતગુરૂ વચન શીરધારી
અજોધ્યા લે ચઢાવી વેમાનમાં, ઘરે સતી સીતા નારી ॥ ૪ ॥
ચારે જુગના એમ ઓધર્યાં, હજીએ ઓધરમે અધીકારી
ગુરૂ મોરાર ચરણે જીવો ભણે, આ ચુંદડી જોયા જેવી ॥ ૫ ॥

* * * * * *

હે વીરા આદે અંતે મધે, સતગુરૂ સાચા
જેની વાણી અવીચળ વાચા ॥ ટેક ॥
હે વીરા તરણુ તારણુ ને, અધમ ઓધારણુ
ઈ જીવ પણાને જાયા, હે વીરા જીવપણું
જાચીને બ્રહ્મ રૂપ કરતા, જેમ કીડા ભ્રંગ થાય સાચા ॥ ૧ ॥

હે વીરા કાષ્ટ મથ્યાથી જવાળા પ્રગટાય છે
ત્યારે કાષ્ટ બળે નરેવે કાયા, હે વીરા સતગુરૂ મળે
જીવ પણાને જારે, આપ સમા કરે લઇ સાચા ॥ ૨ ॥
હે વીરા અસંખ જુગનો, જીવ જુદો પડીયો
તેને એક મેક મેળાવે, હે વીરા સાન વતાવી લક્ષ દેખાડે
નીરાધાર ઓળખાવે ॥ ૩ ॥
હે વીરા ભ્રાંત ભેદ ભ્રમના મટાડે, એને નીરંતર નજરે આવે
હે વીર સાચે સેવા સુમરણ કરીયા, તે જુગ જોનીમાં નાવે ॥ ૪ ॥
વીરા ગુરૂ ગોવીંદ ગોવીંદ ગુરૂ જાણો,
તે આપે આપમાં સમાવે, હે વીરા કારજ કારણ એકજ જાણો
ત્યારે દુતીયા નજરે નાવે ॥ ૫ ॥
હે વીર જેમ સુરજમાં લીન ભયા તારા,
તેમ અખંડ જ્યોતુંમાં સમાવે, હે વીરા દોય કર જોડી
દાસજીવો જસ ગાવે, ગુરૂ મોરાર ચરણમાં ચીત લાવે ॥ ૬ ॥

* * * * * *

હે વીરા મહા મારગે ચાલો, બીજા આન મારગ ખાળો
હે વીરા તો તમે સેજે, અમરા ઘર માલો ॥ ટેક ॥
હે વીરા મારકંડ પુરાણમા, મહાતમ ઘણું લખીયું
તેમહાબીજ મારગ તમે ઝાલો, હે વીરા જેવુ લખ્યું છે
તેવા ધ્રમને પળો, એવી સાધુની રહેસ લઇને હાલો ॥ ૧ ॥
હે વીરા વાચકાચ મનને વસ કરી રાખો
ટેક ભજનની પુરણ પાળો, હે વીરા મારકંડ રૂખીએ
મારગ માડવને બતાવ્યો, એ મારગે સુખે કરી હાલો ॥ ૨ ॥

હે વીરા નીરાધાર નીસાણે, નામને ઓળખાવીયા
એવી જળ હળ જ્યોતુ જોવા હાનો
હે વીરા નેણે નીરખી નીરમળ થાગો,
કર્મ અસ ખ જુગના ભાગો ॥ ૩ ॥

હે વીરા સતગુરૂ સેવાથી નર નકલ ક નીપજ્યા
એ મારગ નીઝારી નીશ્ચે પાગો,
હે વીરા ખાવો ખરચો વીગતે વાવરો,
સતગુરૂ ચરણુ રૃદામા ધારો ॥ ૪ ॥

હે વીરા સતસ ગ સેવા લાભ એણી પેરે લેવા,
વસ્તુ વીચરીને સ ભારો, હે વીરા કાયે ઘરથી આવ્યો
ને કાયે ઘર જાયો, તે ઘરને તમે નીયાગો ॥ ૫ ॥

હે વીરા પુરણુ પરસાદી સતગુરૂની પાઈ
જન્મ મરણુ ફેરો ટળીયા, હે વીરા દોય કર જોડી
દાસ જીવો ગાવે, ગુરૂ મોરાર ચરણુ ચીત ધરીયે ॥ ૬ ॥

* * * * * *

હે વીરા નજીયા નીરખો તો તમે નીજ પદ પામો
સુફળ કરીલ્યો આ જામો ॥ ટેક ॥

હે વીરા સતગુરૂ સેવો, સાધુને સુખ દેવો
કેવળ કમાયુ કામો, હે વીરા મનુષ્યા જ નમનો એ લાવો છે
વીષય વાસનાને વામો ॥ ૧ ॥

હે વીરા ચીત કરો ચોખા દયા દીલમા આણો
મનમા કરીસ બીજામો, હે વીરા ભામે ચડયા તો
ભવમા ભટકસો, દીલમા દુભધાનો જામસે જામો ॥ ૨ ॥

હે વીરા નીરાધાર ભાળો તો, જામેલ જામો ટળસે
સનમુખ સાહેબો છે સામો, હે વીરા અટલ અભંગીને
ઉન્મુની આસન, નીરાલંબને જઈને નમો ॥ ૩ ॥
હે વીરા દેવદરસ્યાને આતમ પરસ્યા, અરસ પરસ એમ રમો
હે વીરા તીરથ વ્રતને ખટપટ ખારી, સદ તપસાએ દળ્યું દમો ॥ ૪ ॥
હે વીરા અરસપરસ રહો આદુ ધરમમાં, પળે પળે નમણુ નમો
હે વીરા સેવો પુ જો સાચે દીલથી, તો ગુરૂ પરસાદી પામો ॥ ૫ ॥
હે વીરા કર્મ જાળ જાળું વાસનીક બાળ્યું
કમાયુ કમાવો ભવ બે વાંમો, હે વીરા ગુરૂ મોરાર,
ચરણે રહી જીવો ભાંખે, હું તો ગુરૂ ચરણુ રજથી પાંમ્યો ॥ ૬ ॥

* * * * * *

હે વીરા બ્રહ્મ નીરાધારથી, જીવ જુદો પડીયો
ત્યારે બ્રહ્મા એ ઘાટે ઘડીયો ॥ ટેક ॥
હે વીરા માયામાં મુકયો, ઘર પોતાનું ચુકયો
ત્યારે ઓદરમાં અથડાયો, હે વીરા લક્ષ ચોરાશીને
ધકકે ચડીયો, કર્મ ભર્મમાં ખુબ જડીયો ॥ ૧ ॥
હે વીરા અસંખ જુગ ગયા એમ વીતી
પણ મુળગો મરમ ન જડીયો, હે વીરા સીંધુ પદ મુકી
સીંધવમાં ભળીયે, એમ મુળ હીણો માયામાં પડીયો ॥ ૨ ॥
હે વીરા જળની અ પ્રાપ્તીએ જુગમાં ફરે છે
જળ મળે સીંધવ ટળીયો, હે વીરા ગુરૂ મળે જીવપણું જુદુ કરે
જયારે જીવ સતગુરૂને વરીયો ॥ ૩ ॥
હે વીરા નીસાણુ બાળ્યું, નીજ પદ ઓળખાવ્યું
દ્રષ્ટે કર્યો બ્રહ્મ રસ દરીયો,
હે વીરા દરીઓ દેખાડયો ને ડુગડુગો ભાંગ્યો
જીવ તે બ્રહ્મમાં ભરીયો ॥ ૪ ॥

હે વીરા નામરૂપ ગુણ સગળા મટીયા
મહે અમર ગુરૂવે કરીયો,
હે વીરા સંત ધનધન સતગુરૂ સાહેબ
શીષ્ય ચરનુંમાં પડીયો ॥ ૫ ॥
હે વીરા સુફળ અનત જનમ કરીયા
મોહ માયાથી ટળીયો, હે વીરા મોરાર ચરણે જીવો ગાવે
એવા સંતોથી મન મળીયો ॥ ૬ ॥

* * * * * *

હે વીરા નાથ નીરંજન, નીરાબંબ ગુસાંઈ
તે નેણે નીરખી કરીયે ઓળખાઈ ॥ ટેક ॥
હે વીરા સેવા કરીયે, સાચા સત ગુરૂની
એકતા અંતરમાં લાઇ,
હે વીરા આદેહી અરપી ચરણુંમાં રહીયે
તો તરત રીઝે ગુરૂ રાઈ ॥ ૧ ॥
હે વીરા સતગુરૂ દયાળ દયાના સીંધુ, સેજે દીયે સાન બતાઈ
હે વીરા અનંત જુગની ઓળખાણું દઇને
દીયે ભવ સાગર ભુલાઈ ॥ ૨ ॥
હે વીરા બ્રહ્મ ભુલીને જીવ થઈ રીયો છે
એની ગાંઠ ગાઢી ઘેરાઈ, હે વીરા જીવ પણે જોનીમાં ફરેછે
ધકા ચારે ખાંણીયુંમાં ખાઈ ॥ ૩ ॥
હે વીરા ચારે ખાણુનાં જીવ લક્ષ ચોરાસી
તે મેટણ વાળા ન કોઈ, હે વીરા મેટણ વાળા તો એક સતગુરૂ છે
તેને મળીયે શીશ નમાઇ ॥ ૪ ॥

હે વીરા નારદને જ્યારે, ઢીમર ગુરૂ મળીયા
ચોરાશી એક પલમાં ત્રોડાઈ, હે વીરા એવું શરણું સતગુરૂ કેરૂં
દીયો ચરણે શીશ નમાઈ ॥ ૫ ॥
હે વીરા ધન્ય સતગુરૂ ધન્ય શરણાને, જો મળી કરીયે એકતાઈ
હે વીરા જીવો કે મેં ગુરૂ મોરાર ચરણ ગ્રહ્યા
હવે કહું છું ગાઇ બજાઇ ॥ ૬ ॥

* * * * * *

હે વીરા નજીયા તો નીરાધાર ધાંમે
સતગુરૂ સેવાથી એ પદ પામે ॥ ટેક ॥
હે વીરા ઉમર સુધી અંગ અરપણ કરીને
એ કેવળ કમાયું કામે, એ વીરા મહા વરતીના મુનીવર વીરા
મન ચીત ચરણું માં સામે ॥ ૧ ॥
હે વીરા વાચ કાચ વરતી ન ડોલે, મન વરત્યું એમનુ ઠામે
હે વીરા એવી રહેસ સતગુરસુ પાળે
ત્યારે સાંન આવી કરે અનામેં ॥ ૨ ॥
હે વીરા અજર અમર અલ મ અવીનાસી
પરે ઓળખાણું ગુરૂ ગમસેં
હે વીરા નજરે નીરખ્યા, તે નર નીહાલ છે
જેની વરતી પહોચી વ્યોમે ॥ ૩ ॥
હે વીરા અગમ અગોચર અપાર અમાપે
તે ગોચર થયા ગુરૂ ગમે.
હે વીરા ગોચર થયાતો ગોને જીત્યાં
નીરખ્યા નીરાધાર સનમુખ સામેં ॥ ૪ ॥
અખંડ જોતુ જાગી ભ્રમણા ભાંગી
ત્યારે જમરા ન પોચે આજ મેં
હે વીરા જ્યોની જનમનો બે ટળીયો ભવ સાગરનું ભય વામેં ॥ ૫ ॥

હે વીરા સાહેબે કરૂણા મહેર કીધી, જોઈ અંતર જાંમે જાંમે
હે વીરા મોરાર ચરણે રહી જીવો ભાંખે
જઈ સુખ સાગરમાં સામે ॥ ૬ ॥

*　*　*　*　*　*

હે વીરા બીજ મારગી તમે બીજને પરખો
તો તરીને ઉતરસો ભવ પારા, હે વીરા તોલ કરીને દીલમાં તોલો
તો થાસે આ દેહ નીરતારો ॥ ટેક ॥
હે વીરા સાધુ સેવો સતગુરૂને ખોળો, તો મળસે ઠીરતાગ
હે વીરા હેતે પ્રીતે હરીજન સાથે, તમે કરોને એક તારા ॥ ૧ ॥
હે વીરા એવા છે વસ્તુના વેપારી, એતો વોગ્ને વોરાવે
હે વીરા જીવ ગરજ ગરાગની દેખે, અનુભવ અમી દેનારા ॥ ૨ ॥
હે વીરા શીરને સાટે સેવક લીયે છે
એવા અજર પદવીના દેનારા
હે વીરા લીધા લક્ષ થયા નીરપક્ષ
એ માણે મોજ્યુ નીરાધારા ॥ ૩ ॥
હે વીરા હરતા ફરતા હરીને ભાળે, થયા દેવ દ્રષ્ટી વાળા
હે વીરા કર્યાં કર્મને કોરે કરીયા, કાપ્યા પાપના જાળાં ॥ ૪ ॥
હે વીરા અહોનીસ અતરમા એ આધારા, દયા સાગર ભ ડારા
હે વીરા ગુરૂ મોરાર કૃપાથી જીવો ગાવે
એના ધન્ય ઓદર અવતારા ॥ ૬ ॥

---

હે વીરા નજીયા વીનાના નર શું કમાયુ કમાસે
એતો ખાસડા જમ હાથે ખાસે ॥ ટેક ॥

હે વ રા મન ન મુ ડાવ્યુ ને માથુ મુંડાવ્યુ
એના કારજ કઇ પેરે થાસે
હે વીરા વેશ પેહર્યો પણ દેસ ન આવ્યો
એતો ઉલટા ફજેત ઘણું થાસે ॥ ૧ ॥
હે વીરા ભક્તી કરે પણ નજર ભગમા
જેટલે જોસો તેમા જન્મ ધરાસે
હે વીરા પાણી વલોવે માખણ નહી નીપજે
એતો દુધમાથી ઘ્રત થાસે ॥ ૨ ॥
હે વીરા મન મુ ડાવ્યુ તેના તન ર ગાણા
દીન દીન અધીકો ચડતો જાસે
હે વીરા પ્રેમ ખુમારી પલે પલે અદકી
એણે નીઝાર્ગ વરતી કેવાસે ॥ ૩ ॥
હે વીરા સ ત સતગુરૂની સેવામા સ્નેહ કરસે
સામા સનમુખ પગલા ભરસે
હે વીરા નીરાધાર નજીયાને તે નીરખસે
અખંડ જ્યોત જલ બંબ જોસે ॥ ૪ ॥
હે વીરા વહેતી વરતી વસ કરીને, એ લાવ નજીયાના લેસે
હે વીરા મહા મારગે એવા મુનીવર ચાલ્યા
ઉલટા જમ એથી ડરસે ॥ ૫ ॥
જીત્યા દાવો જન્મથી ટળીયા, હવે હામી શુ ભરસે
હે વીરા ગુરૂ મોરારની કૃપાથી જીવો જસ ગાવે
એની વધાઇયુ રેકુ ડમા પડસે ॥ ૬ ॥

* * * * * *

હે વીરા નજીયા ઘરસે, કોક નુરી રહેસે
તેની ગત કેમ રેસે છાની, હે વીરા નીરાધાર પદ નીરખીને રહેવે
લીધુ મન કમ વચને માની ॥ ટેક ॥

હે વીરા સતગુરૂ, એવી અ તર ભેદ લીધા
એ વીર વળગ્યા નીજ નામે,
હે વીરા વાણીથી વરજીત સમજ્યા
તેની પરસદ કેમ રેસે છાની ॥ ૧ ॥
હે વીરા જેરે સમજ્યા તે, અ તરમા સમાવે
એ વાત વરણવી નહી જાવે
હે વીરા કથ્યા જેવી આ વસ્તુ નથી, જેમ ગુ ગો ગોળ ખાવે ॥ ૨ ॥
હે વીરા મનમા ગુણે ને મનમા માણે
એતો બાહેર કેમ દરાવે, હે વીરા ખટ ઉરમી ભાગી ઉરથી
ઈવાસનીક લી ગ જનાવે ॥ ૩ ॥
હે વીરા નીરખે હરએને પ ડમા પરખે, એ રસ નેણુા પાવે
હે વીરા એતો વાણીથી વરજીત છે
એ કોકના રૂદામા સમાવે ॥ ૪ ॥
હે વીરાલીધાજેવો લાવ મલ્યો છે, મનને પ્રીછી સમઝાવે
હે વીરા હરતા ફરતા હરીજન સેવે
એની ચરણુ રજ શીર ધારે ॥ ૫ ॥
હે વીરા ચરણુ રજથી, પરતાપ નહી મોટો
એ કોઇક વીરલાને ફાવે
હે વીરા ગુરૂ મોરાર ચરણે જીવો ભાખે
એ ફેરા પ્રથવીમા નહી ખાવે ॥ ૬ ॥

* * * * * *

હે વીરા બીજને ન જાણે તે બીજે મારગે ચાલે
તે દરીઆ પાર કેમ ઉતરસે
હે વીરા નજીયા પ થી વાતે ન ઓળખે
તે તો કેની પેર પાર તરસે ॥ ટેક ॥

હે વીરા સુવાંગ પેરે પણ ધણીને નથી ઓળખતાં
તેના શ્યા નીવેડા થાસે, હે વીરા સતગુરૂ પુરા મલ્યા વીના
ગાફલ ગોથાં બહુ ખાસે ॥ ૧ ॥
હે વીરા ગરજન રહી, ગુરૂ ખોળવાની
તે કારજ શું સધારસે, હે વીરા ગાવું વાવુંને ધાન ધખેડવું
તે કઈ દેહના કર્મ દુર થાસે ॥ ૨ ॥
હે વીરા જ્ઞાન કથે, પણ ગુઢાર્થ ન સમજે
એવાં આંધળા ભીંત થઇને ફરસે
હે વીરા વીવેક વહોણુા કંઇ વગતયુન જાંણે
એને નહી કઇ તરવાની આશે ॥ ૩ ॥
હે વીરા વીવેકી પુરૂષને તો વીગતે જેવું
અસાર તજીને સારની આસે
હે વીરા પુરા પરખીને પદને ગ્રેવું
જેથી આપણા કારજ થાસે ॥ ૪ ॥
હે વીરા સેવી પુંજીને સાનું લેવી
લઇને તોલ કરીને તપાસે, હે વીરા કારજ સારે ને ખજને ભાળે
કર્યાં કર્મ સઘળા બળસે ॥ ૫ ॥
હે વીરા અજે ઘર, પોત્યા નીરભે ઘર મલીયું
અવર ન રહી કોઈ આસે, હે વીરા ગુરૂ મોરાર પ્રતાપે જીવો ગાવે
એવા સંત અમરાપર વાસેં ॥ ૬ ॥

* * * * * *

હે વીરા નીરાધારમેં કોઇક વીરલા વીરા
ઈ ગહેરાને અતી ગંભીરા
હે વીરા હલણુ ચલણુ, અવનીપર ચાલે
પણ મારે આકાશે તીરા ॥ ટેક ॥

હે વીરા નીરમળ દસાંને નીરમળ નેણું
પણ સુરતે પોંચે તે નર શુરા
હે વીરા આઠે જામ આકાશે રહેવું, નેણે નીરખે નુરા ॥ ૧ ॥
હે વીરા તત્વ સમાસને સરવે દેખે, એને સતગુરૂ મલ્યા છે પુરા
હે વીરા જળહળ જ્યોતુ જરાબંબ ઝલકે
તેમા એક મેક ભરપુરા ॥ ૨ ॥
હે વીરા નેણે નીરખે ને અ તર પરખે
એ હકમી બંદા હજુરા, હે વીરા દીનદીન સ્નેહ અધીક વધારે
એવા કરણી કમાયુના પુરા ॥ ૩ ॥
હે વીરા દેવ દરસ્યાને આતમ પરસ્યા
કુકર્મ દેહના થયા દુરા
હે વીરા નીરમળ થઇને, નારાયણુ નીરખે
જેને પડળ થયા છે દુરા ॥ ૪ ॥
હે વીરા મનુશા જનમની મોજુ માણે છે
એવા પ્રેમ ભક્તીમા પુરા
હે વીરા સેવાયું કરે તેના કારજ સારે
ગ્યાની વીગ્યાની વીવેકી વીરા ॥ ૫ ॥
હે વીરા ચારે વરગી તેને મુકીન આવે, પુગાડે ઠેઠ હજુરા
હે વીરા કર્મનુ જાળ કાપી નાખ્યુ નીરમળ નીરખે એ નુરા ॥ ૬ ॥
હે વીરા આતો વાત સમઝીને કહી છે
એ સમઝીને ઝીલસે કોક શુરા
હે વીરા ગુરૂ મોરાર ચરણે રહી જીવો ભાખે
એ સત મળ્યે થાસે એધારા ॥ ૭ ॥

હે વીરા છેલો જન્મ જે પુરૂષનો હોસે
તેને આ વાતુ ચીત વસસે
હે વીરા બીજાને તો આ બોલીયે નહીગમે
એ ટાળા દઈ દઇ ટળસે ॥ ટેક ॥
હે વીરા જેમ ઘરમાં રીસાઇ બેઠો
તેને પંચામૃત પીરસસે, હે વીરા તેમ તેમ અક્કો મરડાસે
પછે ધુડ મોઢામાં પડસે ॥ ૧ ॥
હે વીરા આંધળો દીસાએ વાડામાં ગ્યો છે
એ કીયે પરકારે નીકળસે
હે વીરા બારણું આવ્યું ત્યાં ખંજોળવા માંડયો
એમ બાથુ ભવાટવીમાં ભરસે ॥ ૨ ॥
હે વીરા સતગુરૂ મળસે તોય શીષ્ય નહી પતીજે
એના આગ્રુ આડા ફરસે
હે વીરા કર્મ નાહીણાને કુબુધ્ધી ઉપજે
અભાગી સતગુરૂને શું મળસે ॥ ૩ ॥
હે વીરા એવા કુટીલ જીવ અનેક ફરે છે
જઈ ખાણ્યું ચારે ભરસે
હે વીરા ભુતની છાયામાં ભુતજ થાય છે
તો સતગુરૂનો પંઝો કેમ ફરસે ॥ ૪ ॥
હે વીરા બગાસું ખાતા સાંકર મોમાં પડી
તેતો ચાવી સ્વાદ લેશે
હે વીરા તાળી ઠોકતાં કાલ કાગડો હાથ આવ્યો
ડાયો હસે તો દબાવી દેસે ॥ ૫ ॥
હે વીરા આતો વાતુ અનુભવીને કે છે
જે કોઇ પળે પળે સંભાળસે
હે વીરા ગુરૂ મોરાર ચરણે જીવો ભાખે
એતો વેરાગ વાન ઉધરસે ॥ ૬ ॥

હે વીરા નીઝાર વરતીના કોક વારલાજ થાસે
તેને દેખી જમડા દુર પળાસે ॥ ૨૬ ॥

હે વીરા પ્રથમ સતસંગ સંતની સેવાયું કરસે
પછે સતગુરૂ ચરણુ ગ્રેસે
હે વીરા આ દેહી ગુરૂને અરપણ કરીને
સ્નેહે સેવાયું કરસે ॥ ૧ ॥

હે વીરા અંતરમાં વાલબ્યું અધીક રાખીને, વચના મૃત પીસે
હે વીરા દીલની દુવધા દુર કરીને
ગુરૂને નીરખી નેણા ભરશે ॥ ૨ ॥

દયાળ ગુરૂના દીલ રીઝાવીને લીધાં
એને સહેજ ઘરની સાનું મળશે,
સાનુંમા જોયાને મનમાં ખોયા, અટલ પદવીને વરસે ॥ ૩ ॥

હે વીરા અધર દરીઆ સુભર ભરીયા
નાહી નીરખીને નેણા સરાહએ
હે વીરા કોટી જનમનાં કુકર્મ બળીયાં
એતો સહેજે બ્રહ્મ રસ પીએ ॥ ૪ ॥

હે વીરા અસંખ જુગનો જીવ ઘર ભુલ્યો તો
તેને સેજે પોતાનું ઘર જડસે
હે વીરા ઘેલ જડોને પંથ ગયો ખુટી
હવે ફરી પંથમાં કોણુ પડશે ॥ ૫ ॥

હે વીરા ઠરીને ઠામે સ્થીર થઇ બેઠા
હવે નીશંક ઘર મોજ્યુ કરસે
હે વીરા ગુરૂ મોરારની કૃપાથી જીવો જસ ગાવે
રથા નીરાધાર દરશન કરસે ॥ ૬ ॥

હે વીરા સાનુ સતગુરૂના ઘરની એવી
એતો અમરા પરથી આધી
હે વીરા સતગુરૂ કેરી કોઇક વીરલા જાણે
જ્યાં રતીએ ન મળે વીયાધી ॥ ટેક ॥
હે વીરા જેને મલી હોયતે માંણે
બીજા મરને ફરે થઈ ત્યાગી
હે વીરા જોગ ભોગ બંધ ને મોક્ષ
એને સુપનામાં નહી છે અનુરાગી ॥ ૧ ॥
હે વીરા ખટ શાસ્ત્રને અઢાર પુરાણે
વેદ શાસ્ત્રમાં નથી વળગી
હે વીરા ગ્યાન ધ્યાન ને વેદાંતથી બારી
એને સમઝે કોઇ નર નારી ॥ ૨ ॥
હે વીરા તીર્થ વ્રતને તપસાયુ કરે છે
દાન પુન્યને જાગ જગ્ન, હે વીરા જ્ઞાન વીજ્ઞાને રહેણી કરણી
એથી સત ગુરૂનું ઘર દુર રહેશે ॥ ૩ ॥
હે વીરા કર્મ કાળની ગતી ત્યાં નહી પોંચે
ચારે અવસ્થાના ચારા, હે વીરા અખંડ અનામીને અમાવે
નીશંક નીરમળ નીહાળ ॥ ૪ ॥
હે વીરા નીરાધાર નીરાલંબ નીરંતર
અધર ઝલકે છે અમૃત ધારા
હે વીરા જ્યોતયું જલ બંબ અવનસ રહેસે
રૂપ વર્ણ અક્ષરથી બારા ॥ ૫ ॥
હે વીરા એ સતગુરૂનો દેશ વર્ણવ્યો
સેવા કરો તો ઉતરો ભવ પારા
હે વીરા અકથ વસ્તુ દાસજીવો ભાંખે
મુને મળીઆ દેવ મોરારી ॥ ૬ ॥

હે વીરા આ વાતુ કોક વીરલા પતીજે
જેનો જન્મ છેલ્લો હોસે ॥ ટેક ॥
હે વીરા પ્રથમ સતગુરૂની સેવામા વળગસે
મુખ વચન શીર ધરસે,
હે વીરા અ ગ અરપણ કરી આજ્ઞામા રહેશે
કુમાણી એણી પે રે ડરસે ॥ ૧ ॥
હે વીરા દયાળ ગુરૂના દીલ રીઝાવી
લક્ષ અલક્ષ જેનેસેવો
હે વીરા લક્ષ લખને લૌ લીન થઈ રયા છે
તેને સુઝ અગમની પડસે ॥ ૨ ॥
હે વીરા અગમ અગોચર વસ્તુ અપાર
તેમા અવનીસ ચીત પોરવસે
હે વીરા પુરણ બ્રહ્મ મળીયા કલેસ કર્મ ટળીયા
હવે ગોચરનુ ગોચર રહેસે ॥ ૩ ॥
હે વીરા નીરાધાર નીરખ્યા અતર પરખ્યા
એ સેજ ઘરમા સમાસુ કરસે
હે વીરા નીર'તર રહ્યા નીજ રૂપ આગળ
એ અખ ડ પુરૂષને વરસે ॥ ૪ ॥
હે વીરા મહાતેજ અખ ડ અજવાળુ
એમા રહ્યા વીલાસુ કરસે
હે વીરા જ્યોની જનમનો ભય ટાળ્યો
એતો અક્ષય ઘરમા રહેશે ॥ ૫ ॥
હે વીરા મહાસી ધુમા જેમ લુણુ ભલ્યુ'
કોઈ કાળે જુદુ નહી પડશે
હે વીરા ગુરૂ મોરાર ચરણે જીવો જસ ગાવે
એના વેરી વખાણુ કરસે ॥ ૬

હે વીરા અહ' બીજને કોઇક વીરલા ગ્રેસે
તે વેતા પુરમાં નહી વેસે ॥ ટેક ॥
હે વીરા સોનુ' છે છાછીયુ'જી, તેને સાધ્યાનો સેમાન જોસે
હે વીરા એક ફેરા સોધી બીજે ફેરા સોધસે
રેણુ બળે કુ'દન થાસે ॥ ૧ ॥
હે વીરા પાછો સોનારો સુરત કરી જોસે
રેણુ વરજીત મોઘે મુલે વેચાસે
હે વીરા દ્રષ્ટ પદારથ જેજે કહીયે
એ એક બીજાથી ઉપજસે ॥ ૨ ॥
હે વીરા જેથી ઉપન્યા તેની કરો સોધ'
એકુકાથી એક નીપજસે
હે વીરા આપ સોધી સોધી સવે'ને જોજે
છેક રહ્યુ' તે અહ' બીજ કેવાસે ॥ ૩ ॥
હે વીરા તમે તમારૂ' રૂપ એણી પેરે ઓળખો
ઓળખ્યા વીના આનંદ કેમ થાસે
હે વીરા હાથી આવરદા મનભોળેમ ગમાવો
પાણી હથેલીમાથી વહ્યુ' જાસે ॥ ૪ ॥
હે વીરા જુગતે જાગીને જુવો તપાસી
કયાથી આવ્યા કયા જાસો
હે વીરા સતગુરૂ ખોળજો, એ ઘર ઓળખાવે
તારે' નીશ્ચે નીસ્તારો થાસે ॥ ૫ ॥
હે વીરા ઘરે પુગો તો પંથ સઘળો ખુટે
આવા ગમન મટી જાસે
હે વીરા ગુરૂ મોરારની કૃપાથી જીવો જસ ગાવે
ગુરૂવીના આપદ કેમ મળસે ॥ ૬ ॥

હે વીરા અધર અવાટે મારા સતગુરૂ બેઠા
આપણે વાણોતર થઇને વણજુ કરીયે ॥ ટેક ॥
હે વીરા મણી માણેક મોતીડા વોરીયે
રૂડા હીરલાની વણઝ કરીયે
હે વીરા ઘરાક મળે તો આ મોઘા મુલના
આપણે શીરને સાટે લઈ દઇએ ॥ ૧ ॥
હે વીરા લેનારા જો સચીયારા હોસે
તો પુછવા કોઇ પાસે નહી જાસે
હે વીરા ગુપત વોરમો તો પ્રગટ થાસે
એની ફોર્યું ચૌદ લોકમા જાસે ॥ ૨ ॥
હે વીરા એ વસ્તુ મારા શીરને સાટે
અ તર ઊંડી દબાવી દઇએ
હે વીરા પેટી પેટારા હોયતો ચોરનો ભય લાગે
આપણી નજરૂ આગળ રાખીયે ॥ ૩ ॥
હે વીરા નેણા આગળ રાખી દઇયે હરખી
એ સૌ સુરતે જુગતે કરીયે
હેવીરા મનુશા જનમ ધરવાનો એજ લાવો છે
એ કરીને ઉહા રોએ ॥ ૪ ॥
હે વીરા કાચ કથીરની કોથળીયુ ભરસે
એનો ઘરો ઘર સોદો કરવા જાસે
હે વીરા રાડ રોઠીને ચદરને સાટે
જઈ પરાણે વોરાવસે ॥ ૫ ॥
હે વીરા એવા જગતમા ફ દી ફરસે , જગત ઢેડુ મુત્રમા પલળસે
હે વીરા ગુરૂ મોરાર પ્રતાપે જીવો ભાખે
ભાઇ એ બુડેલ તો જરૂર બુડાડસે ॥ ૬ ॥

હે વીરા તરેલ તારસે ને બુડેલ બુડાડસે
એની જોઈ જોઈ સંગત્યું કરજો ॥ ટેક ॥
હે વીરા પવન નીરલેપ કેવાય છે, પણ ઢેઢ વાડાને વાસે
હે વીરા ફુલ વાડામાં જાસે તો, એ વાસ ફુલની દેસે ॥ ૧ ॥
હે વીરા મોચીની પેઢીએ અમથા ઉભા રઈયે
ઘડીક ગાંધીને હાટે બેસે, હે વીરા લેવુ દેવુ બેઉનું નથી
પણ સુવાસના સુખ લેસે ॥ ૨ ॥
હે વીરા સાધુને સંગે સાધુ કેવાસો
એના અંતસ્કરણ ઉજળા થાસે
હે વીરા લક્ષ લેવો હોયતો સાધુમાં મળજો
જેથી જનમ મરણ ભય ટળસે ॥ ૩ ॥
હે વીરા શુલ સંગે બેસસો તો શુલ કેવાસો
ઉલટી બુધ્ધી ત્યાં હેરાસે
હે વીરા કરી કમાણી એના આગલા જનમની
એક પલમાં નાસ થાસે ॥ ૪ ॥
હે વીરા સંતનો સંગને હરી કથાથી
વધત વધત વધી જાસે
હે વીરા જ્ઞાન પામસો ને ગોવીંદ મળસે
જનમ સુફળ થઈ જાસે ॥ ૫ ॥
હે વીરા શુલની સંધે ખલ બુધ્ધી થાય છે, ફઈ વીકારે ભરાસે
હે વીરા નીત નીચ બુધ્ધી નરસું કેવરાવે
એતો ઘટત ઘટત ઘટી જાસે ॥ ૬ ॥
હે વીરા ધન્ય સંતુને કઈકને તાર્યા
એના જસ વેદ પુરાણે વંચાસે
હે વીરા જીવો કે ગુરૂ મોરાર ચરણ રજથી
જેની પાવળ લેતાં પાવન થાસે ॥ ૭ ॥

હે વીરા તર્યા છે તે વીસવાસી વીરા
જેનુ સતગુરૂ ચરણુામા ચીત સ્થીરા ॥ ટેક ॥
હે વીરા આપ કસીને પરમારથ કરસે
એવા હરીજન પોચ્યા હજુરા
હે વીરા દયા મહેર ને હી સાંથી દુરા
એવી કરણી કમાણુના પુરા ॥ ૧ ॥
હે વીરા આપણો સ્વારથ ઈચ્છતા નથી
એ પરમારથી ખ દા સુરા
હે વીરા એ નર ધણીના હકમી હજુરી
જેને ગુરૂ લક્ષ મલ્યો છે જરૂરા ॥ ૨ ॥
હે વીરા દરસ્યા પરસ્યાને કે હરખ્યા
એ નેણે નરખે નુરા, હે વીરા કારજ સાર્યા ને ધ્રુમ્રરસ પીધા
ચરાચર હરીને ભાર્યા ॥ ૩ ॥
હે વીરા કર્યાં કર્મના પોયા ફાડયા, હવે હસે તે જાસે બળી
હે વીરા નર નકલ કી નીરમળ થઇ વરતે
એણે દેવ દરસ્યા હવે નડી દુરા ॥ ૪ ॥
હે વીરા જમ કી કરનો ભે કેદીએ ન લાગે
એથી ઉલટા ભાગે દુરા
હે વીરા જ્યોની જન્મનો જોખો ટાળ્યો
થયા અજન્મા જરૂરા ॥ ૫ ॥
હે વીરા નસ ક ઘર નીરાધારે વરતે
એને પાયા પીયાના પુરા
હે વીરા ગુરૂ મોરાર ચરણે મગન થઈ બોલે
એના દાસ જીવો જસ ગાવે ભરપુરા ॥ ૬ ॥

હે વીરા બીજ મારગી બીજને ભાળે
આપે તરે ને ઓરનકું તારે ॥ ટેક ॥
હે વીરા સતગુરૂ કરાવી સવળી મત આપે
અંતસ્કરણ ઉજવળ કરે
હે વીરા દીન દીન સ્નેહ અધીકો વધારી
જઈ હરીમાં હરી રૂપ કરે ॥ ૧ ॥
હે વીરા જાગ્રત સુપ્ર સુસોપતી તુરીયા
એ ચારેમાં ઓળખાણ કરે
હે વીરા પ્રે ઉપજાવી વાલયું વધારી
સતગુરૂ ચરણુંમાં ધરે ॥ ૨ ॥
હે વીરા સતગુરૂ લેહેર મેહેર કરી લક્ષ આપે
જાળ જગતનું સઘળું ટળે
હે વીરા સાનું સહેજ ઘરની ઓળખાવી
લઘ સ્વરૂપાનંદ કરે ॥ ૩ ॥
હે વીરા દેવ દ્રષ્ટી કરી હરીને ઓળખાવે
હરખેસું હરૂ ભરૂ કરે
હે વીરા દ્રષ્ટે ચડયા પાછા નહી ખસનારા
એતો અરસ પરસ થઇને ફરે ॥ ૪ ॥
હે વીરા સુતાં બેઠાં જાગતાં ભાળે, સનમુખ સુરતે ઠરે
હે વીરા નેણા આગળ નજીક નેરા
અખંડ જ્યોતયું રીયું જળહળે ॥ ૫ ॥
હે વીરા તે ઝળકે ત્રીલોકીથી ન્યારા,
તેમાં વીરલા વીલાસુ કરે
હે વીરા ગુરૂ મોરાર ચરણે મગન થઇને
એ જસ દાસ જીવો ઓચર ॥ ૬ ॥

હે વીરા જીવવણુ ઝારા તમે જુવો તપાસી
તમે કીયા દેસના વાસી ॥ ટેક ॥
હે વીરા વણુઝ કરવા આવી દેસમાં આવ્યા
જુવો પુંજી પોતાની તપાસી
હે વીરા આધી નજર કરી તમે જોજે
મુડી તપાસી માલ મ વોરજે રાસી ॥ ૧ ॥
હે વીરા ખોટ જાસે તે તો ખાતે મંડાસે
માટે વસાંણું વોરજો ખુબ ખાસે
હે વીરા લાભ લેવાને સહુએ ધ્રાડયા છે
તેમાં કોક ખાટસે કોક ખોમે ॥ ૨ ॥
હે વીરા ગુરમુખી લાભ લક્ષ ઘણો લેસે
તે નર કમાયું કમાઇ ઘરે જાસે
હે વીરા ગુર ખાર મુખીને ખોટયું ઘણીયુંસે
તે નર અધવચ રીયા અથડાસે ॥ ૩ ॥
હે વીરા બ્રહ્મનો અંસતે ભવમાં કુટાય છે
જ્યારે ઘર ન જોયું તપાસી
હે વીરા મુંડી ગમાવીને માવ સર્વે ખોયો
એ અસંખ જુગ ધકકા ખાસે ॥ ૪ ॥
હે વીરા જ્યોનીમાં જનમે ને મરે, તેની જમડા કરે છે હાંસી
હે વીરા સતગુર વીના એને મારગ નહી જડે
જેને ગુર ચરણની નહી આસ્તા ॥ ૫ ॥
હે વીરા આજ કાલકે અસંખ જુગ લગે
ગુર વીના નહી તરવાની આસા
હે વીરા ગુર મોરાર ચરણે જીવો ભાખે
એક ગુરથીજ કારજ થાસે ॥ ૬ ॥

## ચરખાના પદ

આ ચરખો ભલે મળીયો, આતમાં અખંડ ધામે વરીયો
ત્યાં ઠીક થઇને ઠરીયો ॥ આ ચરખો ॥ ટેક ॥
પ્રથમ સતગુરૂ સેવા કીધી, અંગ અરપણુ લઇ કરીયો
દયા મહેર કરી લઇ દયાળુ, લેરે લક્ષજ જડીઓ
॥ આ ચરખો ॥ ૧ ॥
લક્ષજ મળીયો કારજ સરીયો, નીરાધાર ઓળખીયો
નીરખ્યા પરખ્યા હઇડે હરખ્યા,
અબ ચરખો નહી ધરીયો ॥ આ ॥ ૨ ॥
અવનસ જોતાં મનમા ખેવા, આત્માએ એકતા કરીયો
પ્રેમ ભક્તીના પ્રગટેલ દીવા, જોઈ મરજીવા મળીયો ॥ આ ॥ ૩ ॥
દરશન કરીયાં કર્મ ઘેન ટરીયાં, ભર્યો નીરંતર દરીયો
દરીયે નાયા પરમ પદ પાયા,
જ્યું લુણ સાગેરં ભરીયો ॥ આ ॥ ૪ ॥
કહેણી કરણી કરીયા થાકા, મગન હોઇ કર મલીયો
પદ નીરવાણ અથડક યાણા,
બે ભવ સાગરકો ટળીયો ॥ આ ॥ ૫ ॥
અખંડ ધરમ રીયો પંથ સબ ટરીયો
વાલપુ કરકે વરીયો, ગુણ માયા ઠ દ દુઃખ નાઇ
અવે અવનાસી બ્રહ્મ ભરીયો ॥ આ ॥ ૬ ॥
ધન્ય જનુની જેને ઓદર જનમ્યા, પતા પરમપદ જડીયો
કે જીવો ગુરૂ મોરાર ચરણથી
નીરખી પરખી જસ ગાયો ॥ આ ॥ ૭ ॥

* * * * * *

ચરખે આયો પરમ પદ પાયો, નીરાધાર ઓળખાયો
આતમાં અજબ ચરખામાં આયો ॥ આત્મા ॥ ટેક ॥
આ ચરખાકા સતગુરૂ સાચા, જેણે ઘર અપનો બતાયો
અસંખ જુગ ફરીયા ઘરનવ જડીયા
સો સાન દઇ સમઝાયો ॥ આત્મા ॥ ૧ ॥
ઝલ મલ જ્યોતી વરસે મોતી, દેવ દ્રષ્ટ દરસાયો
નેણે નીરખ્યા અંતર પરખ્યા
ગદ ગદ કંઠે ગાયો ॥ આત્મા ॥ ૨ ॥
હરી હુવા નેરા મટીયા ફેરા, વાસનીક લીંગ જરાયો
જાસે આયા સો ઘેર પાયા, નીરખે નીસાણુ ઘુરાયો ॥ આત્મા ॥ ૩ ॥
અનહદ વાજે ગગના ગાજે, ઘંટા નાદ ઘુરાયો
હુવા ઝણુકારા રોમે રરંકારા
સુણતાં સુખ બહુ પાયો ॥ આત્મા ॥ ૪ ॥
દેખ્યો દરીયા સુભર ભરીયા, નેણા ભર ભર નાયો
દીના ડંકા અબ નહી સંકા, પાર બ્રહ્મ પદ પાયો ॥ આત્મા ॥ ૫ ॥
નીરંતર વરસ્યા આતમ દરસ્યા, મણીકા મેઘ વરસાયો
ભયા ઉજીયારા અખંડ સારા
ફેર ચરખે નહી આયો ॥ આત્મા ॥ ૬ ॥
લહેર મહેર સતગુરૂકી એસી, બાહેર ભીતર દરસાયો
કે જીવો ગુરૂ મોરાર મેરા, મેં ચરખે ઠેરાયો ॥ આ ॥ ૭ ॥

* * * * * *

આ ચરખે લીયોને ગોતી, સનમુખ અધર વરસે મોતી
જેની અગમ અપાર છે જ્યોતી, આ ચરખે લીયોને ગોતી ॥ ટેક ॥
સતગુર સેવો લાવજ લેવો, ચરણે ચીત પરોવતી
દયાલ ગુરૂના દીલ રીઝાવ્યાં
તેણે વસ્તુ લીધી ગોતી ॥ આ ॥ ૧ ॥

આપી સાના ઉગ્યા ભાના, દીવા અંધેરા માચી
અજર બીજ સતગુરૂ વે બોયાં, તરત ભયે ઉદ્યોતી ॥ આ ॥ ૨ ॥
નેણે નીરખ્યા દષ્ટે હરખ્યા, સો આદ અનાદકી હોતી
દેખ્યા દરીયા બ્રહ્મ જલ ભરીયા, દાખ દુવાકી પોતી ॥ આ ॥ ૩ ॥
સતગુરૂ મળીયા ભય સબ ટળીયા
અબ ન જાઉં મેં વેતી, નીરાંજન નીરંતર નજરે
ઉરમાં ચઢ ગઈ કેતી ॥ આ ॥ ૪ ॥
દેખ્યા સોઈ વરણુન મેં ન આવે
નહી કોઈ જાત અજાતી, ઓડે દઉતો એક ન પુગે
અબ કેવે કીસ ભાંતી ॥ આ ॥ ૫ ॥
લાલ લીલા નહી પીળા, નહી કોઇ શ્યામ સુપેતી
ત્રીગુણાતીત લાં નહી માયા
તીત લીવા ગગનમાં ગોતી ॥ આ ॥ ૬ ॥
અજબ દેવ દેખ્યા નેણે નરખ્યા
નીરમલ બાઇદે નીતી, વેતી વરતી થીર કરી લેના
ચરખે ચીત પરોની ॥ આ ॥ ૭ ॥
આરિદીથી આ ગોદા બની જાવે, સો પસુમાં ખબર નોતી
કે જીવો ગુરૂ મોરાર ચરણે, સરવે હાર પરોતી ॥ આ ॥ ૮ ॥

* * * * * *

આ ચરખે ચીત પારોતી
લેવા પાર પરી બ્રહ્મ ગોતી ॥ આ ॥ ટેક ॥
નીરાધાર અધર નીસાંણા, ત્યાં ઝલમલ ઝલકે જ્યોતી
અખંડ ઉજીયાગ જુગમે ન્યારા
વરસે નીરમલ મોતી ॥ આ ॥ ૧ ॥
નીરંતર તુરા હે ભરપુરા, ચઢ ગઈ જીવ્યા કહેતી
દાવ ન લેવે કયા કરી કહેવે, ચઢ ગઈ વરતી વેહેતી ॥ આ ॥ ૨ ॥

તીન ગુણુસે તે ઘર ન્યારા, પાંચ તત્વ ત્યાં નોતી
ધરણી આકાશ નહી ધંધુકારા
નહી ચંદ સુરજ ઉદ્યોતી ॥ આ ॥ ૩ ॥
કેવલ પદ કહ્યામાં નાવે, અવનસ રહેત ઉદ્યોતી
સુરતા શબ્દ ત્યાં નહીં પોંચે, થક ગઇ છોતા છોતી ॥ આ ॥ ૪ ॥
કીતાબ કુરાન ત્યાં નહીં પોંચત, નીગમ કહે નેતી નેતી
સત ગુરૂ મળીયા સાનું બતાવી
તબ હામ હયાકી પોતી ॥ આ ॥ ૫ ॥
જુવો જુગતી પામો મુક્તી, દીલની દુબધા ખોતી
જીવન મુક્ત જોગી બ્રહ્મ રસ ભોગી
ગુરૂ ચરણે ચીત પરોતી ॥ આ ॥ ૬ ॥
આઠો જામ અખંડ સરૂવા, નેણા ભર ભર જોતી
લગના લાગી ભ્રમણા ભાંગી
મટ ગયા થોથા પંથ લીયા ગોતી ॥ આ ॥ ૭ ॥
નીરમળ મોતી નેણે જોતી, ગુરૂ શબ્દે લીયા ગોતી
જીવા સતગુરૂ ચરણ રજ, અમર બીજકું બોતી ॥ આ ॥ ૮ ॥

* * * * * *

આ ચરખો કોણ કમાણા
તેના ગઇ સમજાવું ગાણા ॥ આ ॥ ટેક ॥
ધ્રુ અમરીશ પ્રહેલાદ ભીણીક્ષણ
એ મોટા મહીપતી રાણા
વ્યાસ વાલમીક શુક સનકાદીક
એ અધર ઘર મોજયું માણ્યા ॥ ૧ ॥
ધર્મ દ્રુપતી અરજુન સહદેવ, કુંતા કમાઇ કમાણા
કૃષ્ણ કેતાં ફાટયું તાળવું, એ સાતે પહોંચ્યા નરવાણા ॥ ૨ ॥

હરચંદ તારા કુંવર રોહીદાસા, સતને કારણ વેચાણા
સંગાળ શેઠ ચંગાવતી નારી, આવતા અભીયાગતને જાણ્યા ॥ ૩ ॥
ખાંડણીએ ચેલઇયો ખાંડયો, નેણાંમાં નીર નવ આણ્યાં
સુદામે દારીદ્ર વેઠયું, શ્રી કૃષ્ણે ટાળી માણ્યા ॥ ૪ ॥
નવાણું જગન કીયા બલીરાજા, સો માનો સામાન ઓછો
બટુ રૂપે વામનજી આવ્યા, સતને કારણ બંધાણાં ॥ ૫ ॥
હરી ત્રુઠયાને અભેપદ આપ્યું બાર કરોડ નરવાણા
એના આદે અનેક સંત ઓધાર્યાં તેના કેવાય ન પરમાણા ॥ ૬ ॥
એનું સુમરણ કરતાં સંકટ કાપે, દરસાઈ હે દરસાણા
કે જીવો ગુરૂ મોરર ચરણે, આ કાયાયેં પુગેલના પરમાણા ॥ ૭ ॥

* * * * * *

કર સતગુરૂ ચરણે પ્યારી,
તો આ ચરખે મળે મોરારી ॥ કર ॥ ટેક ॥
સાચે મેવો ભાવે ભજીયે, દીન દીન સ્નેહ વધારી
સતગુરૂ રીઝયાં કારજ સીધ્યાં, કરમ સેન દીયો ટાળી ॥ ૧ ॥
દયા મહેર કરી દેસ ઓળખાયો
જોયું ઘર આપણું સંભાળી, માન કાપી સાન આપી
વસ્તુ કરી નીરાળી ॥ ૨ ॥
ઝલ મલ જ્યોતી વરસે મોતી, સુખમણા સેજ સમારી
હીરા માણેક ઝળ મળ ઝળકે, તેજ અગમ અપારી ॥ ૩ ॥
દ્રષ્ટે ચડીયા કર્મ સભ બળીયા, દીયા પાપ સભ જારી
નેણે જાણ્યું બ્રહ્મ રસ ચાખ્યા, મટી રેન અંધારી ॥ ૪ ॥
ઉગ્યા સુરા વાગે તુરા, હો રહે ઝણુણુણ ઝણકારી
સુણીયા કાના મીટગયા માના, શબ્દ અખંડ અપારી ॥ ૫ ॥

ઝલકયા તેજ અંતર ભેજ્યા, નીરખ્યા નેણે નીહારી
નીરંતર નુરા ભર્યા ભરપુરા, લગી સુરતા એક તારી ॥ ૬ ॥
નજીક નુરા રહેન દુરા, બાહે બી તર ભારી
જીવો કે ગુરૂ મોરાર ચરણે, દઈ રેખ કર્મ પર મારી ॥ ૭ ॥

* * * * * *

આચરખો ચીતમાં વીચારી, તેણે ગુરૂ ચરણે ચીત ધારી
તેણે પાર પરી બ્રહ્મ ભારી ॥ આ ॥ ટેક ॥
કયાંથી આવ્યોને કયાં મારે જાવું, મનમાં કરો નીરધારા
આ ભવાટવીમાં શું અરથે ફરૂં છું
ખબર વીના થાઇસ ખુવારા ॥ ૧ ॥
વળુ પાછો પણ વાટ ન સુઝે, હવે થઈ ગયો દસમુ વાડી
અથડાતા અસંખ જુગ વીત્યા, ત્યારે સતગુરૂએ કરી સાહાઈ ॥ ૨ ॥
ધીરજ દીધી મહેરજ કીધી, દયા કરી દયાળા
ગેલ બતાયા પંથ કટાયા, સેજે બતાયા સહેરા ॥ ૩ ॥
અબ નહી ભુલું ચરણ નહી મેલું, વરતાઇ રહી સબ વેળા
સાન આપી માન કાપી, નજરે કર્યા હરી નીરાઈ ॥ ૪ ॥
જોયું જોતું મટી ગયું છોતું, અખંડ ભયા ઉજીયારા
તેણે નરખ્યા અંતર પરખ્યા, હોઈ રહી સારમ સારા ॥ ૫ ॥
જે ધરથી આયા સો ઘર પાયા, મીટ ગયા સરવે ઉકાળા
ઘોડજ મેટી ધોખા ટલીયા, અરોગ ભયા અબ હેરા ॥ ૬ ॥
એસા પરતાપ સતગુરૂ સાહેબકા, ફંદ મીટયા નહી ફેરા
જીવો કે હો મોરાર ગુરૂ સ્વામી, મેં જુગોજુગ ચરનકા ચેરા ॥ ૭ ॥

* * * * * *

જે સતગુરૂ સંત લે સારા, તેણે નીરખ્યા પદ નીરાધારા
અબ ચરખે કોણધરે અવતારા ॥ જે સતગુરૂ ॥ ટેક ॥

મેરમ સતગુરૂ મેહેર કરાઇ, અંતર ભયા ઉજીયારા
અગમ અગોચર તે ગોચર ગુરૂગમસે, સનમુખ દેખ્યા સારા ॥ ૧ ॥
ભઈ ઓળખાણી નજરે નીસાણી, નહી નેણાસે નીરાળા
અખડ નુરા ભયા ભરપુરા, આતમ કર્યા એક તારા ॥ ૨ ॥
દીના ડંકા મીટીયા સકા, ભય ભવકા સબ ટાળ્યા
મણી માણીક મોતી હીરા, વરસે અવનસ ધારા ॥ ૩ ॥
સુરતે સનમુખ જ્યોતું ઝલકે, તેજ અગણીત અપારા
નજરે આવે કયાં ન જાવે, પાર પરી બ્રહ્મ પીયારા ॥ ૪ ॥
એ ભેદ હે સુક્ષમ વેદકો, ચાર વેદમે બારા
ગુરૂ પ્રતાપે ગોતી લીયા, અબ ન ધરૂં અવતારા ॥ ૫ ॥
છતી દેહમે નીરખી લીના, પલ પલ કર્યા દેદારા
વાસનીક લીંગ નવ તત્વકા, બ્રહ્મ અગની સેં પરજાર્યા ॥ ૬ ॥
એ ઘર ગુરૂ પ્રતાપસે મળીયા, સતગુરૂએ કરી સંભારા
જીવો કે ધન્ય મોરાર સતગુરૂ, ઉતાર્યા ભવ જલ પારા ॥ ૭ ॥

---